# નમ્ર નિવેદન

"આર્યસુધર્મોદયસમિતિ" તરફથી આ પ્રથમ ગ્રંથ 'હરનાથચરિતામૃત' પ્રકટ કરતાં અમને બહુ આનંદ થાય છે. શ્રીહરનાથ શ્રીકૃષ્ણના અવતારરૂપ મનાતા હતા, શ્રીકૃષ્ણ ચૈતન્યના જેવા જ પ્રેમમૂર્તિ હતા. આ ગ્રન્થ પ્રકટ કરવામાં મુખ્ય સેવા શ્રી વિઠ્ઠલદાસ જેઓ "ભગત" તરીકે જાણીતા છે તેમની છે. એમના પિતા સ્વ. નાથાભાઈ શ્રીહરનાથના મુંબઈ ઈલાકામાં પ્રથમ ભક્ત હતા. તેઓ બંગાળી વાંચી સમજી શકતા, અને બંગાળીમાં શ્રીહરનાથનું સાહિત્ય વાંચી તેમની સાથે પત્રવ્યવહાર શરૂ કરી તેમના અનન્ય ભક્ત થયા હતા. જો કે તેઓ શ્રીહરનાથના દર્શન પોતાના જીવનમા પ્રાપ્ત કરી શક્યા ન હતા, તો પણ તેમનુ હૃદય શ્રીહરનાથ-મય થઈ ગયુ હતું, અને તેમના સુપુત્ર શ્રી વિઠ્ઠલદાસ "ભગત"નુ હૃદય પણ શ્રીહરનાથથી જ પૂર્ણ છે.

શ્રીહરનાથજીનો અનુભવ શાસ્ત્રી દિવાશંકરે સારી રીતે આપ્યો છે, એટલે તે વિષે અહીં વધુ લખવાની આવશ્યકતા નથી. તો વિશેષ પ્રભાવ આ ગ્રન્થ વાંચવાથી જ સ્પષ્ટ થશે.

ભગત શ્રી વિઠ્ઠલદાસે આ ગ્રંથ ભાવપૂર્વક હૃદયથી લખ્યો છે. વિદ્વાનોને એમા ભાષાની અશુદ્ધિ કદાચ માલમ પડે તો પણ ભાષાનો મુખ્ય ઉપયોગ હૃદયના ભાવ પ્રદર્શિત કરવામા જો થયો હોય, તો સુજ્ઞ પુરુષો ભાવ તરફ જ વધારે લક્ષ

આપે છે. સુંદર વસ્તુની કિંમત તેની આસપાસ વિંટાળેલા કાગળમાં કે વસ્ત્રમાં નથી, પણ તેના આંતર ગુણમાં જ છે, એ સર્વને વિદિત જ છે. સુજ્ઞેષુ કિં બહુના?

ખબ્બર બિલ્ડિંગ
સી. પી. ટેન્કરોડ
મુંબઈ.
તા. ૨૭ જુલાઈ ૧૯૪૯

ધીરજલાલ ગજદાસ સાંકળીઆ
પ્રમુખ,
"આર્યસુધર્મોદય સમિતિ"
મુંબઈ.

सर्व धर्मान् परित्यज्य मामेकं शरणंव्रज
अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥

ભ ગી અ ૧૮ શ્લો ૬૬ શ્રીકૃષ્ણ



જે તમને મળે તેને કહો કે પોતપોતાના પાપનો બોજો મારે માથે મૂકી તેઓ નિષ્પાપ અને પવિત્ર થઈ પ્રેમસિન્ધુ શ્રીહરિને દિલખોલી પુકારે નર્ક મને ભયનુ સ્થાન નથી તમને સ્વર્ગમા સુખી અને પ્રેમી જોઈ હુ મહા આનંદથી નર્કમા પણ કાળ નિર્ગમન કરી શકીશ

**પાગલ હરનાથ**

# "પ્રભાતિયું"

## ઝુલણાની ચાલ

પ્રાણવલ્લભ પ્રભુ, નાથ હરનાથ તેં, પતિતને તારવા જન્મ લીધો
હરી કરૂણા કૃપાળુ. કલીકાળમાં, નામસ્મરવા તણો મંત્ર દીધો
બાંસરીથી મધુર વાણી તું વદી રહ્યો. "કૃષ્ણ બોલો, બધા, કૃષ્ણ બોલો
હૃદયના દ્વારની શુભ ચાવી તણા શબ્દ, હરિ બોલ, હરિ બોલ બોલો
માર્ગમાં જે મળે સર્વને આપજો આટલો અભય સંદેશ મારો
પુંજ તવ પાપના, બોજ ચિંતા તણા મૂકજો સર્વ એ શિર મારે
થઈને નિષ્પાપ વળી હૃદય નિર્મળ કરી દીલ ખોલી હરિને પુકારે
પ્રેમના સિન્ધુ એ દીન વત્સલ હરિ સાથ સુખમાં તમે સર્વ મહાલજો
નરકનું સ્થાન નથી લેશ ભયરૂપ મને, મહાલતાં સર્વને પ્રેમ સુખમાં
કાળ મમ વ્યતીત થાએ ભલે નરકમાં, નિરખી તમને હરિ સાથ રમતાં
જીવનના જીવનને, જીવન જીવવા તણો. મંત્ર હરિનામનો સુલભ આપ્યો
કુસુમ હરનાથ! તવ ચરણમાં વંદના, શરણ આ અધમને નિત્ય રાખો

—મા દા°

# પ્રેમાવતાર શ્રી ઠાકુર હરનાથનો પરિચય.

લેઃ-શાસ્ત્રી રેવાશંકર મેઘજી દેલવાડાકર

અધ્યાપક-ભારતીય વિદ્યાભવન, ૧૨૫ ગુલાલવાડી મુમ્બઈ ૪.

प्रपन्नपारिजाताय तोत्रवेत्रैक पाणये ।
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥

દૈવી સંપદ વિભૂષિત મુંબઈનિવાસી શેઠશ્રી દ્વારકાદાસ કલ્યાણદાસ કે જેઓ ધર્મપ્રેમી, વિદ્યાવિલાસી અને મારા જેવા જૂના શિરસ્તાના વિદ્વાનો તરફ પૂજ્ય ભાવ ધરાવનારા ગુણગ્રાહી સજ્જન હતા. અન્ય વિદ્વાનોની પેઠે મારા પ્રતિ પણ તેમને પૂજ્યભાવ હોઇ ઘણીવાર તેમને ત્યાં "કૃષ્ણ-કુંજ"માં મારે જવાનું થતું. "પાગલ હરનાથ" નામે ઓળખાતા શ્રીહરનાથજીના તેઓ અને તેમનું કુટુંબ અનન્ય ભક્ત હોઈ મને પણ તે "પાગલ"ના દર્શનનો અને તેમના જ્ઞાનામૃતનો લાભ કલાકો સુધી મળતો, રાત્રિના બાર ત્રેણ વાગી જાય તોપણ પાગલની મસ્તી ચાલુ રહેતી.

આજથી ૨૦ વર્ષ પહેલાની આ વાત છે. શ્રીહરનાથની ભક્તમંડલીમાં હરેક જાતિના ભક્ત લોકો છે અને ભેદભાવ વિના બધા જોડે શ્રી "પાગલ" છૂટથી વાર્તાલાપ કરતા હતા. "શ્રીહરનાથ સમિતિ" નામે એક સંસ્થા પણ છે. તેમાં સુશિક્ષિત લોકો છે તેમાંના ઘણા લોકોને હું જાણું છું. આ સંસ્થાએ ધર્મપ્રચાર માટે ઘણાંય ધાર્મિક પુસ્તકો અને

જાહેર લોકોદ્ધારા ભક્તિ અને જ્ઞાનનો ઘણો પ્રચાર કર્યો છે. શ્રી હરનાથની જયન્તિ દિને મુંબઈ વગેરેમાં તેમના ભક્તો ઘણે ઠેકાણે હરિકીર્ત્તનાદિ પ્રસંગો યોજીને ધાર્મિક જાગૃતિ અને સદ્‌ગુરુ તરફ પૂજ્ય ભાવ વ્યક્ત કરી ભગવદ્‌ ભજન કરી કરાવી મનુષ્ય જન્મને સાર્થક કરે છે. પૂર્વે જ્યારે શ્રીહર નાથજીનુ મુંબઈમાં પધરામણુ થતું ત્યારે મને ખાસ પત્રદ્વારા નિમંત્રણ મળતું અને રાત્રે ખાસ સમય મેળવી હું "પાગલ"ની છેડતી કરવા પૂગી જતો. મારા સ્વભાવ પ્રમાણે મને મૂંગુ રહેવું કે કામ વગર ખાલી બેસી રહેવું ગમે નહિ જ્યારે ઘણાય પારસી, ક્રિશ્ચિયન, મુસ્લિમ અને હિંદુ લોકોની ઠઠ્ઠ જામી હોય ત્યારે શ્રીદ્વારકાદાસભાઈ મને કહે કે, "પાગલની સામે બેસી રહેવાથી કાંઈ નહિ વળે. કાંઈ છેડતી કરો તો બધાને તેમની મસ્તીનો લાભ મળે," અને પછી હું કાંઈક એવી જ વિલક્ષણ શંકા પૂછીને છેડતી કરૂં કે પછી તેની જે મસ્ત જોવા અનુભવવામાં આવતી તે અત્રે વર્ણવી શકાય નહિ. સમુદ્ર મંથનમાંથી તો અમૃત અને ઝેર બને નીકળેલાં પરંતુ અહિ તો જ્ઞાનામૃતની છોળો ઉડે, પીતાં ધરાઈએ જ નહી પરંતુ તેને પચાવવાની શક્તિ બધાયમાં હોતી નથી નહિતર બેડો પાર જ થાય ના? શ્રીહરનાથ પ્રેમલક્ષણા ભક્તિના પ્રચારક હતા અને તેમાં જ મસ્ત રહેતા, "સંસારમાં રહ્યા છતાં પ્રભુને ભૂલશો નહિ," એ જ તેમનો લોકોને ઉપદેશ હતો. ક્ષણમપિ સજ્જનસંગતિ-રેકા ભવતિ ભવાર્ણવ-તરણે નૌકા। સજ્જન-સન્ત મહાત્માઓની સંગતિ ક્ષણવાર પણ જો થાય તો સંસારરૂપી સમુદ્ર

તરી જવાય અને ફરીવાર લક્ષ ચોર્યાસીના ફેરામાં આવાય નહી, "ગુરુ બિન મિલે ન જ્ઞાન" આ સંસારમાં આપણા જેવા સંસારી છવોનું જ્ઞાન અજ્ઞાનથી ઢંકાએલું હોય છે. તેથી જ તેઓ જ્યાં ત્યાં આથડયા કરે છે તેમને પરમાત્મા સ્વરૂપ સદ્દગુરૂ જ્યારે મળે છે ત્યારે જ અજ્ઞાનરૂપી તિમિરનો પડદો સદ્દગુરૂના જ્ઞાનરૂપી અંજન શલાકાના આંજવાથી દૂર થઇ જાય છે, અને હૃદયકમળમાં રહેલા પ્રભુનો સાક્ષાત્કાર થાય છે અને બ્રહ્માનંદમાં લીન થવાય છે. આ સ્થિતિને કેટલાંક અજ્ઞ લોકો તેને ગાંડપણ કહી નિંદા કરતા, મીરાંએ સ્વમુખે પણ ગાયું છે કે, "ઘેલાં ભલે થયાં રે બાઈ અમને ઘેલામાં ગુણ લાગ્યો." ખરેખર પ્રભુમિલનની મસ્તી કાંઈ ઓર જ હોય છે. આવા પાગલને દુનીયાની નિંદાની પરવા હોતી નથી, તેઓ વિધિ નિષેધથી પર હોવાથી આપણને તેમનાં આચરણો વિલક્ષણ જેવાં લાગે છે. ડાહ્યા દીવાના જેવા લાગે છે. કિન્તુ પ્રભુમાં પાગલ બની પ્રભુરૂપ બનેલાંઓને દુનીયાના પાગલ લોકોની નિંદા કે સ્તુતિની પરવા હોતી નથી. એવા પાગલને સાચા સ્વરૂપે એકાન્તિક ભક્તો જ ઓળખી લઈ તેમના પ્રીતિ–ભાજન બને છે. જ્યારે ભાગ્યોદય થવાનો હોય ત્યારે જ આવી સમર્થ વિભૂતિની સેવા અને સત્સંગનો લાભ મળે છે. શ્રી માણેકલાલ માસ્તર અને તેમના ભાઈ "ભગત" શ્રી વિઠ્ઠલદાસ દેવ, દ્વિજ, ગુરુ અને વિદ્વાનોના પૂજક હોઈ પોતાના સ્વ. પિતાજીના પુનિત પગલે ચાલી શ્રીહરનાથજી તરફના પૂજ્ય ભાવથી દરવર્ષે

પોતાને ત્યાં શ્રીહરનો જયન્તિ ઉત્સવ કરી સૌને તેનો લાભ આપે છે એ ઘણા આનંદની વાત છે.

શ્રીહરનાથને કેટલાએક અજ્ઞાની લોકો મનુષ્ય રૂપે, મધ્યમ લોકો અવતાર તરીકે અને ભક્તો કે શિષ્યો તેમને પરમાત્મારૂપે માને છે. શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે કે, "મૂર્ખ લોકો મને સામાન્ય મનુષ્યરૂપે માની મારી નિંદા કરે છે કારણ કે તેઓ મારા ખરા સ્વરૂપને જાણતા નથી." શ્રીહરનું સ્વરૂપ પણ તેવું જ હતું. એકાન્તિક ભક્તો અર્જુન અને ઉદ્ધવ જેવા જ જેમ શ્રીકૃષ્ણને ઓળખી લઈ नष्टो मोहः स्मृतिर्लब्धा ॥ વાળા થઈ ભગવત્ સ્વરૂપને પામ્યા તેમ શ્રીહરનાથના સાચા સ્વરૂપને જાણનારા એકાન્તિક ભક્તો વિરલાજ હોય છે. શિષ્યોના વિત્ત હરનારા ગુરુઓ તો આજે ઘણા હોય છે, પરંતુ શિષ્યના ચિત્તને પ્રભુમાં લીન કરી બ્રહ્માનંદ સુખ દેનારા સદ્દગુરુ વિરલ હોય છે. અને આવા નિઃસ્વાર્થી ગુરુની કૃપાથી જ હૃદયની અજ્ઞાનરૂપી ગ્રંથી તુટી જાય છે, સર્વ સંશયો દૂર થાય છે. શુભાશુભ કર્મનો નાશ થાય છે અને જીવન્મુક્ત દશા ભોગવતો ભક્ત પ્રભુ દર્શનમાં મગ્ન રહી અખંડાનંદ સુખ ભોગવે છે. ઈતિ શિવમ્, श्रीकुसुमहरनाथो विजयते ।

સંવત ૨૦૦૫ આષાઢ સુદી ૭
શ્રીહરનાથ જયન્તિદિન.



શરણાગત મનુષ્યોને આનન્દનો સમુદાય આપવા માટે પ્રપંચનો ડોળ કરો છો, અર્થાત્ અવતાર ધારણ કરો છો. હે પ્રભો! આપના સ્વરૂપને જાણતા હોય તે ભલે જાણો મારે વિશેષ કહેવાનું કંઈ પણ પ્રયોજન નથી

त्वामात्मानं परं मत्वा परमात्मानमेव च ।
आत्मा पुनर्बहिर्मृग्य अहोऽज्ञजनताऽज्ञता ॥२७॥

તમે જે આત્મા છો, તેને દેહાદિક માનીને અને દેહાદિકને આત્મા માનીને આ દેહને વિષે ખોવાયેલા આત્માને ફરી બહાર શોધવો, અહોહો!!! એ અજ્ઞાની જનોની કેટલી બધી અજ્ઞાનતા છે!! (આતો ઘરમા ખોવાઈ ગયેલી વસ્તુને બહાર શોધવા જેવું છે)



## * આભાર દર્શન *

આ પુસ્તક પ્રકટ કરવા માટે

—:લેખકો:—

શ્રીયુત્ સત્યચરણ શેન
,, વિનયકાંત કૃપાશંકર
,, ભાગવતચંદ્ર મિત્ર

—:તન, મન, અને ધનના સહાયકો:—

શ્રીયુત્ ધીરજલાલ વ્રજદાસ સાંકળીયા
શાસ્ત્રી રેવાશંકર મેઘજી દેલવાડાકર
શ્રીયુત્ નટવરલાલ મહેતા
શ્રીયુત્ ત્રિભોવનદાસ ભીમજી ઝવેરી
શ્રીમતિ તારામતી કીસનદાસ ત્રિભોવનદાસ મંગળદાસ
શ્રીયુત્ મોહનલાલ કરસનદાસ ચોકસી
શ્રીયુત્ માણેકલાલ નાથાભાઈ મહેતા
શ્રીયુત્ મનહરલાલ નાથાભાઈ ચોકસી
શ્રીમતિ નાની ગોપી

ભાષા, વ્યાકરણ વગેરેના દોષો ક્ષમ્ય ગણી આ પુસ્તકનું વાંચી મનન કરનાર વાંચક વૃન્દ.

# વિષયદર્શન

# ॥श्रीहरनाथस्तोत्रम्॥

કર્તા–(કટક રાભેન્સા કૉલેજના હેડમાસ્તર શ્રીયુત ઉપેન્દ્રનારાયણ ગુપ્ત (બી. એ., બી. ટી.)

जयति जयति वंद्यः स्वर्णमुख्यब्धिचन्द्रः।
जयति कुसुमनाथः प्रेममूर्तप्रकाशः ॥
जयति वृजिननाशः कृष्णमात्रैकभाषः।
जयति जयति नाम प्रेमशक्तिस्वरूपः ॥ १ ॥

ભાવાર્થ:–શ્રી સોનામુખી રૂપી સાગરમાંથી જન્મેલા જે ચંદ્ર છે, જેઓ પ્રણામ કરવા યોગ્ય છે, તેમનો જય છે, જય છે. જેઓ કુસુમકુમારીના નાથ છે, જેઓ પ્રેમના મૂર્તિમાન્ પ્રકાશરૂપ છે, તેમનો જય છે. જેઓ દુ:ખનો નાશ કરનાર છે, જેઓ કૃષ્ણકથા સિવાય બીજી વાત કરતા નથી, તેમનો જય છે. જેઓ નામ અને પ્રેમની ઉભય શક્તિરૂપ છે, તેમનો જય છે, જય છે. ૧.

स्वर्णमुखीहर्थं भूसुरवर्यं कृष्णकथाभिर्धूततमिस्रम्।
आग्रहिभक्तैः संततसेव्य त्वं हरनाथं पूजय नित्यम्॥२॥

ભાવાર્થ:–જેઓ "સોનામુખી" ગામમાં ઉત્તમ બ્રાહ્મણ કુલમાં અવતર્યા છે, કૃષ્ણની કથાથી જેઓ અંધકાર દૂર કરે છે, જેઓ આગ્રહી ભક્તોથી સદા સેવાય છે, તેવા હરનાથની હંમેશાં તું પૂજા કર. (૨).

नवद्वीपभुवी महाभास्करो य ।
उदेति स्म राढ़ियानन्दचन्द्र ॥
स गौरोऽनघनश्च तौ पुष्पवन्तौ ।
पुनश्चापि गाढ़े मिलित्वा हरोऽयम ॥३॥

ભાવાર્થઃ-જેઓ નવદ્વીપની ભૂમિમા મહા સૂર્ય સમાન છે, અને રાઢ દેશના ગગનમા ઉદય પામેલા આનંદ ચંદ્ર છે, તેઓ ગૌર અને નિતાઈ પુષ્પરૂપે ખીલ્યા હતા, તે ફરીથી રાઢ દેશમા એકઠા મળીને આ હરરૂપે અવતર્યા છે. (૩)

गुप्तेऽप्यस्मिन् द्युतिरिह कमलनयनयो र्यद्दीप्ते प्रमाणं ।
माधुर्यं मन्दहासेन्दु च हिमकिरणस्यैव वृत्तिं व्यनक्ति ॥
प्रेमोद्गारैश्च वाक्यैरुभयचरितचिह्नैः सदा द्योतयन् स्वं ।
ध्येयोऽसौ चित्तवृत्ति कुसुमपतिहर प्रेमद प्रेमसिन्धु ॥४॥

ભાવાર્થઃ-જેઓ ગુપ્ત સ્વરૂપે રહેવા છતા, જેમ સૂર્યનો પ્રકાશ વાદળાને ભેદી મનુષ્યનાં લોચન સામે પ્રગટ થાય છે તેમ તેમની કાંતિ પ્રગટ થાય છે. એમના મંદ હાસ્યનુ માધુર્ય ચંદ્રની વૃત્તિને પ્રગટ કરે છે જેઓ પોતાનો પ્રેમ પ્રગટ કરતા વાક્યોથી નિમાઈ અને નિતાઈ બંને મહાપ્રભુના ચિહ્નોથી સદા પ્રકાશે છે, તે આ કુસુમપતિ હરનાથ, જે પ્રેમનુ દાન કરવાવાળા છે અને જે પ્રેમના સાગર છે તેમનું નિરંતર ધ્યાન ધરવુ. (૪)

दत्त्वा नन्दनदर्शनं स्वमहिमान् यस्तनोति प्रभुः ।
पापोन्मूलनशक्तिभिः सुविमलप्रेमार्पणं भावुक ॥

दुखं कृन्तति चैव हास्यमधुरेणास्येन चासौ महान ।
तस्माद् भक्तजनेषु वै परिचितो वंद्यश्च नाथो हरः ॥५॥

**ભાવાર્થ:**– જે પ્રભુના દર્શન માત્રથી સહુને આનંદ થાય છે, તેવા આનંદનું દાન આપી, જે પ્રભુ પોતાના મહિમાનો વિસ્તાર કરે છે, જેઓ પાપને ઉખેડી નાંખનાર શક્તિઓથી અને સુનિર્મલ ભાવણોથી પ્રેમનું દાન કરે છે, અને જે આ મહાન્ પ્રભુ પાપોનો વિનાશ કરે છે, હાસ્યથી મધુર મુખારવિંન્દથી દુઃખને કાપી નાખે છે, તે સઘળાં કારણોથી ભક્તજનોને નિશ્ચયથી પોતાનો પરિચય આપ્યો છે, એવા હરનાથ પ્રભુ વંદન કરવા યોગ્ય છે. (૫)

अन्तर्यामी बहिर्वै विहरति गृहिणो रूपभावैश्च युक्तो ।
भूषां श्लाघ्यां पिधत्ते घनिकगृहगतः प्राकृतानां जनानां ॥
क्लेशे चान्ये स्वकीये कुलिशकठिनहृन् कोमलाङ्ग परार्थे ।
स्वीकुर्वन भक्तदुःखं कृपयति नितरां लोकवृन्दं दयार्द्रः ॥६॥

**ભાવાર્થ:**– જેઓએ બહારથી ગૃહસ્થ વેશ ધારણ કર્યો છે અને અંતર સ્વરૂપે જેઓ ગુપ્ત સન્યાસી છે, પારકાનાં દુઃખ સહેવામાં જેઓ વજ્ર જેવા કઠણ છે, અને પારકાનાં દુઃખ હરવા માટે ફૂલ કરતાં પણ કોમળ છે, ભક્તોનાં દુઃખ હરવા માટે જેઓ ઘણું કષ્ટ વેઠે છે, અને સહુના ઉપર અકારણ કરુણા કરે છે, એવા પરમ દયામય હરનાથ પ્રભુ ભક્તવત્સલ ભગવાન્ છે. (૬)

भारतेऽस्मिन् सरोवर्ये संसाराहास्यकैरवम ।
तस्य हार्दं वितरयायमुदितो हर चन्द्रमाः ॥७॥

ભાવાર્થઃ–આ ભારતવર્ષ રૂપી સરોવરમાં બંગશાઠ નામનુ કમળ છે, તેનુ હાસ્ય વિસ્તાર કરવા માટે હરરૂપી ચંદ્રમા ઉદય પામ્યા છે. (૭)

कृष्णनामजातभावभासुरैचास्यमंडलम ।
सुस्मितेन ताडिताघलोकदुःखविनाशन ॥
भक्तनेत्रपीतधन्यमाधुरं च सुदर्शनं ।
नित्यमीड्यपादपद्ममत्र नौमि च सुन्दरम् ॥८॥

ભાવાર્થઃ–જેઓનું કૃષ્ણનામથી ઉત્પન્ન થતાં ભાવરૂપી શોભાથી મુખ મંડળ પ્રકાશી રહ્યુ છે, અને સુંદર સ્મિતથી લોકનાં પાપ દૂર કરે છે, અને દુઃખ નાશ કરે છે, ભક્તના નેત્રથી પાન કરાતું જેમનુ મધુર મુખારવિંદ સુંદર દર્શનવાળું છે એવા સુન્દર ચરણકમળવાળા પૂજવા યોગ્ય હરનાથને હું નમસ્કાર કરૂ છું. (૮)

हरति तिमिरपुंजं भक्तचित्तस्य नित्यं ।
स्मितमधुरकटाक्षैस्तस्य हेतोर्हराख्या ॥
भवभयहरणाद् वै प्रेमदानादिदानीम् ।
दुरितदलितबंधोर्नाथ युक्ता तदाख्या ॥९॥

ભાવાર્થઃ–મધુર કટાક્ષોથી ભક્તોના ચિત્તનો અજ્ઞાન સમૂહ હરણ કરે છે, તેથી તેનું "હર" નામ છે. સંસારના ભય, તાપ અને સંતાપનો નાશ કરવો એ તેનું નિશ્ચિત નામ છે. જેઓ પ્રેમનું દાન કરે છે અને જેઓ પાપીઓના અને દલિતોના બંધુ છે, જે માટે તેમનુ "હર"ની સાથે "નાથ" એટલે "હરનાથ" એ નામ યુક્ત છે. (૯)

मधुरालापहास्यैः कृष्णनामामृतेन च ।
मनो हरति भक्तानां हरनाथः स मे प्रभुः ॥१०॥

ભાવાર્થઃ—મધુર વાર્તા અને મધુર હાસ્ય વડે અને કૃષ્ણનામ રૂપી અમૃત વડે જે ભકતોના મનનું હરણ કરે છે તે "હરનાથ" મારા પ્રભુ છે. (૧૦)

हरनाथस्तवं पुण्यं प्रातरुत्थाय यः पठेत् ।
कृष्णभक्तिमवाप्नोति स चान्ते परमां गतिम् ॥११॥

ભાવાર્થઃ—હરરોજ સવારમાં ઉઠીને જે આ પવિત્ર એવા હરનાથ સ્તોત્રનો પાઠ કરશે તે કૃષ્ણભકિતની પ્રાપ્તિ કરશે અને અંતે પરમ ગતિને પ્રાપ્ત કરશે. (૧૧)



## હરનાથનું પ્રકાશરૂપ

હરનાથ સ્વયં એક પત્રમાં લખે છે કે:—

Sonamukhi
22 July 1920

**My dear dear Vithal,**

Yes, I know you well and also know your duty too. Please remember that I have been entrusted to the charge of you two brothers Dear Nathabhai only planting me did not survive to see my luxuriant growth. So I am now your property and I shall feel much if you do abuse your deposited and entrusted property. May krishna keep you always in my side. Dear, time will come when you will see that I cannot be compared with anything. Krishna has sent me on some spiritual mission. Live long and try to bring your endeavour to a successful end Know it certain, I am yours.

*   *   *   *   *

Yours affly
HARA

સોનામુખી
૨૨ જુલાઇ ૧૯૨૦

મારા પ્રિય વહાલા વિઠ્ઠલ !

હા, હું તમને અને તમારા કર્તવ્યને સારી રીતે જાણું છું. યાદ રાખજો કે તમો બંને ભાઇઓ ને મારી સંભાળ રાખવાનું કામ સોંપાયેલું છે. એકલા વહાલા નાથાભાઈ જ મને ઉછેરતા રહ્યા, પણ મારા જીવનનો અખૂટ વિકાસ જોવા તે ન રહ્યા. તેથી હવે હું તમારી પોતાની મિલ્કત છું અને જો તમો તમારી તમને સાચવવા આપેલી અનામત મિલ્કત વેડફી દેશો તો મને ઘણોજ આઘાત થશે. કૃષ્ણ હંમેશાં તમને મારી સાથે રાખે. વહાલા! સમય આવશે ત્યારે તમો જોઇ શકશો કે મારી સરખામણી કોઈની સાથે થઇ શકે નહિ. કૃષ્ણે મને કોઈક આધ્યાત્મિક કાર્ય માટે મોકલ્યો છે. દીર્ઘાયુષી થાઓ અને અંતિમ સફળતા મેળવવાના પુરુષાર્થમાં પ્રયત્નશીલ રહો. એ નિશ્ચય જાણો, હું તમારોજ છું.

તમારો સ્નેહી,

હર

ઠાકુર હરનાથે ઘણાં ઉપર અયાચિત કૃપા કરેલી છે. નિત્યાનંદ પ્રભુએ લોકોની સામે જઈ જેમ પ્રેમ દાન કર્યું, તે પ્રમાણે ઠાકુર હરનાથે પણ વણ બોલાવ્યે સામે જઈ હરિ પ્રેમનું દાન દીધું છે, એટલું જ નહિં પણ તે સિવાય આવી રીતે હરનાથ ઘણાં લોકોના દુઃખના બેલી થયા છે. તે ખરેખરા ભક્તવત્સલ થયા છે.

હરનાથનાં બાળજીવનની આશ્ચર્યકારક વાતો નજરે જોવા છતાં કોઈ તેમને ઓળખી શકતા નહિ. તેઓને ઓળખાવવાનુ કારણ થયા તેમના મોટાભાઈ શિવનાથ. જો હરનાથ શિવનાથ તરફથી અપમાન ન પામ્યા હોત, તો આજે જેમ અનેક લોકો ઠાકુરની કૃપા મેળવવા ભાગ્યશાળી બન્યા છે તે બની શકત કે કેમ, તે શંકા છે. શિવનાથ તરફથી અપમાન કરવામાં આવ્યુ તેથી તેમણે ઘર છોડયુ. તેમને નોકરી સ્વીકારવી પડી. એ બધા નિમિત્તને લઈ ને હરનાથને સૌ આજે જાણવા લાગ્યા છે.

સોનામુખી નાનુ ગામ હતું. લોકોની સંખ્યા થોડી હતી, તેથી તેઓ ત્યાં વધારે કાર્ય કરી શકયા નહિ. પરંતુ કાશ્મીરમાં તેમનું કાર્ય વધારે પ્રકાશિત થયું. વિશ્વનાં લોકોની દ્રષ્ટિ સામે હરનાથના અપૂર્વ મહિમાનો પરિચય થવાનો હતો માટે જ કાશ્મીરની નોકરી કરવાનો યોગ આવ્યો. જે વખતે ઠાકુર કાશ્મીર ગયા, તે વખતે બંગાલના લોકો પરગામ જતા નહિ, પણ ઘણાં થોડા લોકો પરગામ જતા હતા. જેઓ સાહસ કરીને પરગામ જતા, તેઓની સ્થિતિ પણ સારી હતી. ઠાકુર હરનાથ ગરીબ સ્થિતિને લઈને કાશ્મીર ગયા ન હતા. તેઓના ગોલોક વાસી પિતા જયરામ જે અઢળક સંપત્તિ મૂકી ગયા હતા, તેથી શિવનાથ કે હરનાથને જીવન નિર્વાહ માટે જરાપણ ચિંતા કરવી પડે તેમ ન હતું. તેઓએ નોકરી સ્વીકારી હતી તે માત્ર દિવસ રાત હરિપ્રેમમાં ઉન્મત્ત રહેવા માટે. સંસારથી વિરક્ત થવા માટે વડીલ બંધુ શિવનાથે કરેલા

અપમાન પછી તેઓનો પ્રેમભાવ પ્રભુ તરફ વધતાં વધતાં આ રીતે મહાભાવમાં પરિપૂર્ણ થયો. એ સંયોગ પ્રભુએ જ નક્કી કરેલો હતો.

હરનાથ તરફથી ઉદ્ભવતી અનેક અલૌકિક ઘટનાને કારણે લોકો તેમના તરફ આકર્ષાવા લાગ્યા એ વાત ખરી છે, પરંતુ ઠાકુરની ઇચ્છા તેઓને એ પ્રકારે આકર્ષવાની ન હતી. જગતનાં સાધારણ લોકોને ધર્મપંથે લઈ જવા માટે આવી કેટલીક આશ્ચર્યકારક ઘટનાઓનો પરિચય આપવો પડે છે, જેથી લોકોને ખાત્રી થાય અને તેઓ ધર્મ પંથે વળે. ઠાકુર હરનાથે લોકોના કલ્યાણ માટે જ આવી ઇન્દ્રજાલિક ઉપાયોની યોજના કરી હશે? ઠાકુરનો મૂળ હેતુ તો એ હતો કે, લોકોમાં કૃષ્ણ નામનો પ્રચાર થાય.

નદીઆને દ્વારે દ્વારે જઈને નિત્યાનંદ પ્રભુ કહેતા કેઃ–

"કૃષ્ણ પ્રાણ, કૃષ્ણ ધન, કૃષ્ણ છે જીવન,
માટે કૃષ્ણ બોલ ભાઈ, એક કરી મન.
બોલ કૃષ્ણ, ભજ કૃષ્ણ, કર કૃષ્ણ શિક્ષા,
હરે કૃષ્ણ બોલ ભાઈ, એજ માગું ભિક્ષા."

આવી રીતે બોલીને નિતાઈ ભગવાને જેમ લોકોને પ્રભુ પ્રીતિ લગાડી હતી તેવી રીતે ઠાકુર હરનાથ પણ કહે છે કેઃ–'સદાય હરિનામમાં ઉન્મત્ત રહો. નામ મહામંત્રથી ભવરોગનું નિવારણ થાય છે, તો સાધારણ દેહનાં દર્દો મટી જાય, તેમાં શી નવાઈ?........નામ રટો જગત તમારૂં થશે,

અને તમે તેના થઈ જશો. જીવનનુ કર્તવ્ય અને ઉદ્દેશ કૃષ્ણ નામ રટવુ એજ છે. નામ ભૂલવાથી સ્વર્ગનુ રાજ્ય પણ મહાનર્ક ભોગ જેવુ લાગે છે" ઈત્યાદિ આવા ઉપદેશ દ્વારા જગતના જીવોના મનમા કૃષ્ણ પ્રેમની લગની લાગવા માડી

અલૌકિક ઘટનાઓનો પ્રત્યક્ષ અનુભવ કરાવી, પાપી લોકોના મન ઉપર આધિપત્ય સ્થાપન કરી, કૃષ્ણ નામના અમૃતનુ કાન દ્વારા સિંચન કરવા માટે જ ઠાકુર હરનાથ સૌ જીવોને આવા ચમત્કાર દ્વારા આકર્ષણ કરતા હતા

हरेर्नाम हरेर्नाम हरेर्नामैव केवलम ।
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥

આવુ અતિમ માર્ગનુ પરમ કલ્યાણનુ ભાથુ એક માત્ર નામ મહામત્ર છે, એમ જણાવી ઘેર ઘેર તેનો પ્રચાર કરવા માટે ઠાકુર હરનાથે કોઈવાર અલૌકિક ઘટનાથી, કોઈ વાર સ્વપ્ન દર્શનથી, કોઈવાર રોગ મુક્ત કરી, કોઈવાર મરેલાના દેહમા નવજીવન મૂકી એમ ઘણા પ્રસગો દ્વારા કાશ્મીરમા, રાવલપીન્ડીમા, હાથરસમા અને બગાલમા તથા મુબઈ વગેરે અન્ય સ્થળોમા પોતાનો પ્રભાવ જમાવ્યો હતો તેઓના આવા પ્રભાવથી પ્રત્યેક ધર્મના મનુષ્યો જેઓ ઈશ્વરને કે ઈશ્વરની સત્તાને માનતા ન હતા, તેઓ પણ આસ્તિક બનવા લાગ્યા જેઓ શક્તિ પૂજામા પાડા બકરાનુ બલિદાન આપ્યા સિવાય પાણી પણ પીતા નહિ, તેઓના જીવનમા પણ પરિવર્તન થવા માડયુ

"પાડા બકરાનું બલિદાન દેવાનું શું કામ છે હવે મારે,
ષડ્‌રિપુનું બલિદાન દઉ છું, કહું છું જયકાલી જયકાલી વારે વારે."

કાલી ભક્તો પણ ઉપર પ્રમાણે બોલતા થયા. હરનાથને મોંઢેથી તત્ત્વની વાતો સાંભળી, કાલી અને કૃષ્ણ અભેદ છે એવો અનુભવ થતાં, કાલી ભક્તો પણ આજે બોલે છે, "હરે કૃષ્ણ." હિન્દુ પણ બોલે છે, "હરે કૃષ્ણ" મુસલમાન વગેરે પણ બોલે છે, "હરે કૃષ્ણ." આવી રીતે હરનાથ ઠાકુરના સંબંધમાં આવેલા હિન્દુ, મુસલમાન, પારસી, ક્રીશ્ચિયન સૌ બોલે છે, "હરે કૃષ્ણ." ઠાકુરનો આ ઉદ્દેશ આ રીતે સિદ્ધ થતો દેખાઈ રહ્યો છે. સૌકોઈ સ્મરણ કરે છેઃ—

શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે,
હે નાથ નારાયણ વાસુદેવ.

એક દિવસ ઠાકુર હરનાથને કહેવામાં આવ્યુ કે દેવેન્દ્રનાથ નામના તેમના અનુયાયી લંગોટી પહેરી, હાથમાં ચીપીઓ, લોટો, ધાબળો, કમંડલુ લઈ શંકરની ભક્તિ કરવા હિમાલય જવા તૈયાર થાય છે અને હવે તેઓ સંસાર આશ્રમમાં આવશે નહિ, એમ છાની છાની રીતે તેઓએ બંદોબસ્ત કરી લીધો છે. આ વખતે ઠાકુર નં. ૧૧ નંલુગી ઘાટના ઘરની અગાસીમાં બેઠા હતા. અને આ વાત સાંભળતાં સ્નેહ કંપિત છતાં વજ્ર કઠોર અને ગંભીર સાગરના ઘુઘવાટ જેવાં તીક્ષ્ણ શબ્દોમાં જે ઉપદેશ આપ્યો તે સાંભળી દેવેન્દ્રનાથનો આત્મા કંપી ઉઠયો. તેઓનો નિશ્ચય બદલાયો.

ઠાકુરે સર્વના હૃદય ઉપર અજબ અધિકાર જમાવ્યો છે તેઓએ પ્રેમ ભરેલી વાતોથી સૌને પોતાના એવા કરી લીધા કે જાણે પ્રેમ સરોવરના તરગમા મહાલતુ આ પુસ્તકમા પ્રભુ હરનાથના જીવનની જે અદ્ભુત ઘટનાઓ લખેલી છે, આવી અનેક ઘટનાઓનુ પ્રત્યક્ષ દર્શન કરનાર ઘણા ભક્તોએ આવી સેકડો લીલાની વાતો કહી છે, તે અગ્રાહ્ય કેમ થઇ શકે? વળી જેઓ શિક્ષણના શિખર ઉપર ચડેલા છે, યુક્ત અને વિચાર બુદ્ધિમા ઘણા જ તળસ્પર્શી છે, તેઓના મુખથી આવી ઘટનાની વાતો સભળાય, ત્યારે તો તેઓની વાતોના પ્રશ્ન કે શકા કેમ જ કરી શકાય? ઠાકુરને જોતા દેખાતુ કે, તેઓ એરોપ્લેનની પેઠે મહાભાવ આકાશમા વિહાર કરી રહેલા છે આથી શ્રદ્ધા વધારે વૃદ્ધિ પામતી ઠાકુરે ચમત્કાર દ્વારા નહિ પણ દીવ્ય પ્રેમ આપી, આકર્ષણ કરી પોતાના સહજ પ્રેમ સ્વરૂપથી સાધારણ માનવ વેશે પણ રાજા મહારાજાઓના તેમજ પડિતોના મસ્તકને ચરણમા નમાવી તેઓને પ્રભુ પ્રેમમા પાગલ બનાવ્યા છે અનેકોના જીવનમા પરિવર્તન કર્યું છે કેટલાકની માન્યતા છે કે, ઠાકુર સાથેનો અગત સબધ પડદા પાછળ છુપાવી રાખવો, એ હિતાવહ છે તે પ્રેમ સબધને જાહેરમા લાવવાથી મુકાઇ જવા સભવ છે પ્રેમની આ ગુપ્ત સપત્તિ, ભક્તિના રાજ્યમા કોહીનુર-કૌસ્તુભ મણિ સમાન છે તેને તો હૃદયરૂપ ભડારમા ગુપ્ત રાખવું, એજ શ્રેષ્ઠ છે જો આ પ્રેમ ભક્તિની સપત્તિ જાહેરમા મૂકાય તો ચોર લૂંટી લે, અગર બીજા લોકો જબરજસ્તી કરે એવો ડર

રહે છે. આ પ્રેમ સંપત્તિ એ પ્રાણના આનંદથી મધુર ચીજ છે. તે બહારના લોકો આપી શકે નહિ, પણ તેનો નાશ તો સહેલાઈથી કરી શકે. તાજમહેલ બાંધવો મુશ્કેલ છે પણ તેને પાડવો એ તદ્દન સહેલ છે. આથી પ્રભુ હરનાથના જીવનની અનેક ઘટના આજે અપ્રાપ્ય રહી છે. અગણિત ઘટનાઓમાંની થોડીક જ પરિચય માટે આપી શકાઈ છે.

કેટલાંક ભાવિક લોકો કોઈ મહાપુરૂષની અલૌકિક વાતોમાં વિશ્વાસ કરે છે અને ગરૂડ પક્ષીની પેઠે હાથ જોડી દંડવત્ કરે છે. અને કેટલાંક પાંડિત્યમાં અને કેટલાક બુદ્ધિવાદમાં મસ્ત બનેલા લોકો આવી અલૌકિક વાતોનો અશ્રદ્ધાપૂર્વક મુખ મરડી અસ્વીકાર કરે છે. "પાગલ હરનાથ" સંબંધે જે લખવામાં આવ્યું છે તે વિષે બુદ્ધિવાદી મનુષ્યો જુદી જુદી રીતે પોતાના મતભેદ જાહેર કરશે એ સ્વાભાવીક છે.

પ્રભુ હરનાથનાં મહિમાના ગુણગાનો સાંભળવાનો અને તેઓના દિવ્ય સંસર્ગમાં આવવાનો શુભ યોગ મને તો શું પણ અનેકોને મળ્યો છે. કોઇ ઉસ્તાદના હાથથી વીણા સાંભળ્યા પછી તેનો રણકાર જેમ અનેક દિવસ સુધી કાનમાં ગુંજ્યા કરે છે તેમ ઠાકુર હરનાથ સંબંધની અમૃત જેવી વાણી આજસુધી અનેકોના કાનમાં ગુંજ્યા કરે છે. દેવલીલાવાદના પ્રથમ અવિશ્વાસી મનુષ્યો પણ આજે હરનાથનાં ચરણ-કમળમાં પોતાનાં મન અને પ્રાણ અર્પણ કરી રહ્યા છે. તેઓનું સરળ આડંબર રહીત અને ભક્તિ પૂર્ણ ચરિત્ર

સાંભળતાં સાંભળતાં આંખોનાં આસુને રોકી શકાતું નથી. જેઓએ પ્રાણસ્પર્શી પ્રભુપ્રેમની વાતો હરનાથને સ્વયં જોઈ તેઓના સ્વમુખે સાંભળી છે તેઓ પણ પોતાની આંખના આંસુ રોકી શક્યા નથી. ત્યાં બાહ્ય આડંબરવાળાં ભાષણો ન હતા. તેમજ ભાષાની છટા પણ ન હતી. પણ જેમ બાળક માબાપની પાસે બેસી આનંદ કીલ્લોલ કરે છે, તેમ ઠાકુરના સંસર્ગમાં અનેકોએ આનંદ પ્રેમ ભક્તિમાં મસ્ત બની, દિવ્ય ભાવની સ્ફુરણાથી કીલ્લોલ કર્યો છે. આવા પ્રસંગોએ તેઓ જાણે વૈકુંઠમાંજ હોય, તેમ તેઓને લાગતું. જ્યારે ઠાકુર પોતે ઉપદેશ આપતા ત્યારે તો તેઓ વૃન્દાવનનાં કૃષ્ણને આંખની સામે પ્રકટ કરી દોડાવતા હતા. વેદ, શાસ્ત્ર ભજન કીર્તનનો સાર તે ઉપદેશમાં પ્રત્યક્ષ દેખાતો હતો. અનેકોએ સ્થિર પત્થરની મૂર્તિ જેવા બનીને અથવા ચિત્રની પેઠે મુગ્ધ બનીને તે ઉપદેશ સાંભળ્યા છે.

સુવિખ્યાત કૃષ્ણદાસ કવિરાજ ગોસ્વામી "ચૈતન્ય ચરિત્રામૃત" નામનાં અમૂલ્ય ગ્રંથમાં લખે છે કેઃ—

"જ્ઞાન યોગ સાધનથી, જે ભજે છે પ્રભુને,
તેઓ બ્રહ્મ આત્મારૂપે, અનુભવે છે પ્રભુને.
ભક્તિ ભાવથી જાણી શકાય છે મહિમા પ્રભુનો,
જ્યોતિ રૂપ દેખે જ્ઞાનીઓ, દેવો દેખે પ્રતિમા સ્વરૂપે."

અર્થાતઃ—ધ્યાન દ્વારા ભજવાથી ભગવાન બ્રહ્મરૂપે દેખાય છે, અને યોગરૂપે ભજવાથી આત્મારૂપે તેઓનો અનુભવ થાય છે; જેમકે સૂર્ય મૃત્યુલોકમાં પ્રકાશરૂપે

દેખાય છે, અને સ્વર્ગના દેવતાઓને તે સૂર્ય પ્રતિમારૂપે દેખાય છે તેમ જ્ઞાન યોગ માર્ગથી ઇશ્વરનુ જે સચ્ચિદાનંદ મૂર્તિમત સ્વરૂપ છે તે દેખી શકાતુ નથી, પણ ભક્તિમાર્ગના ભક્તો તેને સાક્ષાત્ નિહાળી શકે છે બીજે ઠેકાણે પણ કહ્યુ છે કે—

"ભક્તિયોગથી ભક્તો કરે છે દર્શન પ્રભૂના,
દેખે છે જેમ દેવ ગણો સૂર્યની પ્રતિમાને"

અર્થાત્-પૃથ્વી ઉપરના મનુષ્યોને સૂર્યમડલ કેવળ તેજોમય મડળાકાર દેખાય છે, પરંતુ સ્વર્ગના દેવતાઓને પ્રત્યક્ષ સૂર્ય, સૂર્યનો રથ વગેરે મૂર્તિમત જોવામા આવે છે તેમ જ્ઞાન યોગ આદિ દ્વારા ઈશ્વરની ઉપાસના કરવાથી તેને કેવળ તેજોમય બ્રહ્મસ્વરૂપે જોઇ શકાય છે, અને ભક્તિયોગથી પૂર્ણપણે સાક્ષાત મોહનમૂર્તિ સ્વરૂપે અનુભવી શકાય છે

આવા ભક્તિમાગના ભકતોના હાથમાથી પણ ભગવાન છટકી ગયા છે સાક્ષાત્ વૃજેન્દ્ર નદન અહીં કાઈ નથી એમ કહી અજ્ઞાનથી પૂજે છે પ્રતિમાને મૂળ સ્વરૂપ માની એમનાના જ્ઞાનનો-ભક્તિનો વિસ્તાર થતો નથી આવી અજ્ઞાન દશાથી થતા પ્રયત્નો નિષ્ફળ જાય છે

ઠાકુર હરનાથ સબધે પણ તેઓના ભક્તોમા જુદો જુદો મત બધાયો કોઈ જ્ઞાનમાર્ગથી હરનાથને અનુસરે છે, અને તેનુ તત્ત્વ જાણે છે કોઈ તેના સ્વરૂપનો નિર્ણય કરવા માટે સશયના હીંડોળે હીંચ્યા કરે છે પરંતુ જેઓ હરનાથને ભક્તિમાર્ગથી ઠાકુર તરીકે સ્વીકારે છે, તેઓ

હરનાથને ઈશ્વરાવતાર તરીકે અનુભવી રહ્યા છે. જેઓ ઠાકુર હરનાથને ઈશ્વર તરીકે સ્વીકારતા નથી, તેઓ ઠાકુરના ઉપદેશ પ્રમાણે ચાલી, તેઓને શિક્ષાગુરુ માની પૂજા કરવામાં સંકોચ માનતા નથી. જ્ઞાનમાર્ગથી હરનાથને જાણનારા ભક્તોએ તેઓને શિક્ષાગુરુ તરીકે સ્વીકાર્યા છે. કોઈ કહે છે કે હરનાથને ઈશ્વર નહિ માનવાનુ કંઈ કારણ છેજ નહિ. કવિરાજ ગોસ્વામીએ કહ્યું છે કેઃ—

"કૃષ્ણ-ગુરુ બંને ભક્ત અવતાર પ્રકાશ છે,
શક્તિ એની છ રૂપે, પ્રકાશનો વિલાસ છે"

આપણે માની લઈએ કે હરનાથ અવતાર નથી પણ ભક્ત છે, તો પણ કવિરાજ ગોસ્વામીના શબ્દો પ્રમાણે તેનામાં ભક્તરૂપે ભગવાનનો વિલાસ તો આપણે પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. કૃષ્ણ, મંત્રગુરુ, શિક્ષાગુરુ, ભક્ત, અવતાર, પ્રકાશ અથવા શક્તિ આ છ પ્રકારના રૂપને આપણે ભગવાનનો વિલાસ છે એમ માનીએ છીએ, તો હરનાથ એ અવતાર નહિ તો આપણા શિક્ષાગુરૂ તો છે જ. આવી રીતે હરનાથને શિક્ષાગુરુ રૂપે ભગવાનનો અવતાર છે, એમ કલ્પના કરવાથી આપણને કોઈ બાધ આવતો નથી. કવિરાજ ગોસ્વામીએ આ સંબંધમાં કહ્યું છે કેઃ—

"જો કે મારા ગુરુ છે ચૈતન્યના દાસ,
પરંતુ હું જાણું છું કે, તે છે તેનો પ્રકાશ"
"ગુરુ એ કૃષ્ણરૂપ છે, શાસ્ત્રના પ્રમાણે,
ગુરુ રૂપે કૃષ્ણ કૃપા કરે છે, ભક્ત ગણને,

શિક્ષાગુરુને તો જાણજો કૃષ્ણ સ્વરૂપ,
અતર્યામી ભક્ત શ્રેષ્ઠ—આ ઉભય રૂપ".

પરિણામે હરનાથના ભકિતમાર્ગ વાળા ભક્તોની પેઠે જ્ઞાન માર્ગ વાળા ભકતો પણ વર્તવા લાગ્યા છે, અને ઉપરના શ્લોક પ્રમાણે હરનાથને તેઓ પણ સાક્ષાત્ સ્વરૂપે પૂજવા લાગ્યા છે.

ઠાકુર હરનાથ ઐશ્વર્ય અને દૈવીશકિત સાથે લઈને મનુષ્યરૂપે લોકોના લોચનને ગોચર થયા છે તે અવતાર સ્વરૂપીએ પોતાને પોતે પ્રકાશ કર્યો છે ખરા, પરંતુ તે ઇશ્વરી શક્તિનો વિકાસ કરવા માટે કોઇકોઇને નિમિત્ત કારણ કર્યા હતા પ્રભુની ગૌરાંગલીલામાં શ્રીમદ્ અદ્વૈતાચાર્યને નિમિત્ત કરવામાં આવ્યા હતા તે આપણે જાણીએ છીએ. શ્રીગૌરાંગ લીલાના પ્રારંભમા નવદ્વીપની અવસ્થા નીચે પ્રમાણે હતી –

" સકળ સંસાર, હરિ રસ નહિ જાણે,
કૃષ્ણ પૂજા વિષ્ણુ ભક્તિ, કોઈ નહિ જાણે,
વાસુકી પૂજા કરે, નાના ઉપહારે.
મદ્ય માસ થકી કરે, યજ્ઞ પૂજા ત્યારે"

પરમાત્માના સ્વરૂપની પ્રાપ્તિ થાય એવુ જ્ઞાન આપવાને માટે બુદ્ધ ભગવાને અવતાર લીધો હતો બૌદ્ધ ધર્મ પ્રમાણે, જેને નિર્વાણ કહેવામા આવે છે તેને વેદાંત મોક્ષ કહે છે વસ્તુ બને એક છે પરતુ બૌદ્ધવાદીઓ નિર્વાણ શબ્દનો અર્થ શૂન્યવાદ કરે છે, તેથી ઘણા બૌદ્ધવાદીઓના

મનમાં ધર્મભાવના ઓછી થવા લાગી. તે વખતે શ્રીશંકરાચાર્યે અવતાર લઇને જ્ઞાન તથા ભક્તિમાર્ગનો પ્રચાર કરી હિન્દુ ધર્મનું રક્ષણ કર્યું. આ પછી મુસલમાન જાતિના અભ્યુદયથી આ ધર્મની દીવાલો એકદમ કંપાયમાન થવા લાગી. તેવે વખતે સુમધુર હરિનામ દેશમાંથી લોપ થવાનો વખત આવી લાગ્યો હતો. મોગલ અને પઠાણોની વચ્ચે લડાઈઓ ચાલતી હતી. આવા સંઘર્ષણના સમયમાં હિન્દુ ધર્મ બદલાઇ સમ્યક્ પ્રકારે કાપાલિકોની તાંડવલીલાના પ્રભાવનો વિસ્તાર થવા લાગ્યો. એના પ્રભાવથી પરિણામે હિન્દુજાતિ શક્તિમાર્ગની ઉપાસક થઈ. આ શક્તિપૂજા વધારે પ્રમાણમાં પ્રચલિત થવા લાગી. બંગાલની રાજધાની ગૌરભૂમિની ગર્વનગરી નવદ્વીપનાં ક્ષુદ્ર લોકો કૃષ્ણપૂજા તજીને તેને બદલે વાસુકીપૂજા અને કોઈ મદ્ય માંસનો ભોગ આપી યજ્ઞપૂજા કરવામાં ધર્મ સમજવા લાગ્યા. કેવળ શૂદ્ર જાતિ નહિ, પણ બ્રાહ્મણ અધ્યાપક વગેરે પણ ભક્તિયોગ કરતાં જ્ઞાનયોગ પ્રાધાન્ય છે, એવા પ્રચાર કરી સમય વ્યતીત કરવા લાગ્યા.

"ગીતા ભાગવત કોઈ ભણે ના ભણાવે;
કૃષ્ણ ભક્તિ વ્યાખ્યા કોઈની જીભે નહિ આવે.
કુતર્ક કરી સૌ અધ્યાપક મરે;
ભક્તિ કે ભગવાનનું નામ, નહિ જાણે કોઇ સંસારે,
આવી ધર્મગ્લાનિ જોઇ, અદ્વૈત કરે છે રૂદન.
કહે છે પ્રભુને જીવની કુમતિ હરો, કરો જીવનું મંગલ."

અર્હત આચાર્ય અને ભક્તોના આવા કરૂણ રૂદનના પ્રભાવથી પ્રભુ વૈકુંઠમાં સ્થિર રહી શક્યા નહિ પણઃ—

"કલિયુગમાં ધર્મ હરિસંકીર્તન એ સ્થાપવા
માટે અવતર્યા શ્રી શચિનંદન."

પ્રભુ બંગાલમાં સર્વ સંપત્તિમાં મુખ્ય એવા નવદ્વીપમાં જગન્નાથ મિશ્રના પુત્ર થઈ ગૌરાંગ રૂપે અવતર્યા. તેઓના જન્મ સમયથી કૃષ્ણ નામરૂપ વર્ષાઋતુથી નવદ્વીપ નવપલ્લવિત થવા લાગ્યું. પ્રભુના જન્મ વખતે ગ્રહણનો સમય હતો, તેથી નવદ્વીપમાં લોકો ગ્રહણ નિમિત્તે ગંગાસ્નાન અને હરિનામ સ્મરણ કર્યા વિના રહ્યા નહિ.

"શિશુ, વૃદ્ધ, નારી, સજ્જન દુર્જન સૌ;
હરિ હરિ બોલે ગ્રહણ જોઈ."

ત્યારપછી પ્રભુએ હરિનામનો મહામંત્ર ગૌર અવતાર દ્વારા દરેક મનુષ્યના કાન દ્વારા હૃદયમાં પ્રવેશ કરાવી અનેકને પવિત્ર કર્યા. અને છેવટે સન્યાસ લઈ, ઘણાં કાર્યો અપૂર્ણ રહેવા છતાં તેઓ અંતર્ધ્યાન થઈ ગયા. ગૌર પ્રભુ પતિતપાવન હોવા છતાં, સન્યાસી ધર્મના નિયમ પ્રમાણે સ્ત્રીજાતિનું દર્શન કરવું અગર તો સ્ત્રીજાતિને સ્પર્શ કરવા દેવો, એ નિષેધ હોવાથી સ્ત્રીજાતિ તેઓની કૃપા મેળવી શકી નહિ. ત્રેતાયુગમાં જ્યારે રામચંદ્રરૂપે પ્રભુએ અવતાર લીધો અને સુગ્રીવનો પક્ષ લઈ, વાલીનો વધ કર્યો હતો, ત્યારે વાનર પત્નીએ તેઓને શાપ આપેલો હતો તે પ્રમાણે શ્રીભગવાનને પણ લીલા પુરી કરવી પડી

હતો. દ્વાપર યુગમાં પ્રભુને શ્રીકૃષ્ણરૂપે આવવું પડયું, તેનું કારણ પણ તે જ હતું. ત્રેતાયુગની મતીના શાપ પ્રમાણે દ્વાપર લીલાનો અંત આવ્યો. પરંતુ દ્વાપરયુગની લીલામાં શ્રીમતી જે રીતે વિરહથી રડયાં હતાં, તેનું પ્રાયશ્ચિત કરવા માટે પ્રભુએ શ્રીરાધાનાં શરીરને પોતાના શરીરમાં એકીકરણ કરી, બે શરીરનું એક અંગ ધારણ કરી. 'જય રાધે', એમ બોલતાં બોલતાં કલિયુગમાં શ્રી ગૌર સુન્દર રૂપે જન્મ ધારણ કર્યો. શ્રીગૌરસુંદરની અપૂર્વ મૂર્તિ એ પ્રકૃતિ પુરૂષનું એક સાથે મીલન હોવા છતાં તે શરીર સન્યાસી રૂપે બદલાયું ત્યારે સન્યસ્ત ધર્મ પ્રમાણે તેઓને આચરણ રાખવું પડયુ હતું. પ્રભુને ફરીવાર લીલા અભિનય કરવાનું મુખ્ય કારણ આ બન્યુ.

પ્રભુના આ હરનાથ અવતારનુ આજ રહસ્ય.

મનુષ્ય રૂપે ઈશ્વરની પૂજા માત્ર હિન્દુઓ કરે છે તેમ જ નથી, પણ પૃથ્વીના દરેક દેશોમાં આવી ભક્તિ પ્રચલિત છે. ગ્રીસ દેશમાં દેવ દેવીઓની કલ્પિત મૂર્તિ બનાવી તેની પૂજા કરવાની પ્રથા ચાલે છે, તે સૌ કોઈ જાણે છે. મહંમદ, ઈસુખ્રિસ્ત ઈત્યાદિની ઈશ્વરના પુત્ર તરીકે માની ઈશ્વર ભાવથી પૂજા કરવામાં આવે છે. 'ઈશ્વર' શબ્દનો અર્થ—'ઇશ,' ધાતુ કર્ત્તાવાચક અને 'વર' એ પ્રત્યય છે. એ મળીને ઇશ્વર શબ્દ થાય છે. મનુષ્યોની અંદર જેઓ શ્રેષ્ઠ છે તેઓને ઈશ્વર તરીકે માનવામાં આવે છે અને એ હીસાબે હરનાથનો કાર્યકલાપ જોતાં

હરનાથના ભક્તો હરનાથને ઇશ્વર તરીકે માને છે એ સ્વાભાવિક છે.

આ પુસ્તકમાં હરનાથની અદ્દભુત શક્તિના અલૌકિક બનાવોની જે વાતો લખવામાં આવી છે, તે બધળી ઘટનાઓ હરનાથના ઈશ્વિરત્વના પ્રમાણરૂપ છે એમ કહેવાય નહિ, કારણ કે એવા ચમત્કારો તો સાધારણ યોગીઓ તથા સાધુ લોકો કરી શકે છે. એમાં કાંઈ અસંભવ જેવું નથી. યોગી કે સાધુઓની વાત શું કહીએ? અરે, સાધારણ મંત્રસિદ્ધિ પ્રાપ્ત કરેલા માણસો પણ અનેક જાતના અશક્ય ચમત્કારો પ્રત્યક્ષ બતાવી શકે છે. ચમત્કારોથી જ જો હરનાથને ઈશ્વિર માનવામાં આવે તો મંત્ર સિદ્ધ પુરૂષને પણ ઈશ્વિર માનવામાં શું હરકત છે?

હરનાથને અવતાર તરીકે સ્વીકારવામાં આવે છે તે તેના દ્વારા અશક્ય ચમત્કારો બને છે તેથી નહિ પણ તે ખરેખર અવતાર છે, માટે અવતાર તત્ત્વની આલોચના કરવાની આવશ્યકતા છે.

શ્રીકૃષ્ણના વિવિધ સ્વરૂપ નિર્ણયથી જાણી શકાય છે કે, સ્વયંરૂપ, તદેકાત્મ, વિલાસ, શ્વાસ, આવેશ અને પ્રકાશ એવા રૂપનો ક્રમવાર નિર્દેશ કરવામાં આવેલ છે. **સ્વયંરૂપનો** અર્થ-જે રૂપ અન્યનો આશ્રય લઈને પ્રગટ થતું નથી તે. **તદેકાત્મ** રૂપનો અર્થ-જેનું રૂપ સ્વરૂપે સ્વયં રૂપે એક હોવા છતાં આકાર આદી દ્વારા બીજાઓ જોઈ જાણી શકે તેવી રીતે પ્રકાશમાન થાય છે તે.

**વિલાસનો અર્થ**—સ્વયં પ્રભુનું જે લીલાનું સ્વરૂપ કે જે અવતાર લીલા કરવાના હેતુથી ધારણ કરેલુ હોય છે, અને શક્તિનો પ્રકાશ તો સ્વયં સ્વરૂપે તેમાં પ્રગટ હોય છે તે. **શ્વાસ** શબ્દથી જે 'વિલાસ સદ્રૂપ અર્થાત સ્વયં રૂપે' અભિન્નપણે લીલા વિલાસ માટે થોડી મર્યાદિત શક્તિપ્રકાશ કરે છે તેને 'શ્વાસ' સ્વરૂપ કહે છે. જ્ઞાન, શક્તિ આદિ અનેક વિભૂતિઓદ્વારા જનાર્દન જે મહાનરૂપે દરેક જીવોમાં રહેલા છે તે સ્વરૂપને **આવેશ** સ્વરૂપ કહે છે. **'પ્રકાશ'** એટલે કોઈપણ પ્રકારના ભેદમાં જેની ગણના કરવામાં આવે નહિ એવા હેતુથી તે એકપણ અંશે સસ્વરૂપથી ભિન્ન ન હોય, તે પ્રકાશ સ્વરૂપ કહેવાય છે. આકાર, ગુણ અને લીલામાં ઐક્ય થઇને એક જ વિગ્રહથી યુગપત્ અનેક સ્થાને પ્રગટ થઇ શકે તેને પ્રકાશ સ્વરૂપ કહેવામાં આવે છે.

આ પુસ્તકમાં હરનાથની અસંભાવ્ય ઘટનાવલીનું વર્ણન કરવામાં આવ્યું છે, તે ઘટનાઓમાં તેઓના ભક્તો હરનાથનાં આ 'પ્રકાશ' સ્વરૂપનો અનુભવ કરી શકયા છે. શ્રીકૃષ્ણને એક શરીરથી એક જ સમયે સોળ હજાર મંદીરમાં સોળ હજાર સ્રીઓની સાથે લગ્ન કરતા જ્યારે નારદે જોયા ત્યારે નારદે કહ્યું કેઃ—

चित्रम् बतैतदेकेन वपुषा युगपत् पृथक् ।
गृहेषु द्व्यष्टसाहस्रं स्त्रिय एक उदावहत ॥

સુંદરીઓની સાથે પાણીગ્રહણ કરે છે. નારદના આ શ્લોકથી નિશ્ચય થાય છે કે, આકાર આદિને એક સ્થાને રાખી એક રૂપે એક સમયે અનેક સ્થાને પ્રકટ થવું તેને પ્રકાશ રૂપ કહે છે.

હરનાથનાં આ પ્રકાશ રૂપનો પરિચય હરનાથના ભક્તોને વિશેષ ભાવે થાય છે. તેઓના અનન્ય ભક્તોએ જોયું કે, નામ અને પ્રેમ ધર્મની ધ્વજા લઇ શ્રી ગૌરસુંદર હરનાથ રૂપે અવની ઉપર અવતીર્ણ થયા છે. હરનાથનું તત્ત્વ તે ગૌર તત્ત્વથી ભિન્ન નથી, પણ ગૌરસુંદરની પ્રતિધ્વનિ રૂપે ઠાકુર હરનાથે જગતવાસીના કાનમાં મધુર કૃષ્ણ નામ કીર્તનનું અમૃત સિંચન કર્યું છે.

આ પુસ્તકમાં લખેલી વાર્તા સત્ય છે. શ્રદ્ધાથી તે અનુભવી શકાય. વાદવિવાદને સ્થાન જ નથી. એટલું તો જગજાહેર છે કે, પ્રભુ હરનાથ જેવી અનેક મહાન્ પ્રેમી પાગલ દીવ્ય વિભૂતિઓ યુગે યુગે ભારતભૂમિમાં અવતીર્ણ થઈ છે. આ દેશનાં લોકો માનવલીલાવાદને પ્રાધાન્ય આપતા નથી, પણ તેઓ દેવલીલાવાદને પ્રાધાન્ય આપે છે. માટે આ દેશમાં ઈતિહાસ લખાયા નથી, પરંતુ અષ્ટાદશ પુરાણોથી આ દેશ છવાઈ રહ્યો છે. નિશ્ચયપૂર્વક કહી શકાય કે પ્રભુ વિભૂતિ હરનાથના ચરિતામૃત પુસ્તકમાં રહેલી ભૂલોને ક્ષમ્ય ગણી તેમાંના રહસ્યને વાંચી મનન કરવાથી અનેક લોકોનાં પ્રાણની પીપાસા મટશે,

શોકાતુર મનુષ્યોનો શોક દૂર થશે, તથા અવિશ્વાસી મનુષ્યો વિશ્વાસની અમૃતગગામા સ્નાન કરશે અશાન્તોને ચિર શાન્તિ અપનાવશે પ્રભુપ્રેમમા મસ્ત કરી પ્રભુથી વિમુખ થયેલા જીવોને પ્રભુ પ્રત્યે આકર્ષશે સર્વેજના સુખિના ભવન્તુ

| | |
|---|---|
| હરિજન્મદિન | — નિવેદક સેવક — |
| તા ૨જી જુલાઈ ૧૯૪૯ | વિઠ્ઠલદાસ નાથાભાઈ મહેતા. |





## અર્પણ

જેણે જનકલ્યાણ અર્થે નિજ સ્વામીને
અર્પણ કરી જગસ્વામી બનાવ્યા
અને
ચરિતામૃતનું પાન કરવા ભાગ્યશાળી બનાવ્યા
તે
જગજ્જનની મા શ્રી કુસુમકુમારી દેવીને

# હરનાથચરિતામૃત



## પ્રકરણ ૧ લું.

नमः श्रीहरनाथाय श्रीकृष्णाभिन्नरूपिणे ।
सदारपुत्रभृत्याय कृष्णानन्दसुखकराय च ॥
नमः ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च ।
जगद्धिताय कृष्णाय गोविन्दाय नमो नमः ॥

### પૂર્વ પુરુષોનો પરિચય

**બાં**કુડા જીલ્લાના સોનામુખી ગામમા એક બ્રાહ્મણકુટુંબ રહેતું હતુ તે બ્રાહ્મણનુ નામ શ્રીકાન્ત બન્દોપાધ્યાય હતું તે સમયમા એક કરતા વધારે સ્ત્રી પરણવાથી નાતજાતમા નિંદાને બદલે આબરૂ ગણાતી હતી, તેથી કુલીન વર્ગમા એ રિવાજ ઘણો ચાલતો હતો

કુલીન શ્રેષ્ઠ શ્રીકાન્ત બન્દોપાધ્યાયે પણ બે સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં હતા તેમના પ્રથમ પત્નીને ચાર પુત્ર અને એક કન્યા તથા બીજા પત્નીને એક પુત્ર થયો હતો, તેનુ નામ જયરામ બન્દોપાધ્યાય હતુ.

કુલીન ગણાવાના હેતુથી શ્રીકાન્ત બીજી સ્ત્રી પરણ્યા ન હતા, પણ તેમા એક કારણ બન્યુ હતુ જે ગામમા

શ્રીકાન્તનુ સાસરૂ હતું તે જ ગામમાં તેમનુ મોસાળ હતું, તેથી તેઓ ત્યાં ગયા હતા; આ વખતે એક એવો બનાવ બન્યો, કે તે ગામમાં એક બ્રાહ્મણ કન્યાનાં લગ્ન એક પાત્ર સાથે નક્કી થયેલા, પણ કાંઈ કારણને લીધે તે પાત્ર સાથે લગ્ન થયાં નહિ, આથી તે બ્રાહ્મણ જાતિભ્રષ્ટ થવાના સંકટમા આવી પડયો. આ ધર્મસંકટમાથી છૂટવા માટે તે બ્રાહ્મણ તે જ રાત્રે શ્રીકાન્તને શરણે આવ્યો અને તેની કન્યા સાથે લગ્ન કરી તેને ધર્મસંકટથી મુક્ત કરવા વિનંતિ કરી. આ બ્રાહ્મણને ધર્મસંકટમાથી મુક્ત કરવા શ્રીકાન્તે તે બ્રાહ્મણની કન્યા સાથે બીજી વારનુ લગ્ન કર્યું.

બે શોક્યોમા દ્વેષ રહે એ તો જગજાહેર વાત છે. રામની માતા કૌશલ્યા જેવી પવિત્ર હૃદયની સ્ત્રી પણ કૈકેયી શોક્યના દ્વેષાગ્નિથી બચી શકી ન હતી, તો જયરામ બન્દ્યોપાધ્યાય મહાશયનાં માતા આદર્મણી તેમના શોક્ય ભદ્રકાલી દેવીની ઈર્ષાથી કેમ બચી શકે?

ભદ્રકાલી શોક્યના દ્વેષસંતાપને લીધે માતા આદરમણી શિશુ જયરામને સાથે લઈ બાંકુડા જીલ્લામાં આવેલા બેલેડા ગામમાં પોતાના પિતાને ત્યાં રહેવા ગયાં અને જયરામ શુક્લપક્ષના ચંદ્રની કળા પેઠે દિવસો દિવસ વધવા લાગ્યા.

જયરામ બાળુના મામાને ઘેર શ્રી શ્રી શાલગ્રામની હંમેશાં સેવા થતી હતી. ઉમરલાયક થતાં શ્રી શાલગ્રામની સેવાપૂ

કરવા લાગ્યા, અને આ સેવાકાર્યથી પોતાને કૃતાર્થ ગણતા.

થોડાં વર્ષો પછી જયરામ બાબુને માતાનો વિયોગ થયો, ત્યાર પછી તેમના પિતાજી પણ પરલોક ગમન કરી ગયા. માતાપિતાનાં પરલોક ગમન પછી જયરામ બાબુને એકલાં ગામમાં રહેવું ઠીક નહિ લાગવાથી પોતાના પિતાના સોનામુખી ગામમાં આવ્યા.

જયરામ બાબુને ઓરમાન ભાઈ તરફથી ઘરમાં રહેવાની જગ્યા પણ આપવામા આવી નહિ, અને ઉપરથી કજીઓ કરી કાઢી મૂકયા, એટલુ જ નહિ પણ પોતાની સંપત્તિમાંથી કંઈ ભાગ પણ આપ્યો નહિ,

જયરામ બાબુ આથી બહુ નિરાશ થઈ ગયા, અને મામાને ઘેર જે રાધા–દામોદરની પોતે સેવા કરતા હતા, તે ઇષ્ટદેવને આત્મરક્ષામાટે પ્રાર્થના કરવા લાગ્યા.

જયરામ બાબુની આ પ્રાર્થના, ભગવાને જલદી સ્વીકારી, અને તેમના સંબંધી નફરચંદ્ર બન્દ્યોપાધ્યાય મહાશયે તેમને આશરો આપ્યો, તથા પોતાની સાથે વેપારમાં ભાગીદાર કર્યા

જયરામ બાબુએ ચાર વર્ષ સુધી તેમની સાથે કામ કર્યું, અને પછી સ્વતંત્રપણે વેપાર કરવા લાગ્યા. પ્રભુકૃપાથી સારી પેઠે ધન કમાયા, અને સોનામુખીમાં ઘરબાર બંધાવ્યા, તથા સોનામુખીમા તીમતલાના સુપ્રસિદ્ધ પ્રકોલંકાર વંશના સ્વર્ગીય કાર્તિકચંદ્ર ચક્રવર્તી મહાશયની કન્યા સાક્ષાત

શ્રીકાન્તનું સાસરૂ હતું તે જ ગામમાં તેમનું મોસાળ હતું, તેથી તેઓ ત્યાં ગયા હતા. આ વખતે એક એવો બનાવ બન્યો, કે તે ગામમાં એક બ્રાહ્મણ કન્યાનાં લગ્ન એક પાત્ર સાથે નક્કી થયેલા, પણ કાંઈ કારણને લીધે તે પાત્ર સાથે લગ્ન થયાં નહિ, આથી તે બ્રાહ્મણ જાતિભ્રષ્ટ થવાના સંકટમાં આવી પડયો. આ ધર્મસંકટમાંથી છૂટવા માટે તે બ્રાહ્મણ તે જ રાત્રે શ્રીકાન્તને શરણે આવ્યો અને તેની કન્યા સાથે લગ્ન કરી તેને ધર્મસંકટથી મુક્ત કરવા વિનંતિ કરી. આ બ્રાહ્મણને ધર્મસંકટમાંથી મુક્ત કરવા શ્રીકાન્તે તે બ્રાહ્મણની કન્યા સાથે બીજી વારનું લગ્ન કર્યું.

બે શોકયોમાં દ્વેષ રહે એ તો જગજાહેર વાત છે. રામની માતા કૌશલ્યા જેવી પવિત્ર હૃદયની સ્ત્રી પણ કૈકેયી શોક્યના દ્વેષાગ્નિથી બચી શકી ન હતી, તો જયરામ ખન્દોપાધ્યાય મહાશયનાં માતા આદરમણી તેમના શોક્ય ભદ્રકાલી દેવીની ઈર્ષાથી કેમ બચી શકે?

ભદ્રકાલી શોક્યના દ્વેષસંતાપને લીધે માતા આદરમણી શિશુ જયરામને સાથે લઈ બાંકુડા જીલ્લામાં આવેલા બેલેડા ગામમાં પોતાના પિતાને ત્યાં રહેવા ગયાં; અને જયરામ શુક્લપક્ષના ચંદ્રની કળા પેઠે દિવસે દિવસ વધવા લાગ્યા.

જયરામ બાળુનો મામાને ઘેર શ્રી શ્રીદામોદર નામના શાલગ્રામની હંમેશાં સેવા થતી હતી. જયરામ બાળુ ઉંમરલાયક થતાં શ્રી શાલગ્રામની સેવાપૂજાનું કાર્ય પોતે

કરવા લાગ્યા, અને આ સેવાકાર્યથી પોતાને કૃતાર્થ ગણતા.

થોડાં વર્ષો પછી જયરામ બાબુને માતાનો વિયોગ થયો, ત્યાર પછી તેમના પિતાજી પણ પરલોક ગમન કરી ગયા. માતાપિતાના પરલોક ગમન પછી જયરામ બાબુને એકલા ગામમાં રહેવું ઠીક નહિ લાગવાથી પોતાના પિતાના સોનામુખી ગામમાં આવ્યા.

જયરામ બાબુને ઓરમાન ભાઈ તરફથી ઘરમાં રહેવાની જગ્યા પણ આપવામાં આવી નહિ, અને ઉપરથી કજીઓ કરી કાઢી મૂકયા, એટલુ જ નહિ પણ પોતાની સંપત્તિમાંથી કંઈ ભાગ પણ આપ્યો નહિ.

જયરામ બાબુ આથી બહુ નિરાશ થઈ ગયા, અને મામાને ઘેર જે રાધા-દામોદરની પોતે સેવા કરતા હતા, તે ઇષ્ટદેવને આત્મરક્ષામાટે પ્રાર્થના કરવા લાગ્યા.

જયરામ બાબુની આ પ્રાર્થના, ભગવાને જલદી સ્વીકારી, અને તેમના સંબંધી નફરચંદ્ર બન્દોપાધ્યાય મહાશયે તેમને આશરો આપ્યો, તથા પોતાની સાથે વેપારમાં ભાગીદાર કર્યા.

જયરામ બાબુએ ચાર વર્ષ સુધી તેમની સાથે કામ કર્યું, અને પછી સ્વતંત્રપણે વેપાર કરવા લાગ્યા, પ્રભુકૃપાથી સારી પેઠે ધન કમાયા, અને સોનામુખીમાં ઘરબાર બંધાવ્યાં, તથા સોનામુખીમાં નીમતલાના સુપ્રસિદ્ધ તકોલંકાર વંશના સ્વર્ગીય કાર્તિકચંદ્ર ચક્રવર્તી મહાશયની કન્યા સાક્ષાત

જગદંબાસ્વરૂપ શ્રીભગવતીદેવીસાથે વિવાહ કર્યો.

જયરામ બાબુને ચાર પુત્ર અને બે પુત્રી થયાં, તેમાંથી બે પુત્ર નવ અને દશ વર્ષના થઈ સ્વર્ગવાસી થયા, અને એક કન્યા પણ સાત વર્ષની ઉંમરે સ્વર્ગવાસી થઈ. શિવનાથ, હરનાથ તથા એક પુત્રી એમ ત્રણ સંતાન રહ્યાં.

જે પુત્રો સ્વર્ગવાસી થયા તેમનાં નામ સારદાપ્રસાદ અને કંદર્પનારાયણ હતા, તથા કન્યાનુ નામ બગલા હતું. જીવતી રહેલી કન્યાનુ નામ કમળા હતું.

---

## પ્રકરણ ૨ જું

### વર્દ્ધમાનના મહારાજાના સંસર્ગમાં હરનાથનું મોસાળપક્ષ.

હરનાથના પિતા જયરામે જે તર્કાલંકાર વંશની કન્યાને ધર્મપત્ની કર્યાં હતાં તેમના વંશનો થોડો પરિચય આપવો ઉચિત છે

તર્કાલંકાર વંશના પૂર્વ પુરૂષ સ્વર્ગસ્થ ઉમાકાન્ત ચક્રવર્તી, વર્ધમાન મહારાજાની સભાના સભાપંડિત હતા. તે વખતે રાજગાદીપર મહાતાપચાંદ બહાદુર બિરાજતા હતા. મહાતાપચાંદ જે વખતે યુવાવસ્થામા હતા તે વખતે તેમનાં માતુશ્રી સ્વર્ગલોક પામ્યાં માતાનાં મૃત્યુસૂતક નિમિત્તે મૂંછ તથા માથાના વાળ કહાડવવા જોઈએ. પોતાના સુંદર વાળ ઉતારવા પડશે એવા વિચારથી મહા

રાજાને ચિંતા થવા લાગી. તેથી સભાપંડિત ઉમાકાન્ત ચક્રવર્તીને બોલાવી પૂછ્યું કે, 'દાઢી મૂછના વાળ નહિ કઢાવવા બદલ ધર્મ શાસ્ત્રમાં જે પ્રાયશ્ચિત્ત કહેલું હોય, તે ગમે તેટલા પૈસા ખરચીને કરવા હું તૈયાર છું; માટે દયા કરી તે બાબતની તમો વ્યવસ્થા કરો.'

સભાપંડિત ઉમાકાન્તે દિલગીરી સાથે મહારાજાને કહ્યું, "મહારાજા ! હું શાસ્ત્ર વિરૂદ્ધ બીજો માર્ગ બતાવી શકું તેમ નથી. તમારે દાઢી મૂછના વાળ ઉતરાવવા પડશે."

આ વાત સાંભળતાં મહારાજા ઘણા ચિડાઈ ગયા, અને કહેવા લાગ્યા કે, 'બહુ સારૂં ! તમો કેવા પંડિત છો તેની હું પરીક્ષા કરી લઈશ.' આટલું કહ્યા પછી કાશી-કાંચી-દ્રાવીડ વગેરે દેશનાં શહેરોમાંના ઘણા પંડિતોને આમંત્રણ આપી તેડાવ્યા, અને તેઓએ દાઢી મૂછ નહિ ઉતરાવવા માટે મહારાજાને માર્ગ બતાવી વિચારનું સમાધાન કર્યું. પંડિતોએ મહારાજાને એવી યુક્તિ બતાવી કે, તમો મહારાજા સૂર્યવંશી રામચંદ્રજીના વંશના છો માટે તેમના વંશની રૂઢિને અનુસરવાથી તમોને કંઈ દોષ લાગશે નહિ. ભગવાન રામચંદ્રના પિતા રાજા દશરથ પરલોક સિધાવ્યા, ત્યારપહેલાં રામચંદ્રજીએ જટા વલ્કલ ધારણ કર્યાં હતાં, અને વનવાસ સિધાવ્યા હતા. તેઓએ પિતાના વિયોગના ખબર સાંભળ્યા ત્યારે તેઓ ચિત્રકૂટમાં હતા, ત્યાં પિણ્ડદાન કરી પિતાનું શ્રાદ્ધ કર્યું હતું, પણ તેઓએ

જટામુંડન કરાવ્યું ન હતું. ચૌદ વર્ષના વનવાસ -સમાપ્તિ બાદ જટામુંડન કરાવવાનું હતું. તમે તે ક્ષત્રિય વંશના છો, માટે દાઢી મૂછ નહિ ઉતરાવો તો કોઈ દોષ લાગશે નહિ.

ઉપર પ્રમાણે પંડિતોએ શંકાસમાધાન માટેનો નિર્ણય કર્યો, પણ તે સભાપંડિત ઉમાકાંતે સ્વીકાર્યો નહિ. અને તે પરદેશી પંડિતોની સાથે શાસ્ત્રવાદ કરી, તેઓનો નિર્ણયનું ખંડન કરી પંડિતોને હરાવ્યા.

પરદેશી પંડિતો ઉમાકાન્ત પંડિતના શાસ્ત્રવાદથી હારી-ગયા અને તેમની પ્રશંસા કરવા લાગ્યા. "દ્રાવિડ દેશના પંડિતો કહેવા લાગ્યા કે, 'બંગાલના મલ્લી પ્રદેશમાં પણ આવા પંડિતો પડ્યા છે એ વાત અમો કદી માનતા ન હતા. બધા દેશોના પંડિતોએ સાથે મળી, સઘળો પંડિતોથી વધારે શાસ્ત્ર જાણી ઉમાકાન્ત પંડિતને, 'તર્કાલંકાર'ની પદવી આપી, અને સભાપંડિત ઉમાકાન્તના નિર્ણય પ્રમાણે મહારાજાએ દાઢી મૂછ ઉતરાવી શ્રાદ્ધ ક્રિયા કરી.

બધા પરદેશી પંડિતો સભાપંડિતનું આટલું સન્માન કરે છે એ જોઈ મહારાજા ઘણા ખુશી થયા, અને મોટી જાગીર તેમને બક્ષિસ આપી, તથા એક હજારને એક રૂપિયા નગદ બક્ષિસ આપ્યા.

ઉમાચરણ પંડિત સોનામુખી ગામના જે ભાગમાં રહેતા હતા તેને કોઈ નીમતલા નામથી ઓળખે છે અને કોઈ બ્રાહ્મણપાડાના નામથી જાણે છે.

## પ્રકરણ ૩ જું.

## હરનાથનો જન્મ.

જયરામ ઘણા ધર્મનિષ્ઠ બ્રાહ્મણ હતા. નાનપણથી શ્રી શ્રી રાધાદામોદરની સેવાપૂજા કરવામાં રહેલા હોવાથી તેઓની દેવા તરફ અચળ શ્રદ્ધા હતી.

શારદાપ્રસાદ તથા કંદર્પનારાયણથી ઘણાં વર્ષ પછી શિવનાથ નામે ત્રીજો પુત્ર થયો, અને તે સમયે તેઓ ઘણા ધનવાન થયા. જેમ આજકાલ ધન કમાવાથી સ્ત્રીઓ માટે ઘરેણાં ખરીદવામાં આવે છે, તેમ તે વખતે કોઈ કરતું નહોતું, પણ દેવમંદિર-વાવ-કુવા-તળાવ, સદાવ્રત કે ધર્મશાળા વગેરે સ્થાપન કરી ધનનો ઉપયોગ કરતા હતા, તે મુજબ જયરામના સતી સાધ્વી શ્રી લક્ષ્મીદેવીસ્વરૂપ ભગવતી દેવીના ખોળાને ખાલી કરી શારદાપ્રસાદ તથા કંદર્પનારાયણ નામના બે પુત્રો હમેશને માટે અચિંત્યના ગર્ભદ્વારમાં અદૃશ્ય થયા, તો પણ જયરામે પોતાના નિશ્ચયથી ડગ્યા નહિ, અને મહામહોત્સવ સાથે મોટી રકમ ખરચી શિવમૂર્તિની મંદિરમાં પ્રતિષ્ઠા કરાવી. શિવમૂર્તિની પ્રતિષ્ઠા કરાવ્યા પછી તેમની પૂજા તથા ભોગ વગેરેનો બંદોબસ્ત કરી જયરામ પોતાના કામપ્રસંગે કલકત્તા ગયા.

શ્રી શ્રી ચૈતન્યદેવના લીલા વિસ્તાર પછી ચારસો વર્ષ પછી એટલે બંગ સંવત ૧૨૭૨ સાલની શરૂઆતમાં આ શિવમંદિરની સ્થાપના થઈ છે

જયરામ બાબુ કામ પ્રસગે કલકત્તા ગયા. દેશમાં શિવમંદિરનુ કામ ચાલવા લાગ્યું. તે અરસામાં જયરામ બાબુને તથા તેમનાં ધર્મપત્ની ભગવતીદેવીને એક ચમત્કારિક બનાવે આશ્ચર્યમાં ડુબાડી દીધાં.

એક દિવ્યકાન્તિ-જ્યોતિસ્વરૂપ સંન્યાસી ગૃહદ્વારે જઈને દેવી ભગવતીને દર્શન આપી કહેવા લાગ્યા કે, "આજે હું તમારો અતિથિ થયો છું."

"બાબા ! અહીં ઘરમાં અતિથિની વ્યવસ્થા કંઈ નથી, પણ બેઠકખાનામાં નોકરો વગેરે બેઠા છે ત્યાં જાઓ તો તેઓ તમારા સત્કારની બધી ગોઠવણ કરી આપશે." ભગવતી દેવીએ કહ્યું.

"ના, ના, ! હું બેઠકખાનામાં જઈશ નહિ પણ હું તો મારા સ્થાનમાં રહીશ." આટલું કહી સંન્યાસી શિવમંદિરમાં ગયા, અને ત્યાં ધૂણી જલાવી રહ્યા.

સંન્યાસી શિવમંદિરમાં રહ્યા છે એવા ખબર સાંભળી ભગવતી દેવી તરત જ ત્યાં આવ્યાં અને પૂછવા લાગ્યાં કે, "પ્રભો ! તમારે શું જોઈએ ? તમારે માટે શી વ્યવસ્થા કરૂં ? આજ્ઞા આપો."

"તમે થોડી પૂરી, ભજીયાં અને સવારે જે દાળ કરી છે તે મને આપો. મને તેથી તૃપ્તિ થશે," એમ સંન્યાસીએ કહ્યું.

સંન્યાસીની આજ્ઞા મુજબ ભગવતીદેવીએ ખાવાનું લાવી આપ્યું. ત્યારપછી હંમેશના નિયમ મુજબ સાંજે શિવમંદિરનાં ચારે બાજુના દરવાજા બંધ કર્યા. સંન્યાસી મંદિરમાં રહેલા હતા એથી ભગવતીદેવી બારણાં ખુલ્લાં કરવા માટે બીજે દિવસે પ્રાતઃકાલે પોતે ગયા, પણ ત્યાં આવીને જુએ છે, તો તે ઠેકાણે સંન્યાસી પણ નહિ અને ધૂણીની રાખ કે નિશાની કંઈ જ ત્યાં જોયું નહિ. આથી ભગવતીદેવીને ઘણી નવાઈ લાગી અને દિલગીર પણ થયાં.

સંન્યાસી અલોપ થયાના આ ચમત્કારિક બનાવથી ભગવતી દેવીનું મન ચિંતામાં ડૂબી ગયું, અને તે જેમ તેમ ઘેર આવ્યાં. રાતના ભોંય પર સૂતાં, સૂતાં સંન્યાસી અલોપ થયાની ચમત્કારિક ઘટનાની ચિંતા કરવા લાગ્યાં.

ભગવતીદેવી ચિંતામાં ડૂબેલાં છે, એટલામાં કલકત્તાથી જયરામબાબુ આવ્યા અને ભગવતીદેવીને પૂછવા લાગ્યા કે, "ગઈ રાત્રે કોઈ સાધુ અહીં આવ્યા હતા કે ?"

જયરામબાબુ આજે આવવાનાં કંઈ ખબર નહિ હોવા છતાં અચાનક આવ્યા તેથી, અને સાધુ આવવાના પ્રશ્નથી ભગવતી દેવી બમણાં આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયાં. અને એક અપૂર્વ રૂપવાન સંન્યાસી આવ્યા અને અદૃશ્ય થઈ ગયા એ બધી હકીકત જયરામબાબુને ભગવતી દેવીએ કહી સંભળાવી.

આ બધી વાત સાંભળતાં જયરામબાબુ પણ આશ્ચર્ય

પામ્યા, અને કહ્યું, “ મને પોતાને આજે રાતના પાછલે પહોરે સ્વપ્ન આવ્યું, તે વખતે મેં એક શિવસ્વરૂપ સાધુને જોયા. તેઓ મને કહેવા લાગ્યા કે, ‘ તમે કાંઈ ચિંતા કરશો નહિ, હું તમારી પત્ની પાસે છું, અને રહીશ.’

ઉપર પ્રમાણે સ્વપ્ન થયા પછી તે વાતની કોઈને ખબર આપ્યા વિના હું અહીં આવ્યો છું, અને તે સ્વપ્નની વાત સાચી છે એ ઉપરથી લાગે છે કે આ દેવની લીલા છે, તેમાં જરાપણ શંકા જેવું નથી.”

આ સ્વપ્નઘટના જે વખતે બની તે વખતે ભગવતીદેવી પૂર્ણ ગર્ભવંતી હતાં, અને સગર્ભાવસ્થામાં જ શિવમંદિરની પ્રતિષ્ઠા કરી હતી. સંન્યાસીની આ ધર્મકારિક ઘટના બન્યા પછી ઇ. સ. ૧૮૬૫માં એટલે સંવત ૧૯૨૧ ના ૧૮ આષાઢ માસની પુણ્ય ક્ષણે ભગવતીદેવીને પ્રસવની પીડા જણાવા લાગી. પ્રસંગ સમયે વરસાદની વૃષ્ટિ થવા લાગી; બગીચાના વૃક્ષની ડાળી ઉપરથી એક પક્ષી બોલવા લાગ્યું, કે, ‘બાળક હો.’ ગામની સ્ત્રીઓ શંખધ્વનિથી સૌને ખબર આપતી હતી, કે પંખીની વાણી સત્ય છે. આ શુભ ક્ષણે, શુભ લગ્ને તા. ૧લી જુલાઈ (ઇ. સ. ૧૮૬૫) ને શુભ દિવસે એક અપૂર્વ સુંદર બાળકુમારને ભગવતીદેવીએ જન્મ આપ્યો. જેનાં રૂપપ્રકાશથી સૂતિકાગૃહ પ્રકાશિત થઈ ગયું.

## પ્રકરણ ૪થું.

### બાળક હરનાથ અને મહાપુરુષ.

એક દિવસ, બે દિવસ, એમ કરતાં કરતાં એક માસ પૂરો થયો. એક માસ, બે માસ કરતાં કરતાં પાંચ માસ વ્યતીત થયા. છઠ્ઠે માસે, નવકુમારને અન્નપ્રાશન કરાવવાની ક્રિયા કરી, અને નવકુમારનું નામ રાખ્યું 'હરનાથ'

પુત્રનાં ભાવી ફલાફલ જાણવા માટે એક ઉત્તમ જ્યોતિષીને જયરામ બાબુએ બોલાવ્યા, અને બાળકની જન્મકુંડલી બનાવવાનું કહ્યું, જ્યોતિષીએ નીચે મુજબ જન્મકુંડલી બનાવી આપી.

જન્મ ૧૨૭૨-૨-૧૭-૨-૫૦-૩૪ સૂર્યોદય ૬-૫૫ મી.૨૪ સે.૩૩

અંગે સંવત ૧૯૨૨-૧૮ આષાઢ સુદ ૯ શનિવાર; હસ્તાનક્ષત્ર, કન્યારાશિ, પરિઘયોગ, શકુનીકરણ-મિથુન લગ્ન

| | | |
|---|---|---|
| મિથુ ૩<br>વ<br>ર. ૬<br>બુ. ૭ | ૧ | |
| સં. ક્રૂ | જન્મ કુંડલી | |
| ચં. ૧૩ | રા. ૧૫<br>શ. ૧૪ | બૃ.૧૯<br>કે |

| | | |
|---|---|---|
| ૨.બુ<br>સ | ૩ | ૦ |
| મં | ભાવચક્ર | ૦ |
| ૦<br>ચં | શ<br>રા | બૃ<br>૦ |

આ કુંડલીથી એવું ફલ સ્પષ્ટ થાય છે કે, આ બાળકને રાજયોગ તથા સંન્યાસયોગ છે. ભક્તિયોગ પ્રબળ છે. કર્મની બહુલતા, નાના પ્રકારની સિદ્ધિ-વિભૂતિયુક્ત અને ઘણા સેવકયુક્ત ઉદાર મતવાદી અને વૈષ્ણવોનો ઉપાસક બને એવો બાળકની કુંડલીનો ભાવ છે. મિથુન અને કન્યારાશિ તથા લગ્નમાં જાત વ્યક્તિ છે, તેથી આ બાળક સર્વથી શ્રેષ્ઠ થશે નવીન સંપ્રદાયને સ્થાપશે નહિ, પણ પુરાતન ભાવને નવજીવન આપશે.

બાળકના ગ્રહના ફલ-ભાવ સાભળવાથી જયરામ બાબુના તથા ભગવતી દેવીના આનંદનો પાર રહ્યો નહિ. નવકુમારના મુખરૂપી ચન્દ્રને નીરખી માબાપ અપાર આનંદ ભોગવી રહ્યા. પણ પુત્ર મુખચદ્ર-દર્શનનુ સુખ જયરામ બાબુના ભાગ્યમાં થોડા વખતનું હતું. દિવસો પછી દિવસો વીતતા ગયા અને હરનાથ બે વર્ષના થયા. તે સમયે પતિવ્રતા પત્ની, પ્રાણાધિક બે પુત્રો અને એક કન્યાના સ્નેહની સાકળ તોડી ૧૨૭૫ ની સાલના પોષ માસમાં જયરામબાબુ દેવલોકવાસ કરી ગયા.

હરનાથના મોટાભાઈ શિવનાથની ઉંમર તે વખતે ચાર વર્ષની અને તેમનાં બહેન કમળા દેવીની ઉમર ૭ વર્ષની હતી.

જયરામબાબુ દેવલોક ગમન કરવા છતાં, તેમની સ્મૃતિસ્વરૂપ વિષય વૈભવાદિ વંશજો માટે મૂકી ગયા

હતા. સતી સાધ્વી ભગવતી દેવી પુત્રો અને કન્યાનાં મ્હોં સામું જોઈ જોઈ ને પોતાનું દુઃખ સહન કરવા લાગ્યાં.

હરનાથ છ માસના થયા ત્યારે એક ચમત્કાર બન્યો. તેમને ઘેર એક સાપ નીકળ્યો હતો, તેને પકડવા એક મદારીને બોલાવવામાં આવ્યો હતો. મદારીએ સાપને પકડ્યો અને પછી તે તેને રમાડવા લાગ્યો. તે વખતે હરનાથને કાખમાં તેડી ભગવતી માતા સાપની રમત જોવા આવ્યાં. જે તરફ હરનાથને તેડી ભગવતી મા ઉભાં હતાં તે તરફ જ સાપ ડોલવા લાગ્યો, અને દેવી માતા જે તરફ ઉભાં રહે તે બાજુએ સાપ ફર્યા જ કરે. આ ચમત્કારથી સૌને નવાઈ લાગી, અને મદારી કહેવા લાગ્યો કે "આ સાપને હું લઈ જઈશ નહિ." એટલું કહી સાપને મૂકી દઈને મદારી ચાલ્યો ગયો.

દિન પ્રતિદિન હરનાથ મોટા થવા લાગ્યા. વય વધવા સાથે ચંચળતા પણ વધવા લાગી. પરંતુ તેમની ચંચળતા તોફાનવાળી નહતી, તેમની ચંચળતા સમાનભાવવાળી હતી. હરનાથ વિવિધ પ્રકારના સુખ અને લાડમાં ઉછર્યા. હરનાથના ઘરમાં મેવા મિઠાઈ હંમેશાં રહેતાં હતાં, નોકર ચાકર પણ હતા, દરેક જાતનું સુખ હતું. હરનાથને ઘેર દરેક સામગ્રી તૈયાર હોવા છતાં બીજાને ઘેર જઈ ને થોડું ખાધા વિના તેમને તૃપ્તિ થતી ન હતી. ગામનાં ગરીબ માણસને ઘેર હરનાથ ચાલ્યા જતા, અને થોડું ઘણું માગીને

ધાર્યું કે, જેઠા મહાશયનો નોકર બંને ભાઈને ઘેર મૂકી જશે.

ઘેર જવા માટે હરનાથ ઉતાવળ કરવા લાગ્યા, તેથી નોકરની રાહ જોયા વિના શિવનાથ હરનાથને લઈ ઘેર આવવા રવાના થયા.

રાત પડી હતી, ચંદ્ર ઊગ્યો હતો, તે વખતે બંને ભાઈઓ ઘર તરફ ચાલ્યા આવતા હતા; રસ્તામાં એક અલૌકિક બનાવ બન્યો.

પોતાની પછવાડે કોઈ ચાલ્યું આવે છે, એમ પગલાંના અવાજથી જાણ્યું, અને પાછળ ફરીને જુએ છે તો, અજવાળી રાતના પ્રકાશમાં એક દિવ્યકાન્તિ–જ્યોતિર્મય વિરાટ પુરુષની હાસ્યવદની આકૃતિ પોતાની પાછળ આવતી દીઠી. તે વિરાટ મૂર્તિ બે માળ જેવડી ઉંચી હતી. કૌપીન પહેરેલું છે, કંઠમાં જનોઈ ધારણ કરેલી છે–નાભી મંડળમાંથી ઉજ્જવળ પ્રકાશિત તેજ ફેલાઈ રહ્યું છે. એવી દિવ્ય જ્યોતિર્મય વિરાટ મૂર્તિનાં સાક્ષાત્ દર્શન શિવનાથને થયાં.

થોડીવાર પછી તે વિરાટમૂર્તિને જોવા હરનાથને શિવનાથે કહ્યું; હરનાથ કંઈ વિચાર કર્યા વિના તે વિરાટ મૂર્તિ તરફ દોડ્યા; અને તે મહાપુરુષનાં બે ચરણ પકડી લીધાં. મહાપુરુષનાં ચરણસ્પર્શથી હરનાથ તદ્દન જડ જેવો થઈ ગયા, પણ થોડી ક્ષણ પછી તે મહાપુરુષ પોતાના હાથવતી ચરણ મૂકાવી હરનાથને કહેવા લાગ્યા

આતા ત્યારે જ તેમને સંતોષ થતો હતો.

ગરીબો તરફ હરનાથને ઘણો જ પ્રેમ રહેતો હોવાથી તે સ્વ-પરનો ભેદભાવ ગણતા જ ન હતા. બીજાઓને ઘેર જઈ ખાવાનું માગવામાં તેઓને જરાપણ સંકોચ થતો નહતો. હરનાથ સ્ત્રીઓ માત્રને મા કહીને બોલાવતા, અને જે કોઈને મળતા તેઓને પોતાના ઓળખાણવાળા જેવા ગણતા હતા.

શિવનાથની ઉંમર જ્યારે સાત વર્ષની હતી, ત્યારે તેઓ જેઠા મહાશયને ઘેર ભણવા જતા હતા. અને ત્યાં એક માસ્તર આવી તેઓને ભણાવતા હતા.

એકવાર જયરામ બાબુના વાર્ષિક શ્રાદ્ધની તિથિનો દિવસ હતો, તેથી ગામના ઘણા આવતા જતા હતા. એટલે, પાંચ વર્ષના હરનાથને આજે શિવનાથ સાથે જેઠામહાશયના બેઠકખાનામાં મોકલ્યા હતા. શિવનાથને હરરોજનું શિક્ષણ આપી માસ્તર ચાલ્યા ગયા ત્યાર પછી જેઠા મહાશયના નોકરે કહ્યું કે "ચાલો તમોને ભાઈને ઘેર મૂકી આવું."

"મા, અમોને લેવા અમારા ઘરનો નોકર આવવાનો છે, તેની સાથે અમો ઘેર જઈશું, હું તેની રાહ જોઉં છું;" એમ શિવનાથે કહ્યું.

જયરામ બાબુના શ્રાદ્ધપ્રસંગને લઈ ઘરના નોકર ચાકરો પણ કામકાજમાં રોકાઈ રહેલા હતા. તેથી તેઓએ

ધાર્યું કે, જેઠા મહાશયનો નોકર બંને ભાઈને ઘેર મૂકી જશે.

ઘેર જવા માટે હરનાથ ઉતાવળ કરવા લાગ્યા, તેથી નોકરની રાહ જોયા વિના શિવનાથ હરનાથને લઈ ઘેર આવવા રવાના થયા.

રાત પડી હતી, ચંદ્ર ઊગ્યો હતો; તે વખતે બંને ભાઈઓ ઘર તરફ ચાલ્યા આવતા હતા; રસ્તામાં એક અલૌકિક બનાવ બન્યો.

પોતાની પછવાડે કોઈ ચાલ્યું આવે છે, એમ પગલાંના અવાજથી જાણ્યું, અને પાછળ ફરીને જુએ છે તો, અજવાળી રાતના પ્રકાશમાં એક દિવ્યકાન્તિ-જ્યોતિર્મય વિરાટ પુરુષની હાસ્યવદની આકૃતિ પોતાની પાછળ આવતી દીઠી. તે વિરાટ મૂર્તિ બે માળ જેવડી ઉંચી હતી. કૌપીન પહેરેલું છે, કંઠમાં જનોઈ ધારણ કરેલી છે—નાભી મંડળમાંથી ઉજ્જવળ પ્રકાશિત તેજ ફેલાઈ રહ્યું છે. એવી દિવ્ય જ્યોતિર્મય વિરાટ મૂર્તિનાં સાક્ષાત્ દર્શન શિવનાથને થયાં.

થોડીવાર પછી તે વિરાટમૂર્તિને જોવા હરનાથને શિવનાથે કહ્યું. હરનાથ કંઈ વિચાર કર્યા વિના તે વિરાટ મૂર્તિ તરફ દોડ્યા; અને તે મહાપુરુષનાં બે ચરણ પકડી લીધાં. મહાપુરુષનાં ચરણસ્પર્શથી હરનાથ તદ્દન જડ જેવા થઈ ગયા, પણ થોડી ક્ષણ પછી તે મહાપુરુષ પોતાના હાથવતી ચરણ મૂકાવી હરનાથને કહેવા લાગ્યા

કે, 'હું દ્વારકાનાથ નથી!' જે જગ્યાએ આ ચમત્કાર બન્યો, તેની નજીકમાં એક તળાવ હતું; તે તળાવના જળ ઉપર ચાલીને ક્યાંયના ક્યાંય એ વિરાટમૂર્તિ અલોપ થઈ ગઈ, તે કોઈ જાણી શકયુ નહિ.

વિરાટમૂર્તિ સાથે હરનાથની વાતચિત સાંભળતાં, ભયભીત થઈને શિવનાથ ત્યાંથી દોડી ગયા, અને ઘરમા આવતાંની સાથે બેભાન થઈ પડી ગયા. શિવનાથની આવી બેભાન દશા જોઈ, ઘરના બધા માણસો હરનાથને શોધવા શેરીને રસ્તે દોડયા અને હરનાથને તે સ્થાનેથી તેડી લાવી ભગવતી દેવી ચુંબન કરવા લાગ્યાં.

---

## પ્રકરણ ૫ મુ.

## હરનાથની માતાને સ્વપ્નાદેશ.

હરનાથને ઘેર તેડી લાવ્યા પણ ભગવતી માતાને ચિંતા થવા લાગી, "આ બનાવથી મારા પુત્રને કંઈ નઠારું તો નહિ થાય? જે વિરાટ પુરૂષે શિવનાથ અને હરનાથને દર્શન દીધા તે કોણ હશે? બાળકોને શા માટે દર્શન દીધા હશે? કંઈપણ અમંગલ થવાનું હોય છે તો તે પહેલા આવો બનાવ બને છે, એમ લોકોની માન્યતા છે તે શું ખરી વાત હશે?" આવી રીતે ચિંતા કરતા કરતાં ભગવતી માતા પોતાના કુળદેવને મંગલ પ્રાર્થના કરવા લાગ્યા.

હરનાથના કુટુંબમાં દ્વારકાનાથ નામે એક સગા હતા. તેઓ પણ ભવ્ય મૂર્તિ જેવા હતા. ફક્ત ઉંચાઈ ઓછી હતી. સંન્યાસીના જેવો વેશ ધરીને આવેલી વિરાટ મૂર્તિને શિવનાથે જોઈ હતી અને ભય પામ્યા હતા. પણ દ્વારકાનાથ બાબા સંન્યાસીનો વેશ લઈને મને ડરાવવા આવ્યા છે એમ સમજી હરનાથે તેમના બંને પગ જોરથી પકડી લીધા.

બાળક હરનાથની હિંમત જોઈને તે મહાપુરુષે જાણ્યું કે, આ બાળક ભૂલથી મને પકડી રહ્યો છે અને મને તેના સગા દ્વારકાનાથ બંદોપાધ્યાય સમજે છે, તેથી તે મહાપુરુષે કહ્યું કે, 'હરૂ! તારી ભૂલ થાય છે. હું તારો સગો દ્વારકાનાથ બન્દોપાધ્યાય નથી, છતાં હરનાથે ન માન્યું અને કહ્યું "દ્વારકાદાદા! તમે મને ડરાવવા માટે આવ્યા છો ને? ભય ન બતાવો, ઘેર ચાલો."

આ ઘટના જે સ્થળે બની હતી તેની નજીકમાં હરનાથના સગાં પ્રસન્નમયી દેવી રહેતાં હતાં. તેણીએ હરનાથની મહાપુરુષ સાથે થયેલી વાતચીત સાંભળી હતી, ને અનુમાન કર્યું કે શિવનાથ તથા હરનાથને કોઈ ભૂત યોનિના દર્શન થયા હશે તેથી તેણીએ પૂછયું 'હરનાથ, તું કોની સાથે વાતો કરે છે?'

"દીદી! જુઓને, દ્વારકાદાદા મને બિવડાવવા આવ્યા છે." એમ હરનાથે કહ્યું.

"તારા દ્વારકાદાદા તો આજે બે માસ થયા ઘરમાં નથી. હરનાથ! તું ભૂલમાં પડ્યો છે માટે જલદી ઘેર ચાલ્યો જા," પ્રસન્નમયી દેવીએ હરનાથને 'રામરામ' ઉચ્ચારતાં કહ્યું.

શિવનાથને આ વાતચીત સાંભળીને વધારે બીક લાગવાથી 'હરનાથ ચાલ' એટલું કહી તે એક શ્વાસે ઘેર દોડી ગયા.

પ્રસન્નમયી દેવીના મોઢેથી આ બધી વાત સાંભળી ભગવતી દેવી વધારે ચિંતાતુર બન્યાં અને તે મહાપુરુષને તૃપ્ત કરવા માટે દરરોજ ભોગ ધરવાની વ્યવસ્થા કરી બાધા લીધી.

ભગવતી દેવીની બાધાને પરિણામે એક દિવસ રાત્રે દેવીને સ્વપ્નમાં આવી તે મહાપુરુષે કહ્યું કે, "કાંઈ ચિન્તા કરશો નહિ, તારો બાળક તે સાધારણ બાળક નથી, તેને કાંઈ વિઘ્ન થશે નહિ. હું તેને દર્શન આપવા માટે જ તેની પાછળ ગયો હતો. તું ઘણી ભાગ્યશાળી માતા છે કે આવું અમૂલ્ય રત્ન તારા ગર્ભમાં પાક્યું છે. મા! બેફિકર રહેજે. તારા બાળકને કંઈ આફત નડશે નહિ."

સ્વપ્નમાં મહાપુરુષની આ વાત સાંભળી ભગવતી દેવી ચિંતામુક્ત થયાં.

## પ્રકરણ ૬ ઠું.

## શ્રીહરનાથના વંશજો.

કાલીવાશનો જન્મ સંદીલ્ય ઋષિના કુટુંબમાં થયો હતો. સંદીલ્ય ઋષિ ચારે વેદમાં સંપૂર્ણ જ્ઞાની હતા. આ ઉપરથી કાલીવાશ "કાલીવાશ ચતુર્વેદી" ના નામથી જાણીતા થયા હતા.

**વંશાવળી.**

કાલીવાશ
|
વામદેવ
|
રામદેવ
|
ક્ષિતિશ
(૭૫૩ A. D.)
|
(૧) ભટ્ટા નારાયણ
|
(૨) વરાહ
|
(૩) સુબુધી
|
(૪) વૈનાતયા
|
(૫) વિબુદેશ
|
(૬) સુભિખ્યા
|
(૭) ભાયા પાહાયા
|
(૮) ધરણી
|
(૯) મહાદેવ
|
(૧૦) મકરન્દ
|
(૧૧) દાસો (દશરથી)
|
(૧૨) વનમાલી
|
(૧૩) ભીમ
|
(૧૪) મહાદેવ
|

(૧૫) આદિત્ય
(૧૬) પીતાંબર
(૧૭) ચતુરભુજ
(૧૮) સવાઈ
(૧૯) શ્રીગર્વ
(૨૦) ગૌરીકાંત
(૨૧) ચંડીદાસ
(૨૨) વિશ્વેશ્વર
(૨૩) બાલીરામ
(૨૪) હરિહર
(૨૫) જગન્નાથ
(૨૬) રાઘવપાટક
(૨૭) ગોપી (ગુપી)
(મુંગા ઋષિ)
(૨૮) રામેશ્વર
(૨૯) મદનમોહન
(૩૦) ગંગાધર
(૩૧) પ્રીતીધર
(૩૨) સીતાનાથ
(પત્ની—નીસ્તારીણી)
(૩૩) જગેશ્વર
(પત્ની—લક્ષ્મી)
(૩૪) રામમુરલી
(પત્ની—સુધામુખી)
(૩૫) કુંજબીહારી)
(પત્ની—વરોદા)
(૩૬) મદનગોપાલ
(પત્ની—ભુવનેશ્વરી)
(૩૭) શ્રીકાન્ત
(પત્ની—આદરમણી)
(૩૮) જયરામ
(પત્ની—ભગવતીદેવી)
(૩૯) હરનાથ
(પત્ની—કુસુમકુમારી)

આ વંશાવળી પ્રમાણે હરનાથનો ૩૯મો વંશ છે. ૩૨ મા વંશથી નીચે મુજબ માહીતિ મળી આવે છે.

૩૨ મા વંશજ સીતાનાથ બેનરજીનો જન્મ ઇ. સ. ૧૬૪૧માં થયો હતો અને તેમનો સ્વર્ગવાસ ઇ. સ. ૧૭૦૨માં થયો હતો. તેઓ કનકલતા ઠાકુરરાણીના પુત્રી નીસ્તારીણી દેવીને પરણ્યા હતા. કનકલતા ઠાકુરરાણી બેંકુરાના જંબોની ગોસ્વામીની કુટુંબની પુત્રી હતાં. આ ગોસ્વામી કુટુંબના વંશજો હરનાથ તથા તેમના વંશજોના કુલગુરુ હતા. કનકલતાદેવીને બે પુત્રી હતી. નાની પુત્રી અભયાને બેંકુરાના પુરૂલીયા ગામના ગોસ્વામી દીનાનાથ સાથે પરણાવ્યાં હતાં. જ્યારે તેમના જ્યેષ્ટ પુત્રી નીસ્તારીણી દેવીને સીતાનાથ બેનરજી સાથે પરણાવ્યાં હતાં.

કનકલતા દેવીના પતિ લક્ષ્મણ મુકરજીના સ્વર્ગવાસ થયા બાદ તેઓના પતિની મીલ્કત તેમ જ કુટુંબના ઠાકોરજી શ્યામસુંદર તેઓને મળ્યા. આ શ્યામસુંદરની મૂર્તિને તેઓ પોતાની અંગત સ્થાવર મીલ્કતથી પણ અધીક ગણતા હતાં ને તે તેમના જ્યેષ્ઠ પુત્રી નીસ્તારીણી દેવીને ભાગે આવી અને જંગમ મીલ્કત પુત્રી અભયાને ભાગે આવી

બેનરજી કુટૂંબના વંશજોદ્વારા કનકલતા ઠાકુરરાણીની હજુ સુધી સોનામુખીમાં પૂજા થાય છે. આ બેનરજી કુટુંબને શ્યામસુંદરની મૂર્તિની સેવા કરવાનો હક છે.

સીતાનાથના પુત્ર જોગેશ્વર બેનરજીનો જન્મ ઇ. સ. ૧૬૬૪માં થયો હતો અને સ્વર્ગવાસ ઇ. સ. ૧૭૩૦ માં થયો હતો. તેઓના લગ્ન સોનામુખીના કુમુદબન્ધુ ચેટરજીના જ્યેષ્ઠ પુત્રી લક્ષ્મી સાથે થયા હતા. કુમુદબન્ધુ ચેટરજીને પુત્ર ન હોવાથી તેઓની મીલકત જોગેશ્વર બેનરજીને પ્રાપ્ત થઈ હતી.

જોગેશ્વર બેનરજી તેઓના માતા નીસ્તારીણી દેવી સાથે જંબાનીથી સોનામુખીમાં વાસ કરવા આવ્યાં. જોગેશ્વર બેનરજીના પૌત્ર કુંજબીહારીનો જન્મ ઇ.સ. ૧૭૧૬માં થયો હતો અને સ્વર્ગવાસ ઈ. સ. ૧૭૭૪ માં થયો હતો. આ પ્રમાણે હરનાથના વડીલ જોગેશ્વર બેનરજીએ ઇ. સ. ૧૬૮૪માં સોનામુખીમાં વાસ કર્યો હતો.

કનકલતા ઠાકુરરાણી ઇ. સ. ૧૬૯૫માં સ્વર્ગવાસ થયા. કનકલતા દેવીના સ્વર્ગવાસ બાદ જોગેશ્વર બેનરજી શ્યામસુંદરની મૂર્તિ જંબાનીથી સોનામુખીમાં ખસેડી લાવ્યા

કહેવાય છે કે જોગેશ્વરના પુત્ર રામમુરલી ઈ. સ ૧૬૮૯થી ઈ. સ. ૧૭૪૧ સુધી જીવ્યા હતા. તેઓ સુધામુખી દેવીને પરણ્યાં હતાં અને તેઓએ સોનામુખીમાં શ્યામસુંદરનું મંદિર બંધાવ્યું. રાધાની સુવર્ણ મૂર્તિ બનાવી મંદિરમાં શ્યામસુંદરની મૂર્તિ સાથે સ્થાપન કરી તેમ જ બન્ને મૂર્તિઓ માટે સુવર્ણ પાદુકા પણ તેઓએ કરાવી.

- રામમુરલીના પુત્ર કુંજબીહારીનો જન્મ ઈ. સ. ૧૭૧૬માં થયો હતો અને સ્વર્ગવાસ ઈ. સ. ૧૭૭૪માં થયો હતો. તેઓ લાખનો (shellac) ધંધો કરતા હતા, સાથે સાથે કોસેટાના ઉછેરનું પણ કાર્ય કરતા હતા. તે વખતે કલકત્તાના ગવર્નર મી. હોલવેલે પોતાના પુસ્તક "Interesting Historical Events માં લખ્યું છે કે ઇસ્ટ ઈન્ડીયા કંપનીને લાખ પૂરી પાડનાર વિષ્ણુપુર (Sonamukhi) હતું.

કુંજ બીહારીના પુત્ર મદન ગોપાલનો જન્મ ઈ. સ. ૧૭૩૯માં થયો હતો, અને સ્વર્ગવાસ ઈ. સ. ૧૭૯૦માં થયો હતો. તેઓ પણ પોતાના પિતાનો ધંધો કરતા હતા.

મદનગોપાલના પુત્ર શ્રીકાન્તનો જન્મ ઈ. સ. ૧૭૫૯માં થયો હતો. તેમનાં પ્રથમ પત્ની ભદ્રકાલી હતાં અને દ્વીતીય પત્ની આદરમણી હતાં, તેઓએ પણ પિતાનો ધંધો ચાલુ રાખ્યો અને અવાર નવાર ધંધા અર્થે મામાને ત્યાં તેઓ જતાં હતાં તેઓ પવિત્ર હતાં અને દેવતા તરીકે પૂજાતાં હતાં. તેઓ પુરા ઠાઠથી રાધાશ્યામ સુંદરની સેવા કરતાં હતાં. કુટુંબ કલેશને લીધે તેઓના સગાંઓએ તે સેવા શ્રીકાન્ત પાસેથી લઈ લીધી 'જેને લીધે શ્રીકાન્તને કોર્ટમાં દાવો દાખલ કરવો પડયો હતો. દાવાનો ચુકાદો ઈ. સ. ૧૮૦૫ની ૫મી જુલાઈએ શ્રીકાન્તની તરફેણમાં આવ્યો અને તે જ દિવસે તેઓના પુત્ર (હરનાથના પિતા)

જયરામનો જન્મ થયો. દાવામાં ફત્તેહ મળવાથી તેનુ નામ જયરામ પાડવામાં આવ્યું. શ્રીકાન્તનો સ્વર્ગવાસ ઇ. સ. ૧૮૨૦માં થયો.

ભદ્રકાલીનો સ્વભાવ ઉગ્ર હતો શ્રીકાન્તને ભદ્રકાલીથી ચાર પુત્ર અને એક પુત્રી થયા ભદ્રકાલીનો જન્મ ઈ. સ. ૧૭૬૩માં થયો હતો અને સ્વર્ગવાસ ઈ સ. ૧૮૩૩મા થયો હતો શ્રીકાન્તના ચાર પુત્રોના નામ—(૧) જગન્નાથ (૨) રામદયાળ (૩) વિશ્વેશ્વર (૪) હંસેશ્વર અને પુત્રીનુ નામ મ દાકીની હતું. હંસેશ્વરના પુત્ર ધર્મનારાયણ હતા.

વિશ્વેશ્વરના પુત્ર ગજારામે શિવમંદિરની જગ્યા ઈ. સ. ૧૮૬૩મા જયરામને આપી.

રામદયાલને ત્રણ પુત્રો અને એક પુત્રી હતા જેના વંશજો હજુ પણ સોનામુખીમા હયાત છે. ઈ. સ. ૧૮૬૩મા શિવમંદિરની સામેની જગ્યા જયરામને મળી હતી તેના પર હરનાથના મા ભગવતી દેવીએ બે માળનુ ઘર બાંધ્યું હતું.

હરનાથના પિતા જયરામનો જન્મ ઈ. સ. ૧૮૦૫માં થયો હતો અને તેઓના લગ્ન ઈ. સ. ૧૮૩૫મા થયાં હતાં. તેમનો સ્વર્ગવાસ ૬૩ વરસની ઉંમરે ઈ. સ. ૧૮૬૮માં થયો હતો.

હરનાથના માતા ભગવતી દેવીનો જન્મ ઈ. સ. ૧૮૨૬ના સપ્ટેમ્બર માસમાં થયો હતો અને તેમનો સ્વર્ગવાસ ૭૭ વર્ષની ઉંમરે ઈ. સ. ૧૯૦૩ની ૫મી માર્ચે થયો હતો.

જયરામના પ્રથમ પુત્રનું નામ શરદપ્રસાદ હતું (ઈ. સ. ૧૮૩૮–૧૮૫૦). બીજા પુત્રનું નામ કંદર્પનારાયણ હતું (ઈ. સ. ૧૮૪૦–૫૦). ત્યાર બાદ તેમને કમળા નામની પુત્રી થઈ (ઈ. સ. ૧૮૬૦–૧૯૨૯). ચાર વર્ષ બાદ શીવનારાયણ પુત્રનો જન્મ થયો (ઈ. સ. ૧૮૬૩–૧૯૨૩). બે વર્ષ બાદ ૪૦ વરસની ઉંમરે ઈ. સ. ૧૮૬૫માં હરનાથનો જન્મ થયો. હરનાથને બગલા નામની એક નાની બહેન પણ હતી.

## પ્રકરણ ૭ મું.

### હરનાથના જન્મ પહેલાની દૈવી ઘટનાઓ.

જયરામ પૂર્ણભાવથી દામોદર શાલીગ્રામ શીલાની ભક્તિભાવથી પૂજા કરતા. આ પૂજા કરતાં એમને ૨–૩ કલાકનો સમય વ્યતીત થતો. પૂજામાં અવારનવાર આવિર્ભાવ આવ્યા કરતો અને પાંચ–દસ મીનીટ અવાચક સ્થિતિમાં રહેતા. એમના વડીલોને લાગ્યું કે જયરામ પૂજા કરતાં ઉંઘે છે માટે તેઓએ સેવા કરવાની તેમને

જયરામનો જન્મ થયો. દાવામાં ફત્તેહ મળવાથી તેનું નામ જયરામ પાડવામાં આવ્યું. શ્રીકાન્તનો સ્વર્ગવાસ ઇ. સ. ૧૮૨૦માં થયો.

ભદ્રકાલીનો સ્વભાવ ઉગ્ર હતો. શ્રીકાન્તને ભદ્રકાલીથી ચાર પુત્ર અને એક પુત્રી થયાં. ભદ્રકાલીનો જન્મ ઈ. સ. ૧૭૬૩માં થયો હતો અને સ્વર્ગવાસ ઈ. સ. ૧૮૩૩માં થયો હતો. શ્રીકાન્તના ચાર પુત્રોનાં નામ—(૧) જગન્નાથ (૨) રામદયાળ (૩) વિશ્વેશ્વર (૪) હંસેશ્વર અને પુત્રીનું નામ મંદાકીની હતું. હંસેશ્વરના પુત્ર ધર્મનારાયણ હતા.

વિશ્વેશ્વરના પુત્ર રાજારામે શિવમંદિરની જગ્યા ઈ. સ. ૧૮૬૩માં જયરામને આપી.

રામદયાલને ત્રણ પુત્રો અને એક પુત્રી હતાં જેનાં વંશજો હજુ પણ સોનામુખીમાં હયાત છે. ઈ. સ. ૧૮૬૩માં શિવમંદિરની સામેની જગ્યા જયરામને મળી હતી તેના પર હરનાથના મા ભગવતી દેવીએ એ માળનું ઘર બાંધ્યું હતું.

હરનાથના પિતા જયરામનો જન્મ ઈ. સ. ૧૮૦૫માં થયો હતો અને તેઓનાં લગ્ન ઈ. સ. ૧૮૩૫માં થયાં હતાં. તેમનો સ્વર્ગવાસ ૬૩ વરસની ઉંમરે ઈ. સ. ૧૮૬૮માં થયો હતો.

હરનાથના માતા ભગવતી દેવીનો જન્મ ઈ. સ. ૧૮૨૬ના સપ્ટેમ્બર માસમાં થયો હતો અને તેમનો સ્વર્ગવાસ ૭૭ વર્ષની ઉંમરે ઈ. સ. ૧૯૦૩ની ૫મી માર્ચે થયો હતો.

જયરામના પ્રથમ પુત્રનું નામ શરદપ્રસાદ હતું (ઈ. સ. ૧૮૩૮–૧૮૫૦). બીજા પુત્રનું નામ કંદર્પનારાયણ હતું (ઈ. સ. ૧૮૪૦–૫૦). ત્યાર બાદ તેમને કમળા નામની પુત્રી થઇ (ઈ. સ. ૧૮૬૦–૧૯૨૯). ચાર વર્ષ બાદ શીવનારાયણ પુત્રનો જન્મ થયો (ઈ. સ. ૧૮૬૩–૧૯૨૩). બે વર્ષ બાદ ૪૦ વરસની ઉંમરે ઈ. સ. ૧૮૬૫માં હરનાથનો જન્મ થયો. હરનાથને બગલા નામની એક નાની બહેન પણ હતી.

## પ્રકરણ ૭ મું.

### હરનાથના જન્મ પહેલાની દૈવી ઘટનાઓ.

જયરામ પૂર્ણભાવથી દામોદર શાલીગ્રામ શીલાની ભક્તિભાવથી પૂજા કરતા. આ પૂજા કરતાં એમને ૨–૩ કલાકનો સમય વ્યતીત થતો. પૂજામાં અવારનવાર આવિર્ભાવ આવ્યા કરતો અને પાંચ–દસ મીનીટ અવાચક સ્થિતિમાં રહેતા. એમના વડીલોને લાગ્યું કે જયરામ પૂજા કરતાં ઉંઘે છે માટે તેઓએ સેવા કરવાની તેમને

બંધી કરી. આથી તેમને બહુ દુઃખ થયું અને દુઃખમાં આત્મહત્યા કરવાનો વિચાર કર્યો. આ વખતે એક સન્યાસી તેમની પાસે આવ્યા અને તેને આશિર્વાદ આપતાં કહ્યું, "છોકરા તું જે શાલીગ્રામ શીલાની પૂજા કરે છે તેમાં રહેલા ભગવાનને તને આશિર્વાદ આપવા માટે મેં પ્રાર્થના કરી છે. હું જતીશ્વર છું એટલે મને ત્રિકાળનું જ્ઞાન છે તું તારા પૂર્વ જન્મમાં પવિત્ર હતો. હાલના સમયમાં પણ તું પવિત્ર છે અને હવે પછીથી ભવિષ્યમાં પવિત્ર રહીશ. તારે ઘેર એક મહાપુરુષ પુત્ર તરીકે અવતાર લેશે અને ત્યારબાદ તું તારો દેહ છોડીશ. ઉદ્ધત છોકરા! તું એક દિવસ આત્મહત્યા કરવાનો વિચાર કરતો હતો! તને ખબર છે કે શ્રીકૃષ્ણ તારા ઉપર પ્રેમ રાખે છે અને હંમેશાં તારી પાસે જ રહે છે માટે કૃષ્ણની ઈચ્છાની અવગણના કરવાની આવી ભૂલ કદાપી કરતો નહિ." આ વખતે જયરામની ઉંમર ૧૨ વર્ષની હતી. આ સાધુના દર્શન પછી કુટુંબના માણસોને પોતાની ભૂલ સમજાઈ. તેઓ વૃદ્ધ બ્રાહ્મણો અને પવિત્ર જીવન ગુજારતા પૂજારીઓનું સન્માન કરતા. આ પૂજા તેઓએ જીવતાં સુધી ચાલુ રાખી હતી. આ દામોદર શાલીગ્રામ શીલાની સેવા જયરામના માતાના પક્ષ તરફથી હજુ પણ થાય છે.

જયરામ ૧૩ વર્ષના થયા ત્યારે એક જ્યોતીષીએ તેમનો હાથ જોઈ કહ્યું હતું કે તેમને ચાર પુત્રો અને બે

પુત્રી થશે. જયરામ આ વાત સાંભળી શરમાયા અને જ્યોતીષીનુ વચન વૃથા કરવા માટે લગ્ન કરવાનો વિચાર માંડી વાળ્યો. આ નિશ્ચયને તેઓ ૩૦ વર્ષના થયા ત્યાંસુધી વળગી રહ્યા.

ઈ. સ. ૧૮૩૪માં કલકત્તામાં શીતલાનો રોગચાળો ચાલ્યો તેમાં સેંકડે પાંચ માણસો બચવા પામ્યા હતા. આ વખતે જયરામ તેમનું લાખનુ કારખાનુ હતું તેમાં રહેતા હતા. જયરામને શીતલાની બીમારી લાગુ પડી. એમને એક ઓરડામાં રાખવામાં આવ્યા અને રખેને એ બીમારીનો ચેપ બીજાને લાગે તેવા ભયથી કોઈ તેમની પાસે જતું ન હતું. બીમારીને લઈને તેમને તાવ જોરમાં આવ્યો અને શરીર બહુ અસ્વસ્થ થઈ ગયુ. આવી અસ્વસ્થ દશામાં પણ તેમને પાણી પાનાર પણ કોઈ પાસે રહેતું નહિ. શીતલામાતાની દવા કરવાવાળા મહારાજ સવારના ભાગમાં બે ત્રણ માણસો લઈને તેમને તપાસવા આવ્યા. તેમને મહારાજ પાસે પીવાના પાણીની માંગણી કરી. મહારાજે તેમને પાણી તથા દુધ પીવા અપાવ્યુ. બીમારીમાં વિચાર આવ્યો કે તેઓ પરણ્યા હોત તો તેમની આવી દશા ન થાત. તેમના પત્નિ તથા છોકરાઓએ સારી સારવાર કીધી હોત. થોડા દિવસમાં તેમની તબીયત સુધરી ગઈ અને ત્યારબાદ તેઓએ લગ્ન કરવાની તીવ્ર ઈચ્છા બતાવી અને તેમનુ લગ્ન ઈ. સ. ૧૮૩૫માં ભગવતી દેવી સાથે થયુ.

જયરામ જ્યારે કલકત્તાની લાખની પેઢીમાં કામ કાજ કરતો હતા ત્યારે પોતાના ઇષ્ટદેવ શ્યામસુદર સિવાય કોઈને માનતા નહોતા. એક રાતના સ્વપ્નમાં તેમને એક સાધુ જોયા. અને આ સાધુ તેમને ઠપકો આપવા લાગ્યા, "જયરામ! વિષ્ણુ, શીવ અને શક્તિમાં તું જે ભેદ માની રહ્યો છે તેમાં તારી મોટી ભૂલ છે અને આ ભૂલ સુધારવા માટે ભવિષ્યમા તારે ઘણા જન્મો લેવા પડશે, માટે તારી ભૂલ સુધારવા માટે તું એક શીવમંદીર બંધાવ અને તેમાં શીવલિંગની પ્રતિષ્ઠા કર." જયરામે તેમની સલાહ મુજબ મંદીર બંધાવવાનુ શરુ કર્યું અને તેમાં પોતે તથા તેમના પત્નીએ શીવલિંગની પ્રતિષ્ઠા કરવા વિચાર કર્યો. પંડીતોએ જયરામને કહ્યું કે તેમનો પત્ની સગર્ભા છે એટલે તેમનાથી તે કાર્ય થઇ શકે નહિ માટે જયરામે પોતે જ તે કાર્ય કરવું. જયરામને આ વાત ગમી નહિ માટે તેમણે બહારથી બીજા પંડીતો બોલાવી પ્રતિષ્ઠાનો નિર્ણય કરવા એક સભા બોલાવી. સભાના પંડીતોએ નિર્ણય કર્યો કે ભગવતી દેવીથી આ કાર્યમાં ભાગ લેવાય નહિ માટે જયરામે જ પ્રતિષ્ઠા કરવી. આ નિર્ણયથી જયરામ તથા ભગવતીદેવી બહુ નારાજ થયાં. ભગવતીદેવી જયરામને કહ્યા વગર આવેશમાં સભાસ્થાન તેમના ઘર નજીક હતું ત્યાં જઇ પંડીતોને શાસ્ત્રમાંથી શ્લોકો ટાંકી ટાંકી તેઓએ શા આધારે નિર્ણય કર્યો તે પૂછ્યું અને તે નિર્ણય ભૂલ ભરેલો છે તેમ

સમજાવ્યુ. પંડીતોને પોતાની ભૂલ-સમજાઈ અને ભગવતી-દેવીના મતને મળીને નિર્ણય બદલ્યો. આ બનાવ પછી ભગવતીદેવી બેશુદ્ધ થયાં અને પડી ગયાં. જયરામને આ ખબર મળતાં ત્યાં આવી ભગવતીદેવીને ઘરે લઇ આવ્યા. મંદીરમાં તેઓ બન્નેએ શીવલિંગની પ્રતિષ્ઠા ઈ. સ. ૧૮૬૫ ની ૧૦ મી મે ના દિવસે કરી અને પ્રતિષ્ઠાના ૫૨ દિવસ વીત્યા બાદ હરનાથનો જન્મ થયો.

ઈ. સ. ૧૮૬૫માં ભગવતી દેવી કલકત્તામા કાલી-માતાના દર્શન કરવા પોતાના પતિ જયરામ સાથે હાઉરા આવ્યા. કલકત્તે જવા માટે હુગલી નદીમાં વહાણમા બેઠાં. વહાણમાં બેસવાથી તેમને ઉલટીઓ થવા લાગી ને શરીર અસ્વસ્થ બન્યુ એટલે ત્યાં નહિ જતાં સોનામુખી પાછા ગયા. ઈ. સ. ૧૮૬૫ની ૧લી જુલાઈ ને દિવસે સવારના વખતમાં ભગવતી દેવી ઘરમાં છાણથી વાડો લીપતાં હતાં ત્યારે તેમને ધરતીકંપનો એક આચકો લાગ્યો. આ આચકાથી તેઓ વાંઢામાં સુઈ ગયાં અને પ્રસવકાળની વેદના શરૂ થઈ. વાસુકી નાગના ગુસ્સાને શાંત કરવા માટે આસપાસના લોકોએ 'હરીબોલ'ની ધૂન શરૂ કરી. 'હરીબોલ' ના અવાજથી હરનાથનો જન્મ સવારના ૫-૪૫ સમયે થયો.

## પ્રકરણ ૮ મું.

## હરનાથનું જન્મ સ્થાન સોનામુખી.

સોનામુખી ગામમાં હરનાથનો જન્મ થયો હતો. સોનામુખી ગામનો વૃત્તાંત ઉલ્લેખ કરવો અહિં અસ્થાને નહિ ગણાય. સોનામુખી ગામ બાંકુડાથી છવ્વીસ માઇલ આવેલું દૂર છે. ત્યાં બંગાલ નાગપુર રેલ્વે રસ્તે બાંકુડા થઈ જવાતું હતું પણ હાલ બાંકુડા થઈને બી. ડી. રેલ્વે માર્ગ ઉપર સોનામુખી સ્ટેશન છે. ઇ. આઈ. રેલ્વે માર્ગ દ્વારા પણ પનાગડ સ્ટેશને થઈને સોનામુખી જઈ શકાય છે. પનાગડ સ્ટેશનથી સોનામુખી પાંચ ગાઉ દૂર થાય છે.

સોનામુખી ગામની નગરદેવીનું મુખમંડળ સુવર્ણનું બનાવેલું હોવાથી તે ગામનું નામ સોનામુખી પડેલું છે. જગમશહૂર ચોર કાલાપાહાડ જે વખતે હિન્દુસ્તાનમાંથી ઘણાં હીરા–રત્ન આદિ ધનસંપત્તિ લૂટતો હતો તે વખતે તેણે સોનામુખીના ધનભંડારની વાત સાંભળી, અને સોના-મુખી દેવીને લૂટવા સોનામુખીમાં આવ્યો. તેણે લૂટ ચલાવી અને સોનામુખીદેવીના મુખમંડળમાંથી દોઢ હજાર તોલા જેટલું સોનું તે કાલાપાહાડ ચોર લૂટી ગયો હતો. દેવીનું મુખ તેમના સેવક લોકોએ ફરીથી સોનાથી મઢાવ્યું છે.

તે સમયે બાંકુડા જીલ્લામાં વિષ્ણુપુરના રાજાની સત્તા હતી. વિષ્ણુપુરની નજીકનાં ઘણાં ગામો રાજ્યના તાબામાં

હતાં. તે વખતે સોનામુખીમાં શક્તિ ધર્મનો પ્રચાર વધારે હતો. વિષ્ણુપુરના રાજા પરમ વૈષ્ણવ હતા અને તેની ઈચ્છા સોનામુખીને વૈષ્ણવ તીર્થ બનાવવાની હતી. આ ઉદ્દેશથી સોનામુખીમાં એક વૈષ્ણવ મંદિર બંધાવ્યુ ને તેમાં રાધાકૃષ્ણની પ્રતિમા સ્થાપન કરાવી. સેવા કરવા માટે એક પરમવૈષ્ણવને સન્માન સહીત ત્યાં લાવ્યા અને તેને સેવાનું કાર્ય સોપ્યુ. આ વૈષ્ણવની સ્ત્રી મરી ગઈ હતી. તેને એક યુવાન છોકરી હતી

એક દિવસે એક જુવાન અને સુંદર ગોવાલણ મંદિરમાં આવી. આ છોકરીને જોઈને પૂજારીએ રૂપના મોહમાં મનમાં ને મનમાં પોતાનું આત્મદાન કર્યું. પરંતુ બીજી ક્ષણે "પોતે પરમ વૈષ્ણવ છે" એમ આત્મભાન થવાથી મનને વાળી લીધું. આવો પાપી વિચાર આવવાથી પ્રાયશ્ચિત કરવા પોતાના લિંગનું છેદન કર્યું. પરિણામે શરીરમાંથી ઘણું લોહી નીકળ્યુ અને આ વૈષ્ણવ આલોક તજી પરલોક પ્રયાણ કરી ગયો.

આ બનાવ બન્યા પછી થોડા દિવસે આ વૈષ્ણવે સૂક્ષ્મ દેહથી વૃંદાવનને રસ્તે જતાં પરમ વૈષ્ણવ મનોહરદાસને ત્યાંથી પસાર થતાં જેયા. તેમણે મનોહરદાસને ઉભા રાખ્યા અને તે કયાં જાય છે તે વિષે પૂછયુ. જવાબમાં મનોહરદાસે કહ્યું "શ્રીગૌરાંગ પ્રભુનાં દર્શન કરવાની ઈચ્છાથી તીર્થાટન કરવા, નીકળ્યો છું." વૈષ્ણવે ,કહ્યું

"મનોહરદાસ ! તારે માટે પરમાત્માનો આદેશ છે કે, મારા સોનામુખી નિવાસમાં જઈ મારી ભક્તિવાન છોકરી સાથે લગ્ન ગ્રંથીથી બંધાઈ ત્યાં જ રહેવું અને મંદીરમાં રાધાકૃષ્ણની સેવા ઉપાડી લેવી. આ કાર્યમાં મારા તને પૂર્ણ આશીર્વાદ છે. તને સર્વ કોઈ તેમના હીતેશ્રી અને આત્મિક કલ્યાણ કરનારા ગુરુ તરીકે માનશે. મનોહરદાસ વૈષ્ણવનો આદેશ શિર ધરી સોનામુખીમાં આવ્યા. વૈષ્ણવની પુત્રી સાથે લગ્ન કરી ગૃહસ્થ બની રાધાકૃષ્ણની સેવા પરમભાવથી કરવા લાગ્યા. મનોહરદાસ રાધાકૃષ્ણની સેવાથી ઘણા પ્રભાવશીલ થયા હતા, અને લોકોના અસાધ્ય રોગો દૂર કરવા લાગ્યા. લોકો તેમને ઈશ્વર તુલ્ય ગણી તેમની ઘણા ભાવથી પૂજા કરવા લાગ્યા.

દર વર્ષે આ મંદિરનો છ દિવસનો ઉત્સવ રામનવમીના દિવસથી શરૂ થાય છે અને હજારો માણસો દર્શનનો લાભ લેવા આવે છે અને પૂજાની સામગ્રી અને ભગવાનને માટે જાત જાતની વાનીઓ ધરાવવા માટે ત્યાં લાવે છે. આ ઉત્સવ દરમ્યાન આખું સોનામુખીનું વાતાવરણ શ્રીવૃંદાવન રુપે બદલાઈ જાય છે.

વિષ્ણુપુરના રાજાએ સોનામુખી ગામના તમામ લોકોને વૈષ્ણવ ધર્મનો સ્વીકાર કરાવવા ઘણા પ્રયત્ન કર્યા; પરંતુ તેમાં સંપૂર્ણ સફળતા મળી નહિ. ગામના લોકોને સંતોષ આપવાના હેતુથી રાજાએ યુક્તિ કરી કે

જેને ઘેર દુર્ગાપૂજાનો ઉત્સવ ઉજવાય તેને રાજા પાસેથી ઉપરણાની ભેટ આપવી અને ઉત્સવ ઉજવવો. આ આજ્ઞાથી ગામના લોકોએ ધાર્યું કે રાજાને દુર્ગાશક્તિ પર પરમ પ્રેમ છે. આ કારણથી લોકોનો ઉત્સાહ વધ્યો. દુર્ગાપૂજા કાલીપૂજામાં રાજ્ય તરફથી વિઘ્ન નહિ આવવાથી રાજા ઉપર કોઇને અસંતોષ થયો નહિ અને સૌ લોકો રાજા પાસેથી ઉપરણાની ભેટ લેવા લાગ્યા અને રાજા પ્રત્યે લાગણી ધરાવવા લાગ્યા.

અત્યારે વિષ્ણુપુરમાં કોઈ રાજા નથી તેથી જમીનદાર પંચ પાસેથી ઉપરણાની ભેટ લેવાની રીત હજુ સુધી સોનામુખીમાં ચાલુ છે. હાલમાં જે કોઈ દુર્ગા પૂજાનો ઉત્સવ કરે છે તે પોલિસ ચોકીપરથી ઉપરણો લાવે છે. દુર્ગાષ્ટમીને દિવસે સોનામુખીમાં પોલિસ બ્યુગલ વગાડે એટલે જેને ઘેર દુર્ગા ઉત્સવ હોય છે તે પોલિસ ચોકીપર જઈ ઉપરણો લઈ આવે છે. પ્રથમ રાજાના વખતમાં લોકો હથિયારો સાથે ઉપરણો લેવા જતાં પણ હવે બલિદાન માટેની ફક્ત તલવાર લઈ પોલિસમાં ઉપરણો લેવા જવાનો રિવાજ ચાલુ રહ્યો છે.

સોનામુખીને વૈષ્ણવ તીર્થ બનાવવાની વિષ્ણુપુરના રાજાને ઈચ્છા હતી તે ભગવાન જાણતા હતા. મહાપ્રભુ અંતર્ધ્યાન થયા પછી મહાત્મા શ્રી નિવાસ આચાર્ય સોનામુખી પાસેના ગામમાં રહેતા હતા. મહાત્મા કવિ કૃષ્ણદાસે

તીર્થ પર્યટણ કરી સોનામુખીને પાવન કર્યું. એમના આગ્રહથી ત્રણહજાર વણકર લોકો જે સોનામુખીમાં રહેતા હતા તે બધાએ વૈષ્ણવ ધર્મ સ્વીકાર્યો હતો. વણકરોની સાથે સાથે બીજી જાતના લોકોએ પણ વૈષ્ણવ ધર્મ સ્વીકાર્યો અને આજે સોનામુખી વૈષ્ણવ તીર્થ બની ગયું છે. આ રીતે શ્રીમહાપ્રભુએ વૈષ્ણવભક્ત રાજાની ઈચ્છા પૂરી કરી.

સંત મનોહરદાસની કીર્તિ સોનામુખી અને બીજાં ઘણાં સ્થાને પ્રસરી હતી. તેમની કીર્તિને કલંકીત કરવા માટે વિરભદ્ર અને તેના સાથીદાર વ્યક્તિએ દેવદાસીને તેમની પાસે મોકલી પરંતુ તેનો પ્રયત્ન નિષ્ફળ નિવડ્યો હતો.

સંત મનોહરદાસજીએ સોનામુખીમાં જે સ્થાને સમાધી લીધી તે જગ્યાએ એક મંદિર બાંધવામાં આવ્યું છે અને સાચા જીજ્ઞાસુ લોકોને તેમનાં હજી પણ દર્શન થાય છે. સંતના વંશવારસો સેવા કાર્ય કરે છે અને દર વરસે સંતનો મહોત્સવ ઉજવાય છે.

સોનામુખીના પાદરમાં શાલી નદી વહે છે. કાળના પ્રભાવે આ નદીમાં બીજો કંઈ ફેરફાર થયો નથી, પણ પ્રથમ જેવો વેપાર ધંધો ત્યાં નથી. સોનામુખી ગામ ઉદ્યોગથી પહેલા જેટલું સમૃદ્ધ હતું તેટલું હાલ નથી. અંગ્રેજી શિક્ષણ લઈને જેમ ઘણાં લોકો નોકરી કરે છે,

તેમ સોનામુખીના લોકો પણ બહાર ગામ નોકરી કરવા ચાલ્યા ગયા છે, અને હવે મૂળ ધધોરોજગાર ઘટી ગયો છે.

ટસર રેશમના વસ્ત્રોની કારીગરીમા સોનામુખી વખણાતું હતુ. જો કે તે કારીગરીનો નાશ થયો નથી, પણુ પ્રથમના જેવો તેનો પ્રચાર નથી સહુ લોકો નોકરીના મોહમા પડયા હોવાથી ગામના મૂળ ઉદ્યોગને મોટો ધક્કો લાગ્યો છે.

બ્રાહ્મણો ભણવા ભણાવવાનુ કામ કરતા હતા, તથા કેટલાક યજ્ઞયાગાદિ કરી પોતાની આજીવિકા ચલાવતા હતા કેટલાક વૈદ્યનુ કામકાજ કરતા હતા, વૈશ્ય વેપાર કરતા હતા, કાયસ્થ અને બીજી જાતિવાળા પોતાનો વેપાર રોજગાર જુદી જુદી રીતે કરતા હતા ખેતરોમા અનાજ, બગીચામા શાકભાજી, તળાવમા માછલા પકડવાનો વ્યવસાય તે વખતે દરેક જાતિમા પ્રચલિત હતો જે બહુ ગરીબ હતા તેઓની પાસે પણ પાચ દશ વિઘા જમીન રહેતી જેથી ખોરાક માટે કોઈને અનાજની જરા પણ ચિતા કરવી પડતી નહીં ઘણાઓને ખેતીવાડી ઉપરાત પણ બીજો ધધોરોજગાર કરવાની સગવડ હતી. વણવાનુ, કાતવાનુ અને રગવાનુ કામ ઘણા લોકો કરતા હતા અનાજ, ચાવલ, તેલ, ઘી, દૂધ, વિગેરે તે વખતે ઘણા સસ્તા હતા પૈસાનુ ચલણ તે સમયે ન હતું કારણ કે એ વખતે શાસ્ત્રોનુ પાલન કરવુ, એ દેવ

દેવીઓને પૂજવા બરાબર ગણાતું હતું. જરુરિયાતની ચીજો બદલામાં કોઈ પણ અનાજ આપી મેળવી શકાતી હતી. નોકરી તો તે વખતે કોઈ કરતું જ ન હતું. અનાજના મોટા વેપારીઓને ત્યાં અગર બીજા જાગીરદારને ત્યાં ગુમાસ્તાનું કામ જેઓ કરતા, તેઓને માસિક પગાર અઢી કે ત્રણ રૂપિયા મળતો હતો. તે ગુમાસ્તાઓ તેટલા પગારમાં પોતાનો સંસાર ઘણી સુખશાંતિથી ચલાવતા હતા ગુમાસ્તાગીરી કરવાવાળાઓને પાચ છ રુપિયા માસિક પગાર મળતો છતાં તેઓ બાર માસે તેર પર્વની ઉજવણી કરી શકતા હતા.

સ્ત્રીજાતિમા પણ તે વખતે આજ કાલની પેઠે ફેશન કે સ્ત્રીસ્વતંત્રતાની ભાવના કોઈનામા નહતી પણ...

"ચરખો અમારો ભાઈ પુત્ર, ચરખો અમારી પુત્રી
ચરખાને કારણે અમારે દ્વારે, બાંધ્યો હાથી ઘરસૂત્રી"

આ મંત્રનું મહાત્મા ગાંધી દરેકને સ્મરણ કરાવે છે. આવી જાતનો ચરખો તે વખતે સોનામુખી ગામમાં ઘેર ઘેર ચાલતો હતો. સોનામુખીની બ્રાહ્મણીઓ પણ તે વખતે ચરખાથી સુતર કાંતતી હતી, અને તે સુતરથી કપડાં અને જનોઈઓ બનાવતી હતી. આવી રીતે કાંતીને જનોઈ બનાવી પહેરવાનો રિવાજ તે સમાજમાં હજુ સુધી ચાલુ છે. પણ સુધારાનો પવન દરેકને લાગ્યો હોવાથી દિવસે દિવસે ઘરગથ્થુ ઉદ્યોગો નાશ થતા જાય છે. દરેક વસ્તુ બજારમાં તૈયાર મળતી હોવાથી જાત મહેનતનું સૂત્ર બધા ભૂલી ગયા છે, અને બજારમાંથી મળતાં સુતરની

જમોઇઓ ખરીદી પહેરવાનો રિવાજ કેટલેક સ્થળે વધી ગયો છે. દિવસે દિવસે હિન્દ પરાવલંબી બની રહ્યુ છે આવી ગુલામી સ્થીતીથી સમાજનું અધિક અન્ય દુર્ભાગ્ય શું હોઈ શકે ?

## પ્રકરણ ૯ મું.

## હરનાથની બાળલીલા.

હરનાથ જ્યારે પંદર દિવસના હતા ત્યારે ભગવતી દેવીના સગા સંબંધી અને સ્નેહી વર્ગની સન્નારીઓ એમને મળવા આવતાં. આવનાર સર્વે બાળક હરનાથની બાળ-ચેષ્ટાઓથી આકર્ષાઈ તેમના પ્રત્યે ટગરટગર જોયા કરતાં બાળક હરનાથની બાળક્રીડાઓ નિહાળવા દરરોજ તેમનું ઘર માણસોથી ઉભરાઈ જતું.

ઈ. સ. ૧૮૬૬ માં હરનાથ દસમહિનાના થયા ત્યારે તેને એક સર્પ પકડયો હતો. સર્પ હાથમાથી સરી જવાથી ફરી તેને પકડવા પ્રયત્ન કર્યો. હરનાથના બ્હેન કમળા આ દ્રશ્યથી ભયભીત થયા અને બાળકને બચાવવાનો પ્રયત્ન કર્યો. આવી અસાધારણ પ્રસંગો ચમત્કારી પુરુષોના જીવનમાં જ જોવામાં આવે છે.

વીસમા દિવસે ભગવતીદેવી ધાર્મિક ક્રીયા કર્યા પછી હરનાથને કમળાને સોપીને શીવ મંદીરમા પૂજા માટે ગયા. ભગવતીદેવીની સાથે મંદીરમાં જવા હરનાથે હઠ લીધી અને રડવાનું શરુ કર્યું. અંતે કમળાને, હરનાથને

મંદિરમાં લઈ જવા પડયા. બીજે દિવસે હરનાથને લીધા વગર ભગવતીદેવી શીવમંદીરમાં ગયાં ત્યારે પણ હરનાથે રડવાનું શરૂ કર્યું અને મંદીરમાં ગયા ત્યારે જ શાન્ત થયા. આ બનાવથી ઘરમા સૌને એમ થયુ કે હરનાથને દિવસમાં એકવાર શીવમંદીરમાં લઈ ગયા વગર ચાલે એમ જ નથી.

હરનાથને ભગવતીદેવી રાઈના તેલથી શરીરનુ મર્દન કરીને ઓસરીમા સૂર્યના તડકામા દરરોજ રાખતાં ત્યારે ખીસકોલી હરનાથના શરીરને ચાટીને ત્રાસ આપતી. આ ત્રાસને દૂર કરવા ભગવતીદેવીએ બાળક માટે એક ખાસ કરંડીયો બનાવ્યો હતો.

હરનાથ એક વર્ષના થયા ત્યારે ઘરના વાડામાં ઘુંટણીયા તાણીને તેની નજીકના તળાવ આગળ આવજા કરતા. આથી ભગવતીદેવી તેમને પગે એક કપડું બાંધી રાખતાં. હરનાથ રડે ત્યારે ભગવતીદેવી એક ટોપલીમાં મમરા આપે ત્યારે રડવું બંધ કરતા. હરનાથ મમરાની ઉજાણીનો આનંદ લૂંટવા ચકલીઓ, કાગડા, અને વાંદરાઓને બોલાવતા. હરનાથની આ રમત જોઈને ઘરમાં બધા ખુશી થતાં. શ્રીકૃષ્ણલીલા અને ભગવાન હરનાથની બાળલીલામાં કંઈ ફેર ન હતો.

હરનાથ જ્યારે અઢાર મહિનાના થયા ત્યારે ચાલતાં શીખ્યા. ભગવતી દેવી હરનાથને એક ટોપલીમાં મમરા આપતાં ત્યારે હરનાથ આ ટોપલી લઈને ચકલીઓ,

કાગડાઓ, વાંદરા વિગેરેને મમરી ખવરાવી મા પાસે બીજા મમરા માંગવા આવતા. એવી રીતે હરનાથે દિવસમાં ચાર પાંચ વખત મા પાસે મમરા લઈ સૌને મમરાની મીજબાની કરાવતા. એક વખતે, ભાગવતી દેવીએ મમરા ઘરમાં સંતાડી દીધા અને હરનાથને શોધવા કહ્યું. હરનાથે મમરાનું પડીકું એકદમ શોધી કહાડ્યું. એક વખતે હરનાથના પિતાજી જયરામે મમરાનું પડીકું શીવ મંદીરમાં શીવની પ્રતિમા પાછળ સંતાડ્યું. હરનાથ પિતાજીને ત્યાં લઈ ગયા અને શીવની પ્રતિમા પાછળથી પડીકું શોધી કાઢ્યું.

હરનાથને બાળવયથી નાનાં નાનાં મૂક પ્રાણીઓ પ્રત્યે અનહદ પ્રેમ હતો. નાના બાળકો અને બાળાઓ પ્રત્યે ન આકર્ષાતાં પક્ષીઓ, વાંદરાઓ, શ્વાનો સાથે રમત રમીને નિર્દોષ આનંદ લૂંટતા. પ્રાણીઓને પણ આનંદ લૂંટાવતાં.

ઇ. સ. ૧૮૬૬ માં હરનાથના બ્હેન કમળાએ પાનપેટીની ડબ્બી ડાંગરના કોઠારમાં ડાંગર નીચે સંતાડી દીધી અને હરનાથને શોધી કાઢવા કહ્યું. હરનાથ સીડી ઉપર ચડી કોઠારમાં જઈ પાનની ડબ્બી લઈ આવ્યા. શ્રીહરનાથને નાનપણથી જ દરેક વસ્તુ ક્યાં હશે તેની પ્રેરણા કુદરતી રીતે જ થતી.

અમ્રિત બઝાર પત્રીકાના સંપાદક અને સુપ્રસિદ્ધ આધ્યાત્મીક વિદ્વાનો માસિક Hindu Spiritual Magazine ના સંચાલક સ્વ. શ્રીયુત બાબુશીશીર કુમારઘોષે

હરનાથ સંતાડેલી ચીજો એકદમ શોધી કાઢે છે તે બાબત વિષે પોતાના માસિક December 1907 (Pages 250-256)માં એક પત્ર તેઓશ્રીએ હરનાથને લખ્યો હતો. તેના જવાબમાં તેમને જણાવ્યું હતું કે "તમારા માસિકમાં તમે જે બાબત પ્રકટ કરી છે તે બાબત માટે મને કશું જ આશ્ચર્ય થતું નથી. મારી નાની વયથી આ શક્તિ મને કુદરતી રીતે મળી છે મારી મા અને બહેનો ઘરમાં ચીજો સંતાડતાં અને હું તે તરત શોધી કાઢતો. એક વખતે તેઓએ પાનની એક ડબ્બી ડાંગરના કોઠાનરમાં સંતાડી અને મેં તે શોધી આપી. હું મારી આંખ બંધ કરૂં ત્યારે મને આસપાસની જગ્યા અને સંતાડેલી વસ્તુનું ભાન થાય છે.

## વીમલી હરીણી.

૧ વિમલી હરીણી એક અસ્પૃશ્ય જાતીની હતી. આ બાઈને હરનાથના પિતાજીએ સોનામુખીમાં એક ૪૩૨૦ ચોરસફુટ ખુલ્લી જગ્યા આપી હતી, તેમા ઝુંપડાં બંધાવ્યાં હતાં. તેની દેખરેખ માટે આ બાઈને નોકરીએ રાખી હતી. આ બાઇ લાઠી ફેરવવામાં બહુ પ્રવીણ હતી. તાડના ઝાડ ઉપર પણ ઝટ ચડી જતી. હરનાથ ઉપર સાચે પ્રીતિ રાખતી હતી. અને મા માફક તેને ભાત ખવડાવતી હતી. સવાર સાંજ તેને ખભા ઉપર બેસાડી ફરવા લઈ જતી હતી. આ બાઈ અસ્પૃશ્ય

જાતીની હોવાથી જુના વિચારના બ્રાહ્મણો તેને માટે વાંધો લેતા હતા. જયરામ કોઈની દરકાર કરતા નહિ. આ બાઈ જ્યારે માંદી પડી, ત્યારે હરનાથ તેની પાસે બેસી રહેતા અને તેની સેવા કરતા. હરનાથ બીજાની માફક જાતિ ભેદમાં માનતા ન હતા. હરનાથને ત્યાં એક ટોમ નામનો કુતરો હતો. આ કુતરાને પોતાને હાથે ભાત ખવડાવતા અને તેજ હાથે પોતે ભાત ખાતા.

**વાઘ અને બાળક હરનાથ.**

ઇ. સ. ૧૮૭૩ માં સોનામુખીમાં M. E. Schoolનો વાર્ષિક મેળાવડો હતો. મેળાવડામાં મરઘાની લઢાઈ, બકરાની લઢાઈ, અને કુસ્તીનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. સ્કુલના વિદ્યાર્થીઓ તેમના શિક્ષકો સાથે ત્યાં ગયા હતા. મેળાવડામાંથી પાછા ફરતાં બધા છોકરાઓની આગળ હરનાથ હાથમાં છત્રી લઈને ચાલતા હતા. રસ્તામાં સામેથી એક માણસ દોડતો દોડતો આવતો હતો તેણે છોકરાઓને ખબર આપી કે આગળ જતાં એક વાઘ રસ્તામાં બેઠો છે માટે તેઓએ તે રસ્તે ન જતાં બીજે રસ્તે જવું. છોકરાઓએ અને શિક્ષકોએ આ વાત માની નહિ. આગળ જતાં માણસના કહેવા પ્રમાણે એક વાઘને ગાયના લોહીને ચાટતો જોયો. વાઘ આ ટોળાને જોઈને ઊભો થયો. વાઘને જોઈને હરનાથ સિવાય સૌએ દોડવા માંડયું. હરનાથે પોતાની છત્રી ઉઘાડી અને વાઘ જંગલમાં દોડી ગયો. પ્રભુની બાલ્યાવસ્થામાં આવી અનેક

પ્રકારની લીલાઓ બનેલી છે. આવી બાળલીલાઓ પ્રભુના અવતારની સૂચક છે.

**ચોર અને હરનાથ**

એક દિવસે હરનાથ પ્રભુને બે ચોરોએ જોયા. હરનાથના અંગ ઉપર સોનાના અલંકારો હોવાથી ચોરોનુ મન બગડયુ ને ઘરેણાં મેળવવા યુક્તિ કરી. "આ કોનું બાળક? આ કોનું બાળક?" એમ બોલતાં બોલતાં નગરમા ફરવા લાગ્યા. પ્રભુના શ્રીઅંગે દિવ્ય અલંકારો હતા તે ચોરી લેવાની ઇચ્છા હતી. તેઓએ હરનાથને તેડી લીધા. "બાપ! બાપ! આવ મારે ખોળે તેડું, અત્યાર સુધી કયા હતો?" "બેટા ચાલ ઘેર." એમ એક ચોર કહેવા લાગ્યો, હસતા હસતા પ્રભુ કહે છે, "ચાલો આવુ છુ તમારે ઘેર." ધીમેધીમે બને ચોર પ્રભુને લઈ ચાલ્યા, ચોર લોકોને કહે છે કે, "જેનુ બાળક હશે તે લઈ જશે."

આ પ્રમાણે પ્રભુનાં ઘરેણાં ચોરી લેવાના લોભથી બને ચોરો પ્રભુને લઈ ગયા. પણ પ્રભુની લીલા કોણ જાણી શકે? બને ચોરો રસ્તો ભૂલ્યાં, જે ઠેકાણે જગન્નાથ મીશ્ર ઘણાં માણસોની સાથે બેઠા હતા અને બાળક ખોવાયાથી માથે હાથ મૂકી ચિંતા કરતા હતા તે જ ઘરમાં જગન્નાથ મીશ્રની પાસે બને ચોરોએ પોતાના ખભા ઉપરથી પોતાનુ ઘર સમજી પ્રભુને નીચે ઉતાર્યા.

**હરનાથનું ચોરાએલું માદળિયું.**

આવી જ એક ઘટના જ્યારે હરનાથની ઉંમર ત્રણ વર્ષની હતી ત્યારે બની હતી. એક પાડોશી

જેનુ નામ અમે લખતા નથી, તેણે હરનાથને બોલાવી પોતાની કેડે તેડી જઈ, આદર સહિત રમાડી રમાડી હરનાથના ગળામાથી સોનાનુ માદળિયુ કાઢી લીધુ અમે આગળ લખી ગયા છીએ કે હરનાથને બાળપણથી જ મારા તારાનો ભેદ ન હતો પોતાના ઘરમા દેવનો પ્રસાદ દૂધ, દહી, માખણ વગેરે ઘણી સામગ્રી હમેશાં તૈયાર હોવા છતા પારકાને ઘેર જઈને થોડુ પણ ન ખાય ત્યાસુધી તેમને તૃપ્તિ થતી નહતી હેતથી જે કોઇ બોલાવે તેની પાસે એકદમ દોડી જતા અને ખાવાનુ આપે તો બહુ ખુશી થતા

પાડોશી ચોરે આદર સહિત બોલાવી હરનાથને ખાવાનુ આપ્યુ, અને તેમના ગળામાથી સોનાનુ માદળિયુ કાઢી લીધુ હરનાથ મોઢુ લૂછતા લૂછતા અને હસતા હસતા ઘેર ચાલ્યા આવ્યા

માતા ભગવતીએ જોયુ તો હરનાથના ગળામા સોનાનું માદળિયુ દેખાયું નહિ માતાજીએ હરનાથને પૂછ્યુ કે, "માદળિયુ કયા ગયુ ? માદળિયુ કોણે લઈ લીધુ ?" ત્રણ વર્ષના બાળક હરનાથે માતાજીને અમુક દિશા તરફ આંગળી બતાવી માતાજીએ વિચાર કર્યો કે બાળક આગળીથી દિશા બતાવે છે માટે તેને તેડીને જે માર્ગે તે લઈ જાય, તે માર્ગે જવુ ઠીક છે, તેમ વિચાર કરી કહ્યુ કે "ચાલ, કોણે તારુ માદળીયુ લીધુ છે તે બતાવ"

સુવતીનો પતિ પ્રધાનશિક્ષક પાસે આવી કહેવા લાગ્યો કે, હરનાથે તેની પત્ની ઉપર જળ નાખ્યું છે. મુખ્ય શિક્ષકને આ વાત માન્યામા આવી નહિ. શિક્ષકે કહ્યું કે, "હરનાથ શાન્ત સ્વભાવવાળો છે તેથી તે આવી મશ્કરી કરે નહિ, એની મને ખાત્રી છે." સુવતીના પતિએ વિદ્યાર્થીઓ પાસેથી જેમ હરનાથનું નામ સાંભળ્યું, તેમ તેની પત્નીએ પણ હરનાથને બતાવ્યા હતા.

મુખ્ય શિક્ષકે કહ્યુ કે, "તમારા પત્નીની નક્કી ભૂલ થઈ છે, મારી ખાત્રી છે કે હરનાથ આવું કામ કદાપિ પણ કરે નહિ."

સુવતીના પતિએ સોગંદ પૂર્વક કહ્યુ કે, "ના હરનાથે જ આ કામ કર્યુ છે. છેવટે મુખ્ય શિક્ષકે કહ્યું કે "ઠીક છે, હું આ બાબતની તપાસ કરીશ, અને જો હરનાથે જ આ કાર્ય કર્યું હશે, તો હું તેને શિક્ષા કરીશ."

ઘર તરફ દોડી ગયા, અને તે નાની ઉંમરના બાળક હરનાથ ઘરની દીવાલ ઉપર ચઢી જઈ, અગ્નિ બુઝાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. આ પવિત્ર કાર્યમાં હરનાથના કેટલાક દોસ્તોએ પણ મદદ કરી, અને હરનાથની આગેવાની નીચે આગ બુઝાવવાનું કાર્ય કર્યું. યુવતીના પતિ હરનાથને પોતાનું રક્ષણ કરતા જોઈને આવા પવિત્ર મનનાં બાળક ઉપર ખોટો આરોપ મૂક્યો છે, એમ જાણી પસ્તાવા લાગ્યા.

## પ્રકરણ ૧૦ મું.

## હરનાથનું વિદ્યાર્થી જીવન.

હરનાથની અક્ષરજ્ઞાનની શરૂઆત તેમનાં માતાજીએ કરી હતી. તીવ્ર બુદ્ધિને લીધે હરનાથે બધા જ અક્ષરો ટૂંક સમયમાં ઓળખી લીધા અને પ્રથમ ભાગની બધા પાઠો શીખી લીધા. પ્રાથમિક જ્ઞાન મેળવ્યા બાદ ઈ. સ. ૧૮૭૦માં ચાર વર્ષની ઉંમરે હરનાથને, શામ બજારની પાઠશાળામાં દાખલ કીધાં. આ શાળાના શિક્ષક શ્રીયુત તારાચંદ સરકાર સંસ્કૃત ભાષાના સારા જ્ઞાતા તથા વેદ વેદાંત અને હિન્દુ શાસ્ત્રનાં વિદ્વાન હતા. આ શિક્ષક હરનાથને, તેની નાની વય હોવા છતાં ઈશ્વરીજ્ઞાનનો ઉકેલ સુંદર રીતે કરતા હોવાથી બહુ ચાહતા હતા, અને સોનામુખીના પંડિતો અને સુવિખ્યાત બ્રાહ્મણો પાસે

જ્યારે હરનાથને લઈ જતા ત્યારે તેઓ હરનાથની પૂર્વ-દત્ત વિદ્યાના સંસ્કારોને લઇને તેના જ્ઞાનની પ્રશંસા કરતા હતા. પાઠશાળાના સમય બાદ હરનાથ રોજ સાંજના પંડિત ઉમાકાંત તર્કાલંકાર પાસે હિન્દુ ધર્મના ગૂઢ રહસ્યોનું પ્રવચન સાંભળવા જતા હતા. આ પંડિત હરનાથના માતૃપક્ષના નિકટના સગા હોવાથી તેના અદ્‌ભૂત જ્ઞાન માટે હરનાથને ચાહતા હતા.

ઇ. સ. ૧૮૭૪ માં સાડાઆઠ વર્ષની ઉંમરે હરનાથ Sonamukhi Middle English Schoolમાં દાખલ થયા. ઈ. સ. ૧૮૮૦ માં આ શાળાની માધ્યમિક પરિક્ષા પસાર કર્યો પછી વિષ્ણુપુર પાસે આવેલી Kuchiakole Radhavallabha Institutionમાં હરનાથ દાખલ થયા. ઇ. સ. ૧૮૮૫માં એ શાળાની કલકત્તા યુનીવર-સીટીની Entrance Examination માં ઉત્તીર્ણ થયા પછી વધુ અભ્યાસ માટે હરનાથ Burdwan Raj Collegeમાં દાખલ થયા. ઈ. સ. ૧૮૮૭માં First Examination in Artsની પરિક્ષા પસાર કરી B. A ના અભ્યાસ માટે હરનાથ Calcutta Metropolitan Institutionમાં દાખલ થયા.

હરનાથ જ્યારે Burdwan Raj Collage માં હતા ત્યારે તેમને જે મહાપુરુષનાં દર્શન ચાર વર્ષની ઉંમરે થયાં હતાં તેનાં દર્શન ફરી થયાં અને

તેમની માનસિક દશામાં બહુ ફેરફાર થઇ ગયો. કૉલેજના અભ્યાસ ઉપરથી તેમનું ચિત્ત ઉઠી ગયું. કૉલેજમાં પણ ઘણો વખત તેમની મનોવૃત્તિ એવી થઈ જતી કે તેમને આસપાસના લોકોનું તથા પોતે કૉલેજમાં અભ્યાસ કરવા આવ્યા છે તેની તેને શુદ્ધી રહેતી નહિ. કૉલેજનો સમય થઇ જતાં સૌ ચાલી જાય છતાં પણ તેઓ ત્યાં જ બેસી રહેતા અને કૉલેજનો સિપાઇ ઝાડુ કાઢવા આવે ત્યારે તેને ખૂબ ઢંઢોળે ત્યારે તે જાગૃતિમાં આવતા અને શરમાઇને ત્યાંથી ઘેર ચાલ્યા જતા. સંસારિક કે વ્યવહારિક વાતોમાં તેમને રસ કયારે પણ લાગતો ન હતો. જ્યાં હરીકથા થતી હોય અગર તો હરિનામ સંકીર્તનથી જે સ્થાન ગાજી રહ્યું હોય તે સ્થાને જઈ તેઓ વિહ્વલ બની જતા. હરનાથની આવી અવસ્થા જોઇને તેમના મિત્રોને ઘણું દુઃખ થતું હતું. તેઓ કોઇની સાથે ભળતા નહતા. સહાધ્યાયી વિદ્યાર્થિઓ સાથે પણ વધુ સંબંધ બાંધતા ન હતા તેમ જ પોતાના મનની વાતો પણ કોઈને કહેતા નહતા.

બી. એ.ની પરિક્ષામાં પહેલી વાર હરનાથ નાપાસ થયા ત્યારે માતાજીએ તેમને ફરી અભ્યાસ કરવાનું કહ્યું. હરનાથનું ચિત્ત અભ્યાસમાંથી ઉઠી ગયું હોવાથી તેમણે કહ્યું, 'મા ! તમો કહો છો તો હું અભ્યાસ કરીશ. હવે હું પાસ થઈ શકીશ નહિ, કારણ કે મારૂં મન આ લોકનાં

કોઇપણ શુભ કાર્યમાં લાગતું નથી. આ સંસાર મને ક્ષણિક તડકા છાયા જેવો લાગે છે. મા! આ સંસારમાં જે સત્ય છે તેમાં જ મારૂ મન સ્થિર થવા દો.”

માતાજીએ હરનાથનું કહેવું સાંભળ્યું નહિ અને તેમને ફરીવાર બી. એ. ની પરિક્ષા આપવા કલકતા મોકલ્યા. કલકત્તા જઇને પણ હરનાથ કૉલેજમા ન જતાં ભક્તિમાં મગ્ન બનવા લાગ્યા. જ્યા સાધુ સન્યાસી ત્યાં હરનાથ. જ્યાં મદનમોહન–શ્યામસુંદરની મૂર્તિ ત્યા હરનાથ. બધાં દેવમંદિરો હરનાથનું આશ્રય સ્થાન બની રહેતાં. જ્યાં વૈષ્ણવોના કીર્તન ત્યાં હરનાથ સ્વભાન ભૂલી ઉભા રહેતા. કૉલેજના વિદ્યાર્થીઓ માસ્તર પાસેથી અભ્યાસની નોંધપોથીઓ લખી લેતા ત્યારે હરનાથ પોતાની નોંધપોથીમાં પ્રભુ પ્રેમના પાઠ લખતા હતા કૉલેજમાં પાઠ લખતા જ ન હતા. ઈ. સ. ૧૮૮૯ અને ૧૮૯૦માં બે વાર પરિક્ષા આપવા છતાં હરનાથ પાસ થયા નહિ.

હરનાથના પિતાજીના વખતમાં લાખનો ધંધો તેમના પિતાજી અને તેના અવસાન પછી તે ધધો તેનાં માતાજી સુંદર ચલાવતાં હતાં. તે ધંધામાં એક ભાગીદાર ધંધાની રકમ ઉચાપત કરી જવાથી ધંધાને ભારે નુકસાન લાગ્યું અને ધધો બંધ કરી દેવો પડયો. આ સંજોગને લઈને હરનાથની આર્થિક સ્થિતિમાં ધોકો પહોંચ્યો. હરનાથ

બી એ. ની પરિક્ષામા પાસ થઈ કુટુંબ વ્યવહાર સુદૃઢ રીતે ચલાવે તે માટે તેના માતાજીએ અને વડીલ ભાઈએ હરનાથને ઇ સ ૧૮૯૭ મા Raj college Tippra મા પાછા દાખલ કરાવ્યા. પરંતુ આ કૉલેજમા તેઓ છેવટ સુધી અભ્યાસ કરી શકયા નહિ એપ્રીલ મહિનાની આખરે અભ્યાસ છોડી હરનાથ સોનામુખી સીધાવ્યા

## પ્રકરણ ૧૧ મું.

## હરનાથનો અસાધ્ય રોગ.

ભણવાનુ છોડી દીધા પછી હરનાથની તબિયત બગડી ડૉકટરોએ તેમને થાઈસીસ રોગ થયો છે એવો મત આપ્યો માના ભગવતીદેવી અને શિવનાથને હરનાથ માટે ચિતા થઇ. હરનાથે તેઓને આશ્વાસન આપ્યુ કે, 'મારો રોગ દવા વિના મટી જશે, તમારે કઈ કરવુ પડશે નહિ ' આ વાત માતાએ સાભળી નહિ અને સોનામુખીથી એક કુશળ વૈદ્યને બોલાવી હરનાથની તબિયત બતાવી હરનાથની તબિયત તપાસ્યા પછી વૈદે કહ્યુ –'ડૉકટરો ભલે થાઈસીસ કે ગમે તે રોગ કહે, પણ આ અસાધ્ય રોગ નથી, આયુર્વેદના મત પ્રમાણે આ **વાતજકાસ** રોગ છે, વાયુનુ શમન કરવાથી આ રોગ મટી જશે ' આ પ્રમાણે કહી દવા આપી વૈદ ચાલ્યા ગયા માતાજીએ હરનાથને દવા ખાવા આપી ત્યારે હરનાથે કહ્યુ –'મા !

હું દવા નહિં લઉં, મારા માટે કંઈ ઔષધની જરૂર નથી, પણ હું નાનો હતો અને મને રોગ થતો ત્યારે તમે જેમ શ્યામસુંદરને પ્રાર્થના કરતાં તેમ આ વખતે પણ પ્રાર્થના કરશો તો મારો રોગ મટી જશે.' હરનાથ આઠ વરસના થયા ત્યાં સુધી તેઓ શરીરની માંદગી ભોગવતા હતા. અને તે વખતે દવાઓ કરતા. શ્યામસુંદરના મંદિર જઈ માતાજીની પ્રાર્થના કરતા કે રોગ મટી જતો. એટલે માતાજીએ વિચાર કર્યો કે, હર સ્થિર પ્રતિજ્ઞાથી કહે છે તેથી તે ઔષધ ખાશે નહી.' તેથી શ્યામસુંદર પાસે માતાજી દરરોજ પ્રાર્થના કરવા લાગ્યાં. અને પ્રાર્થનાને પરિણામે થોડા દિવસમાં હરનાથ રોગમુક્ત થયા.

## પ્રકરણ ૧૨મું.

## બાળપણથી જ હરનાથનો દયાળુ સ્વભાવ.

હરનાથ અભ્યાસમા દરેક વર્ગમાં બીજા વિદ્યાર્થીઓ કરતાં પહેલા ક્રમમાં રહેતા હતા, તેમ રમતમાં પણ હરનાથ પોતાના દોસ્તોને હરાવતા. સોનામુખીમાં રસીકલાલ ડે, અન્નદાચરણ બન્દોપાધ્યાય, વગેરે હરનાથની સાથે ભણતા હતા, અને રમત ગમતમાં પણ તેઓ હરનાથના સાથી હતા. બંને દોસ્તોની સાથે ગેડી દડાની રમત રમાતી ત્યારે હરનાથ, દરેક વખતે તેઓને જીતી લેતા હતા. આ રમત વખતે શરત કરવામાં આવતી કે

જે હારે તેણે જીતનારને ચાર પૈસા આપવા. આ ચાર પૈસા જે કોઇ જીતે તે ચાર પૈસાના મુળી મમરા લઇ સૌ સાથે બેસીને ખાતા. આ રમતમા જેઓ હારતા તેમાનો કોઇ ચાર પૈસા દંડ આપી શકે તેમ ન હોય તો તેઓની વતી હરનાથ પોતે જીતનારને ચાર પૈસા આપતા હતા, અને તે પૈસાના મુળી મમરા લઈ સૌ સાથે બેસી ખાતા અને આનંદ કરતા.

હરનાથમા આવી દયાનો વિકાસ બાલપણમાંથી જ થતો દેખાતો હતો. બચપણમાં ગોઠીઓને સાથે લઇ હરનાથ ઘણી રમતો રમતા હતા. ઉનાળાના એક દિવસે બપોરના રમતા રમતા બધાએ તાડવૃક્ષનાં થડ પાસે પક્ષીનો એક માળો પડેલો દીઠો. એક છોકરો તે માળામાંથી પક્ષીનુ બચ્ચું બહાર કાઢી રમવા લાગ્યો હરનાથે આ જોઇને કહ્યું કે "ના ભાઇ ! કોઇ પણ જીવને દુખ દેવાનું નઠારુ કામ કર નહિ. આ બચ્ચાને તેના માળામા મૂકી દેવુ જોઈએ." આટલુ કહી બાળક હરનાથે મોટા તાડ વૃક્ષપર ચઢી જે સ્થાને પક્ષીઓનો માળો હતો ત્યા બચ્ચાને રાખી દીધુ. તાડ વૃક્ષ ઉપર ચઢવાની હરનાથને પ્રથમથી જ ટેવ હતી, તેથી તે ઉપર ચઢવાની હરકત પડી નહિ હરનાથના દોસ્તો તેમનો આવો દયાળુ સ્વભાવ જોઈને સઘળા જીવો ઉપર દયા રાખવાનું શીખ્યા.

## પ્રકરણ ૧૩ મું.

## શ્રી કુસુમકુમારીદેવી.

ભગવતીદેવીના પિતા તર્કાલંકારના ઘર પાસે એક બ્રાહ્મણ રહેતા હતા. ભગવતીદેવીના પિતાનુ ઘર વામનપાડામાં હતુ અને આ બ્રાહ્મણનુ ઘર તેની નજીકના ખુણામાં નીમતલ્લામા હતું. તેમની પત્નીનુ નામ ચદ્રાવલી હતું. ચદ્રાવલીની સાથે ભગવતીદેવીને બહેનપણા હતા હરનાથ જ્યારે પાચવર્ષના હતા ત્યારે ચદ્રાવલી ગર્ભવતી હતી. ભગવતી દેવીએ ચંદ્રાવલીને કહેલ કે, "સખી, તારે જો દીકરી થાય, તો મારા હરનાથની સાથે તેના લગ્ન કરજે."

કુસુમકુમારી ચંદ્રાવલીબાઇનુ પ્રથમ સંતાન હતું. કુસુમકુમારીના જન્મ પહેલા એના માતાને પ્રસવ વેદના બે દિવસ ઘણી થઈ. અવારનવાર માતાને મૂર્છા આવતી અને અને તેથી બેશુદ્ધ થઈ જતાં. કવિરાજો અને દાઇઓને બોલાવતા સૌએ મત આપ્યો કે ચંદ્રાવલીને પ્રસવ થવાને સાધારણ માર્ગ સ્ત્રીઓને હોય છે તે નહિ હોવાથી કદાચ તેઓ બચી શકે નહિ. ચંદ્રાવલીને પણ પોતાના મૃત્યુનો ખ્યાલ આવવાથી સગા સંબંધી અને ભગવતીદેવીને મળવા બોલાવવા તેઓએ ઇચ્છા કરી સગા સંબંધી તેમને મળવા આવ્યાં. ભગવતીદેવીએ છોકરાંઓને નિશાળે મોકલી આપ્યાં. હરનાથે મા સાથે જવા માટે ઘણી જ હઠ

લીધી એટલે ભગવતીદેવી કમળા અને હરનાથને સાથે લઈ ચંદ્રાવલીને ત્યાં ગયા. ચંદ્રાવલીને જે ઓરડામાં રાખવામાં આવ્યાં હતાં, ત્યાં ભગવતીદેવી કમળા અને હરનાથને સાથે લઇ ગયાં. ચંદ્રાવલી તેમને જોઈને બોલ્યાં, "બ્હેન ! સારૂ થયું તમો મને મળવા આવ્યાં. આટલું બોલતાની સાથે ચંદ્રાવલીએ દશ માસ અને દશ દિવસે ઇ. સ. ૧૮૭૦ની ૧૪ મી ડીસેમ્બરને દિવસે બપોરે ત્રણ વાગે એક ચંપાના ફૂલ જેવી કન્યારત્નને જન્મ આપ્યો. કન્યાના જન્મ વખતે તેની રૂપ જ્યોતિથી સૂતિકાગૃહ પ્રકાશમાન થઈ રહ્યું. આ જોઈ ચંદ્રાવલીના આનંદનો પાર રહ્યો નહિ. પરંતુ તેને મૂર્છા આવી અને બેશુદ્ધ બની. ભગવતીદેવી તેની પાસે ગયાં અને તેને પંખાથી પવન નાંખવા લાગ્યાં. હરનાથ અને કમળા પણ આ પાસે ઓરડામાં બેઠાં. ચંદ્રાવલીને શુદ્ધિ આવતાં બીજી બાઇઓ ત્યાં હતી તેઓએ ઓરડા સાફસૂફ કરી બાળકીને કમળાના ખોળામાં સુવાડી તેને પોતાના ખોળામાં લઈ તેનો હસતો ચહેરો જોઈ હરનાથ બહુ ખુશી થયા. ઘરમાં સૌ બાલીકાનો જન્મ થયો એ સાંભળી ખુશી થયાં અને માંગલિક પ્રસંગના આનંદમાં "ઉલુ"ના અવાજમાં ડાંગર અને દુર્વા ચડાવવા લાગ્યા. ભગવતી માતાએ હરનાથના માથા ઉપર દુર્વા અને ડાંગર ચઢાવ્યાં અને બોલ્યાં કે, "હરે આ બાલીકાને તેની ભવિષ્યની સ્રી તરિકે ખોળામાં

લીધી છે. હરૂ અને આ બાલીકાનાં લગ્ન થઈ ગયાં હોય એવો સંવાદ ત્યાં ઉભેલી સન્નારીઓમાં થયો અને "ઉલુ"ના અવાજથી ઘર ગાજવા લાગ્યું.

બાલીકા સાત મહિનાની થઈ ત્યારે અન્નપ્રાશન કરાવી તેનું નામ કુસુમકુમારી રાખવામાં આવ્યું. ભગવતીદેવીને ચંદ્રાવલીએ કહ્યું કે, "તારા મોઢાની વાણી સફળ થઈ છે, કારણ કે મેં પુત્રીનો જન્મ આપ્યો છે. મારી કુસુમ મોટી થશે, ત્યારે તારા હરનાથની સાથે તેનાં લગ્ન કરીશ." ભગવતીદેવી–"સખી! બંને જીવતાં રહો એને તેમ થશે."

કુસુમકુમારી દિનપ્રતિદિન મોટી થતાં હરનાથ સાથે રમવા લાગી. હરનાથની સાથે રમવામાં કુસુમકુમારીને શરમ આવવા લાગી. હરનાથ રમત રમતાંરમતાં કુસુમકુમારીને ઢીંકા ધબ્બા મારતા, કયારેક કુસુમકુમારીને મોઢે મેંશ ચોપડતા હતા. કયારેક પછવાડેથી આવી બે આંખો દબાવી રમત રમતા હતા. કુસુમકુમારી શાન્ત સ્વભાવની હતી તેથી હરનાથની આ રમતને સહન કરી લેતી હતી. હરનાથનો શાન્ત સ્વભાવ દરેક ઠેકાણે વખાણને પાત્ર હતો પણ કેવળ હરનાથમાં જે થોડુંઘણું તોફાન દેખાતું હતું તે ફક્ત આ સરલ બાલિકા પ્રત્યે જ. કુસુમકુમારી હરનાથનો માર ખાતી પરંતુ રડતી નહિ. હરનાથ તેને મોઢે મેંશ ચોપડી દેતા તો પણ તે કાંઈ બોલતી નહિ. કદાચ માતા

ચંદ્રાવલી હરનાથ ઉપર ગુસ્સે થતાં ત્યારે કુસુમકુમારી જાણે કાંઈ જાણતી જ ન હોય તે પ્રમાણે બોલતી, "બા! કયાં છે મેંશ?" ચંદ્રાવલી બોલતી કે, "શ્યામમુખી! હું જાણું છું કે, હર આવીને ચોપડી ગયેલ હશે. હરને હાથે તને આવું દુઃખ દેવામાં આવે છે, છતાં તું બધું છુપાવે છે." કુસુમકુમારી કહેતી, "હા મા, તે આવ્યા, મારી આંખો દબાવી અને મોંઢા ઉપર મેંશ ચોપડી ચાલ્યા ગયા." ચંદ્રાવલી કહેતી, "અરે, શું તે રોજરોજ મેંશ ચોપડી જાય, અને મારે ધોયા કરવું ?" એક વખત કુસુમકુમારીનું મોઢું સાફ કરતાં કરતાં તે કહેવા લાગ્યા કે, "મારી કન્યાનું મોઢું કેવું બગાડી દીધું ! હવે જો તે આવે તો તેના પગ પકડી બાંધી જ મૂકું. મારી નજરની સામે આવશે તો હું તેનાં કપડાં કાઢી લઈશ. આજ હું તેની માને કહી આ વાતનો બંદોબસ્ત કરીશ."

## પ્રકરણ ૧૪ મું.

## શ્રી કુસુમકુમારીની વંશાવલી.

સારસ્વત બ્રાહ્મણ ગ્રુપ.

વત્સેય ગોત્ર અને પ્રવર ગૌરીશંકર

( ત્રીવેણી, અલ્હાબાદ )

|

રામભંજન

પીતાંબર

ખેત્રનાથ

ચંદ્રકાન્તા

પ્રાણક્રીસ્ટો

વાસુદેવ

હરીહર

શ્રી રામચંદ્ર

મહાદેવ

માંરકંડેય
ગોશાલ (કલકત્તા)

વિષ્ણુચરણ

વિશ્વનાથ

લોકનાથ

ત્રિલોકચનાથ
|
દિવાકર (ભટ્ટાચાર્યજી)
|
ગોશાલ, કોટા (માનકજી)
|
વિશ્વંભર
|
જગેશ્વર (કોટા)
|
કંદર્પ સુંદર (પત્ની ચન્દ્રાવલી) (નોનાસુખી) — ગતિકાન્તા (સોનાસુખી)
|
કુસુમ કુમારી (પતિ—હરનાથ)

## પ્રકરણ ૧૫ મું

### હરનાથના લગ્ન.

આ વખતે કન્યાઓનાં નાની ઉમરમાં લગ્ન થતાં હતા. જ્યારે કુસુમકુમારી સાત વર્ષની થઈ ત્યારે ચંદ્રાવલીને તેની એક સખીયે કહ્યુ કે, "તારી કન્યાના લગ્ન ક્યારે કરીશ તેનું નક્કી કર્યું છે? ચંદ્રાવલીએ ઉત્તર આપ્યો." છ વર્ષ પુરાં થયાં છે, સાતમું વર્ષ ચાલે છે, આઠમે વર્ષે ગૌરીદાન કરીશ. મારા મનમાં આ

ઈચ્છા છે, પછી તો ભગવાનની જેવી ઈચ્છા.'' ભગવતી દેવીએ કુસુમકુમારીના જન્મ પહેલાંજ હરનાથની સાથે સગપણ કરવાની વાત ચંદ્રાવલી સાથે કરી હતી તે વાત એ જાણતાજ હતા તે પ્રમાણે ચંદ્રાવલીને કહ્યુ કે ''હર તારી કન્યાને પસંદ કરે છે.''

હરનાથના મોટાભાઇ શિવનાથના લગ્ન તેર વર્ષની ઉમરે થયા હતા. તે વખતે કુલશીલ જોઈ વરવધુ બંનેના જન્માક્ષરો તપાસી બંને પક્ષને અનુકૂલ આવે તે પ્રમાણે શુભ દિવસ જોઇને લગ્ન કરવામા આવતા હતાં. શિવનાથના આ પ્રમાણે લગ્ન થયા હતાં. તેઓ ઉચ્ચ કુલીન કુટુંબના હોવા છતાં તેઓને લગ્ન પ્રસંગે ફક્ત એકસો અને એક રૂપિયા મળ્યા હતા. શિવનાથના લગ્ન કરી ઘરમા વહુને લાવ્યા પછી ભગવતી માતાને હરનાથને પરણાવી ચંદ્રિકા જેવી બીજી વહુ ઘરમાં લાવવાની ઈચ્છા થઈ.

હરનાથનું કુટુંબ ઘણુંજ ઉંચુ, કુલીન અને ધનવાન હોવાથી હરનાથના સગપણની વાતો જુદે જુદે ઠેકાણેથી આવવા લાગી. ભગવતી માતા સર્વની વાતો સાંભળી કહેતા કે, હરનાથના સગપણની વાત તમો લાવ્યા છો ખરા, પણ હરનાથનો સંબંધ તો ઘણા વખત પહેલાં થઈ ચૂક્યો છે.

ઇ. સ. ૧૮૭૯ મા ચૌદ વર્ષની ઉમરે મધ્ય અંગ્રેજી

વિદ્યાલયના ત્રીજા વર્ગની પરીક્ષા હરનાથે પાસ કરી હતી ત્યારે ભગવતી માતાના આનંદનો પાર રહ્યો નહિ. તેઓએ આ વખતે નક્કી કર્યું કે, પુત્રનાં લગ્ન હવે કરૂં. ચંદ્રાવલીને બોલાવીને ભગવતી માતાએ કહ્યું, 'તમારી પુત્રી આઠ વર્ષની થઈ છે, મારો હરનાથ ચૌદ વર્ષનો થયો છે. માટે મારી ઈચ્છા છે, કે હવે તેઓનાં લગ્ન કરીએ, તમારી શું ઈચ્છા છે?'

ભાત ખાતી વખતે હાથ ધોઈ આવું, એમ કોણ કહે? ચંદ્રાવલીએ કહ્યું કે હું તૈયાર છું. તે એકદમ હસી અને આનંદ સાથે કહેવા લાગી કે, "બહુ સારૂ, તમને મારી ઇચ્છા ઘણા વખતથી કહેવાની હતી. પણ તમો આટલા જલદી લગ્ન કરવામાં રાજી હશો કે નહિ, એમ વિચારી બોલતી ન હતી, પણ આજે તમોએ મારી એ ભ્રાન્તિ ભાંગી છે. હવે ક્યારે લગ્ન કરવા ચાહો છો."

'આ ફાગણ મહિનામાં જ. ફાગણ મહિનો એ બારે માસમાં લગ્ન શ્રેષ્ઠ મહિનો છે,' ભગવતી દેવીએ કહ્યું. 'તો પછી નક્કી કરો. જેમ જલદી થાય તેમ કરો,' ચંદ્રાવલીએ કહ્યું.

ભગવતી માતા બોલ્યાં "દરરોજ મારે ત્યાં જે પંડિત પૂજા કરવા આવે છે તેને હું પૂછી જોઇશ, અને લગ્નનો શુભ દિવસ નક્કી કરી તમને ખબર આપીશ."

સવારે પંડિત આવ્યા અને ભગવતીદેવીએ તેમને હરના લગ્નનો દિવસ જોવાની વાત કહી. પંડિતને તો આ લગ્નથી તો લાભ જ થવાનો હતો એટલે તેણે ફાગણ મહિનાનો એક સારો દિવસ, શુભ લગ્ન, શુભ ક્ષણ, ઉભયના લગ્ન માટે ખંતાવી દીધાં. વરકન્યાની ચારે આંખો મેળવવાની, એટલે લગ્નની વાત થતી હતી તે વખતે—એક પાડોસણ ત્યાં બેઠી હતી, તેણે કહ્યું 'ચારે આંખોને શુભ દૃષ્ટિથી જોવું એ જ શુભ દૃષ્ટિ છે' બીજી પાડોસણ બોલી:—'ચારે આંખોનું મિલન હવે બાકી ક્યાં રહ્યું છે? એ શુભ દ્રષ્ટિ તો ઘણા દિવસ પહેલાં થઈ ગઈ છે.'

આ વાતચીત ચાલતી હતી તે વખતે એક પાગલ ત્યાં આવી ચઢ્યો, તેણે કહ્યું "અરે! ઘણા દિવસથી શુભ મિલન થતું આવે જ છે પણ આપણે તેને પામી શકતા નથી."

"ગોલોકનું ધન આ ભૂલોકમાં આવ્યું છે,
લીલા કરે છે આજ આનંદે;
ત્રણ લોકનો દિવ્ય આનંદ આ કોણ દેખી શકે?
જેના પગ તળે હસે છે શશી;
મધુર મધુર પવન વહે છે, દે છે તેને સહાય."

નગરનારીઓ પાગલ તરફ જોઈને કહે છે, "આ કોણ પાગલ છે? તે શું બોલી રહ્યો છે?" બ્રાહ્મણીઓ તેના પ્રતિધ્વનિ ઝીલીને કહેવા લાગી કે, 'એ શું બોલે છે?' તે

વખતે પાગલ ત્યાંથી અંતર્ધાન થઇ ગયો, અને સૌ સ્તબ્ધ થઈ ગયા. ઘણી જ ધામધૂમથી હરનાથનાં લગ્ન કરવામાં આવ્યાં.

## પ્રકરણ ૧૬ મું.

### હરનાથનું હૃદય સ્પર્શી ભક્તિમય જીવન.

બાળપણથી જ હરનાથનુ મન સંસારિક બાબતોથી મુક્ત રહેતું હતું. જેઓ બાળપણના સંગી હતા તેઓની સાથે હરનાથ રમત ગમત કરતા, આનંદ વિનોદ કરતા, ઠઠ્ઠા મશ્કરી કરતા છતા પણ પોતાના હૃદયથી દરેક બાબતોથી નિર્લેપ રહેતા હતા. તેઓ કોઈની સાથે પણ વાદવિવાદ કે મારામારી કરતા નહિ રમતની વખતે કોઈ બાળક હરનાથને જીતવા માટે ઘણો પ્રયત્ન કરે ત્યારે હરનાથ તેની પાસે ઈચ્છાપૂર્વક પોતાની હાર કબૂલ કરતા અને તેને જીતાડી આનદ આપતા

ભગવાનનુ અતિ મધુર નામ બાળપણથી જ હરનાથના કાનને અમૃત જેવું લાગતું હતું કૃષ્ણકથા જે ઠેકાણે થતી હોય ત્યાં પોતાના ગોઠતીઓને છોડી હરનાથ ચાલ્યા જતા. કીર્તનનો મનોમુગ્ધ સુધા રાગી શબ્દ કાને પડતા બધા કામો છોડી મધુર કંઠથી સૌની સાથે પોતાનો સૂર મેળવી હરનાથ કીર્તન કરતા હતા. ગામમાં જે ઠેકાણે હરિકથા થતી હોય તે જગ્યાએ સાંજના દરરોજ જવુ એ

તેમનો નિત્ય નિયમ હતો. હરનાથના મિત્રો આ માટે તેઓની મશ્કરી કરતા પરંતુ કોઈની વાત પર તેઓ ધ્યાન આપતા નહિ.

હરનાથની નાની વય હોવા છતાં કીર્તન ગાવામાં અને નૃત્ય કરવામાં તેઓ એટલા બધા કુશળ હતા કે, સૌ કોઈ તેથી મુગ્ધ થતાં. ગામની મહિલાઓ તેમને પોતાને ત્યાં વારંવાર બોલાવી કીર્તનો ગવડાવતી. આવી રીતે હરનાથે ભગવાનના મધુર નામનો પ્રચાર "ઘેરઘેર" શરૂ કર્યો.

હરનાથ સમાન વયના છોકરાઓને પ્રભુની અપાર કરૂણા અને અગાધ શક્તિ વિષે બોધ આપ્યા કરતા હોવાથી તે છોકરાઓનાં મન પ્રભુપરાયણ થવા લાગ્યાં. આ બાબત છોકરાઓના કેટલાક માબાપને ગમતી અને કેટલાકને ગમતી નહિ. જગદીશ નામના છોકરાના બાપ ઉપેન્દ્રને આ વાત પસંદ પડી નહિ. તેણે જગદીશને કીર્તનમાંથી રાતના મોડો આવ્યો તે માટે ખૂબ ઠપકો દીધો, અને કીર્તનમાં જવાની મના કરી. આ વાતની હરનાથને ખબર થતાં હરનાથે બીજે દિવસે જગદીશને ત્યાં કીર્તન કરવાની જગદીશના માતાજીની પરવાનગી મેળવી. નિયત વખતે હરનાથ તેઓના સાથીઓ સાથે કીર્તન કરવા ગયા. જગદીશ સૌ છોકરાઓ સાથે

કીર્તનમાં બેઠો. જગદીશના પિતા બહાર ગયેલા હોવાથી જ્યારે તેઓ પાછા ફર્યા ત્યારે તેઓ પણ કીર્તનમાં બેઠા. હરનાથે એક કીર્તન-શરૂ કર્યું, જેનો ભાવ નીચે પ્રમાણે હતોઃ—

"ઓ દયાના પ્રભુ!

"પતિતમાં પતિત પાપીઓનો તું બચાવ કરે છે, તેના બદલામાં તું કાંઈ ઇચ્છા રાખતો નથી!

"જેઓ તારી હાંસી કરે છે, અને જેઓ તારી ઉશ્કેરણી કરે છે-તેઓને પણ તું બચાવી લે છે. મારા જેવા નિરાધારનો તું બચાવ કર!"

ઉપેન્દ્ર આ કીર્તન સાંભળતાં સાભળતાં શુદ્ધિ વગરનો થતો ગયો અને તેણે પોતાનામાં એક અદશ્ય બળનો સંચાર થતો જોયો. હરનાથના ભજનથી તેનું હૃદય ખળભળી ઉઠયું અને મોટે મોટે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો. તેણે હરનાથના શરીરમાંથી નીકળતી દીવ્ય જ્યોતિમાં ઘણાં છોકરાઓને કીર્તનના આવેશમાં નૃત્ય કરતાં અને હરનાથની પ્રશંસા કરતાં જોયાં. થોડા સમયમાં જગદીશના પિતાને શુદ્ધિ આવી અને તે હરનાથ! હરનાથ! એમ મોટે મોટે ઉચ્ચારવા લાગ્યો. હરનાથે તેનો હાથ પકડયો અને તેને પ્રેમાલિંગન કર્યું. તે દિવસથી ઉપેન્દ્ર હરનાથને માનની નજરે જોવા લાગ્યો અને તેણે પોતાના દીકરા જગદીશને તેમના કીર્તનમાં જવાની છૂટ આપી.

* * *

હરનાથ જ્યારે પોતાના સોબતીઓ સાથે એક વખતે પ્રભુ સંબંધી વાર્તાલાપ કરતા હતા ત્યારે છોકરાઓએ પ્રભુ સંબંધી પ્રશ્નો પૂછતાં હરનાથે નીચે પ્રમાણે ઉત્તર આપ્યા.

છોકરાઓ—હરા, અમો આખો દિવસ પ્રભુના નામનું રટણ કર્યા કરીએ તો અમને કંટાળો ન આવે?

હરનાથ—કદી નહિ. નામ રટણ કરવાથી તમોને એવો આનંદ થશે કે એની મેળે તમારી આંખમાંથી હર્ષાશ્રુ વહ્યા જશે.

છોકરાઓ—ઇશ્વરને જોવા શક્ય છે?

હરનાથ—તદ્દન શક્ય છે. જેઓ ઈશ્વરનું નામ-સ્મરણ કર્યા કરે છે તેની પાસે ઇશ્વર રહે છે. બચ્ચાઓની મા પોતાના બચ્ચાઓને છોડી એક દિવસ પણ એકલી રહે છે ખરી?

છોકરાઓ—હરા, તમોએ ઇશ્વરને જોયા છે? એ કોના જેવા છે? એણે તમારી સાથે વાત કરી છે?

હરનાથ—હા, ઇશ્વરને મેં જોયા છે. ઈશ્વર દર્શનનું વર્ણન થઈ શકતું નથી. જેટલું આપણે તેનું નામ લઇએ તેટલું તે આપણને ચાહે છે. મારી ઇશ્વરની સાથની વાતનો આ સાર છે.

છોકરાઓ—ઠીક ત્યારે, અમો આખો વખત એનું

નામ રટણ કર્યા કરીશું, તો ઈશ્વર દર્શન અમોને કેટલા દિવસે થશે?

હરનાથ—વધુ પૂછપરછ કર્યા વગર તેનું નામ લીધા કરો. એક દિવસ ઈશ્વર અણધાર્યા આપણે તાજુબ થઈએ એવું એક કાર્ય કરશે, જે પરથી આપણને થશે કે ઈશ્વર હંમેશાં આપણી પાસે છે. આ દૃશ્યથી તેનાં દર્શનની આપણને તીવ્ર જિજ્ઞાસા થશે અને તે દિવસે દિવસે વધતી જશે. આ તીવ્ર જિજ્ઞાસા અવશ્ય તેટલા પ્રમાણમાં પરિપૂર્ણ થશે.

હરનાથના ઉપર પ્રમાણે વાર્તાલાપથી છોકરાઓમાં ઈશ્વર ઉપર અદ્‌ભૂત ભરોસો ઉત્પન્ન થયો.

* * *

સોનામુખીના દૂર આવેલા ગામડાના લોકોને પ્રભુના મધુર નામની પ્રસાદી ચખાડવા હરનાથ ઘણી વખત દૂરના ગામડામાં પોતાના સાથીઓને લઈને સંકીર્તન કરવા જતા હતા. એક વખતે એક ગામડામાંથી સંકીર્તનમાંથી હરનાથ ઘેર આવતા હતા ત્યારે તેઓને ક્ષયના અસહ્ય રોગથી પીડાતા મનુષ્યનો દુઃખમાં મદદ માટે "શિવ, શિવ" મોટેથી બૂમ પાડતો અવાજ સંભળાયો. આ અવાજ સાંભળતાં જ હરનાથ ત્યાં તેની પાસે ગયા અને પરમાત્માની મહાન શક્તિની મીઠી મીઠી વાતો કરી તેની છાતી ઉપર અને વાંસા ઉપર પોતાનો

હાથ આસ્તે આસ્તે ફેરવવા લાગ્યા. આમ કરવાથી આ માણસમા જાગૃતી આવી અને તે બેઠો થઈ હરનાથ તરફ આભારની દૃષ્ટિએ જોવા લાગ્યો. તેને એકદમ આંકડી આવી અને તે ખૂબ હાસો ખાવા લાગ્યો. નજીક રહેવા-વાળા લોકો ત્યાં આવ્યા અને તેઓએ હરનાથને ઝુંપડા-માંથી બહાર નીકળી જવા કહ્યુ, નહિતો તે રોગનો ભોગી થઈ જશે. હરનાથે જવાબમા કહ્યું, "મારા વડિલો ! આ મારા દુઃખી બાપ ભયંકર રોગમાથી તદ્દન સારા ન થાય ત્યાં સુધી હું અહીંથી જવાનો નથી. તમો આ માણસની બરદાસ કેમ કરતા નથી ? જ્યા ભ્રાતૃભાવનાની ક્ષીણતા હોય છે ત્યાં ગમે તેટલી પરમાત્માની ભક્તિ કરી હોય તે નિરર્થક છે." ક્રમે ક્રમે આ માણસનો રોગ કમી થઈ જઈ તેને સારી ઉંઘ આવી ગઇ અને હરનાથ ઘર તરફ ગયા. બીજે દિવસે હરનાથને ઘણી ઉધરસ ઉપડી અને તે એટલી બધી વધી ગઈ કે તેમનું શરીર ક્ષીણ થતું ગયું અને ભૂખ અને પાચનશક્તિ ઓછાં થઈ ગયાં. કોઇ દવાથી હરનાથને ફાયદો માલુમ પડયો નહિ તેથી ભગવતીદેવીને બહુ ચિંતા થઈ. એ દરમ્યાનમાં જે માણસ હરનાથના આશિર્વાદથી સારો થયો હતો તે હરનાથને પૃછતાં પૂછતાં તેમને ઘેર આવ્યો અને હરનાથનો ઉપકાર માનવા લાગ્યો. હરનાથના માતાપિતાએ આ માણસને પોતાના સ્વાર્થ માટે હરનાથને ચેપ લગાડયો તે માટે

ખૂબ ઠપકો આપ્યો. આ વાતચીત સાંભળતાં હરનાથ ત્યાં આવ્યા અને બોલ્યા, "માતા પિતા! આ માણસની કાંઇ કસૂર નથી. આ માણસ પ્રભુભક્ત હોવાથી હું મારી ગરજખુશીથી એની પાસે ગયો હતો અને થોડી વાર ત્યાં બેઠો હતો." હરનાથે પેલા માણસને કહ્યું, "બાબા! મારે માટે તમો કાંઈ ખાવાનું લાવ્યા છો?" આટલું બોલી હરનાથે તેના ધોતીયાને એક છેડે બાંધેલી સાકરની ગાંગડી કાઢી લઇ પોતાના મોઢામાં મૂકી દીધી. આ બનાવ બન્યા પછી હરનાથની તબીયત સુધારા ઉપર આવતી ગઇ.

*　　*　　*　　*

આ પ્રમાણે હરનાથે ગામેગામ પ્રભુનામનો પ્રચાર કરવા માંડયો. સંકીર્તનના અને પ્રભુનામના પ્રચારના કાર્યમાં હરનાથનું ચિત્ત સંસારિક બાબતોથી મુક્ત રહેતું હતું.

હરનાથ જ્યાં રહેતા હતા તેની બાજુના ઘરમાં એક પાળેલા પોપટનું પાંજરૂ હતું તેમાં પોપટ 'રાધાકૃષ્ણ રાધાકૃષ્ણ' મધુર નામ બોલતો હતો. તે પોપટના પાંજરા પાસે ઉભા રહી હરનાથ પણ પોપટની સાથે 'રાધાકૃષ્ણ રાધાકૃષ્ણ' બોલતા હતા.

કૉલેજના વિદ્યાર્થીઓ માસ્તર પાસેથી અભ્યાસની નોધપોથીઓ લખી લેતા ત્યારે હરનાથ પોતાની નોધપોથીમા પ્રભુપ્રેમના પાઠ લખતા હતા. તેમના એક પાડોશીએ હરનાથની નોધપોથી લઈને જોયુ તો તેમાં

કૉલેજના વિષયો લખવાને બદલે ગાયન લખેલાં હતાં. તે જોતાં જ પાડોશીએ પૂછ્યું કે, "હરનાથ! આ નોંધપોથીમાં શું લખ્યું છે?" હરનાથે કહ્યું, "તે કહેવા કરતાં તમને ગાઈ સંભળાવું તો? સાંભળો." એમ કહી એક વૈષ્ણવ કવિનું પદ ગાવા લાગ્યાઃ—

શ્યામ સુંદર, શ્યામ મારા,
હે પ્રાણ બંધુ પ્યારા! હે પ્રાણ બંધુ પ્યારા! ટેક૦
સ્વપ્ન માંહી દર્શન દીધાં, કીધી મનો કામના પૂર્ણ,
હવે વિયોગ શલ્ય મારી બધું, હૈયું કીધુ ચૂર્ણ!
હે પ્રાણ૦ ૧
જાવું હોય તો જાઓ ભલે પણ, બંધુ આવજો સવારે,
પલક વિલંબ કરશો તો, પ્રિય, મરીશ જલ ઓવારે.
હે પ્રાણ૦ ૨
તમે વૃક્ષ ને હું છું વેલડી, પલક પડે કેમ છૂટી રે,
બહુ વિયોગપછી મળ્યાછો, પ્રાણબંધુ હવે જશો નહિ છૂટીરે.
હે પ્રાણ૦ ૩
હે પ્રાણ બંધુ! હું ચાહું તુજને, તું કેમ ન ચાહે મુજને!
બંધુ! ત્હને શું દોષ દેવો, દોષ દઉં હું મારા દુર્દૈવને!
હે પ્રાણ૦ ૪
બંધુ, તું પ્રાણ બંધુ છે, તું પ્રાણપતિ છે મારો,
પાષાણની નિશાન જેવો, છે પ્રેમ તારો મારો.
હે પ્રાણ૦ ૫

બંધુ! હૃદય બંધુ તું છે, તું છે સ્વર્ગ સુખ અપારા,
પલક નહિ દેખું તુંને, તો વહે આંસુ ધારા!
હે પ્રાણ૦ ૬

સહુ કહે તુંને 'કાળો-કાળો', બંધુ હું કહું છું શ્યામ,
કાળજે હું કોતરી રાખીશ, હે કાના! ત્હારૂં નામ.
હે પ્રાણ૦ ૭

સૈયદમર્તૂજા કહે સાંભળ, સાંભળ કાળા પ્રાણ,
તારે મારે જુગ જુની પ્રીતું, ભલે માન યા ન માન!
હે પ્રાણ૦ ૮

ઉપરનું પદ સાંભળી પાડોશી મીત્રે કહ્યું, "હે ભાઈ! હવે હિન્દુ ભક્ત મટી શું તું મુસ્લિમ ભક્ત બની ગયો છે? મુસ્લિમ કવિ સૈયદ મર્તૂજાની બનાવેલી વૈષ્ણવ કવિતા તારા જેવા હરિ ભક્તે આ ચોપડીમાં લખવી એ શું યોગ્ય કહેવાય? છીઃ છીઃ ભાઈ! તેં તો બોલવા જેવું રહેવા દીધું નથી!" હરનાથે જવાબ આપ્યો, "મોચી હોય પણ પવિત્ર થાય, જો કૃષ્ણ ગુણ નિત્ય ગાય." "સૈયદ મર્તૂજા એ સાચો વૈષ્ણવ છે, તે તમે જાણી શકયા નથી; પણ જો તમો અભેદ દ્દષ્ટિથી અને વિશાળ હૃદયથી તેને સમજવા પ્રયત્ન કરશો તો તે હિન્દુ હૃદયનો સાચો વૈષ્ણવ છે એમ તમો જોઈ શકશો."

* * *

ઈ. સ. ૧૮૯૦માં હરનાથે પોતાના ઘર નજીક આવેલા અર્જુપરામાં એક ખાસ હરિસભાની સ્થાપના કરી, જેમાં

તેમના ખાસ અંતરંગ ભક્તો રાત્રિના બારથી તે સવારના ચાર સુધીના સમયમાં વૈષ્ણવધર્મના ઉચ્ચ સિદ્ધાંતો ઉપર પ્રવચન કરતાં. આ સભાની પ્રતિષ્ઠિત વ્યક્તિઓએ વ્રજધામમાં વાસ કર્યો ત્યારબાદ આ સભામાં હરનાથે હરિનામ ગુણ કીર્તન ચાલુ રાખ્યુ હતું. દરરોજ સવારમાંજ સૌ ભક્તો મળી પરમાનંદસહિત કીર્તન કરતા. કીર્તનમાં ગોવિંદદાસ, જ્ઞાનદાસ, નરોત્તમદાસ વગેરે ભક્તોના મધુર પદો, વિદ્યાપતિ અને જયદેવના રાધાકૃષ્ણના ભાવ રસિક કાવ્યોનુ સર્વ સાથે મળી ભજન કીર્તન કરતા. કીર્તન વખતે કોઈ ઢોલ વગાડતું, કોઈ કરતાલ બજાવી તાલ દેતા, કોઈ નાચતા, તો કોઈ વાજીંત્ર વગાડતા. આ પ્રમાણે ભક્તિની ધૂન મચતી. ભજનમાં સૌ મારા તારાના, જાતિભેદના, વાણીવિચારના, અને માનઅભિમાનના વિચાર દૂર મૂકી ભજનાનન્દમાં લીન થતાં.

## પ્રકરણ ૧૭ મું.

### હરનાથ—ખુદીરામ રાધાકૃષ્ણભાવ.

હરનાથ કોલેજમાં અભ્યાસ કરતા હતા તે વખતે તેમને ખુદીરામ નામના એક મિત્ર સાથે આત્મમૈત્રી બંધાઇ હતી. ખુદીરામ જાતે વણકર હતા. તેઓ બી. એ.ની પરીક્ષા પાસ કર્યા પછી સરકારી શાળાના મુખ્ય શિક્ષકની નોકરી કરતા હતા. હરનાથ અયોધ્યાની શાળામાં શિક્ષક તરિકે દાખલ થયા છે એ વાત ખુદીરામના જાણવામાં આવતાં

તેણે સરકારી શાળાની નોકરી છોડી હરનાથની સાથે રહેવાની ઈચ્છા હરનાથને દર્શાવી. ખુદીરામની ઈચ્છા સફળ થઈ અને વિદ્યાલયના સંચાલકને ભલામણ કરી ખુદીરામને તે શાળામાં મુખ્ય શિક્ષક તરીકે માસિક રૂપિઆ એકસોના વેતનથી દાખલ કરવામાં આવ્યા. હરનાથની માફક ખુદીરામ પણ પ્રભુપ્રેમી હોવાથી સમાન્ વય-વિચારના બન્ને મિત્રોનું અદ્દભૂત મિલન થયુ, જે સોનામાં હિરો જડાયા જેવું સુંદર હતું. ખુદીરામના સંગમાં હરનાથની ભાવપૂર્ણ કૃષ્ણભક્તિનો પ્રકાશ થવામાં વધારે અનુકુળતા થઈ. ખુદીરામના હૃદયમા કૃષ્ણ પ્રેમની લગની લાગેલી હતી જ એટલે તેઓ પરમ કૃષ્ણપ્રેમી વૈષ્ણવ હરનાથના સહવાસથી પોતાને ધન્ય માનવા લાગ્યા.

વિદ્યાલયની દૈનિક ફરજથી મુક્ત બની બાકીનો સમય હરનાથ અને ખુદીરામ ઘણા આનંદથી તે પ્રેમમય ભગવાન શ્રીકૃષ્ણનુ નામ સંકીર્તન કરી દીવ્ય મહાસુખનો આસ્વાદ લેવામાં ગાળતા. હરનાથ અને ખુદીરામના આત્મા એકબીજા સાથે ઓતપ્રોત થએલા હતા. બન્નેને એકબીજા વિના ચેન પડતું નહિ. હરનાથના નિવાસસ્થાન પાસે કામીની ફૂલનું એક વૃક્ષ હતું. તે વૃક્ષની એકબાજુએ માધવી લતા છવાઈ રહી હતી અને બીજી બાજુએ રાધાલતા તે વૃક્ષને આલિંગન કરતી વીંટળાઈ રહી હતી. એવા આ સુંદર સ્થાનમાં હરનાથે અને ખુદીરામે સાથે

મળીને એ વૃક્ષલતાની પાસે એક ' યુગલભાવ પ્રકાશ કુંજ" બનાવ્યુ આ યુગલભાવ પ્રકાશકુંજમા બ ને મિત્રો રાધા કૃષ્ણની વ્રજલીલાનું શ્રીનામ સંકીર્તનદ્વારા અનુસરણ કરી પોતાના હૃદયોને પ્રેમભાવથી છલકાવી દેતા, અને કૃષ્ણ લીલામા અલૌકીક આનંદ મ્હાણતા.

કોઇ વખતે હરનાથ સ્વકીય ભાવ ધરતા તો ખુદીરામ પરકીયભાવ ધરતા. કોઇ વખતે હરનાથ પ્રોષીતપતિકા ભાવ ધરતા તો ખુદીરામ ખંડીતાભાવ ધરતા કોઇ વખતે હરનાથ કલહાતરિકા ભાવ ધરે તો ખુદીરામ ઉત્કંઠિતા ભાવ ધરે. કોઇ વખતે હરનાથ વાસકસજ્જાનો ભાવ ધરે તો ખુદીરામ પ્રેમગર્વિતા ભાવ ધરે.

અજવાળી શીતળ રાત્રી હતી ચંદ્રનો રૂપેરી પ્રકાશ ચારે પાસ ફેલાઈ રહ્યો હતો ધરતી શીત અને શાંત હતી ચંપાના માધવીલતાના સફેદ પુષ્પો-રાધાલતાના ફુલો અને કુંજની નજીકના બગીચામા કદંબ વૃક્ષ પણ ધોળી ચાંદનીથી શોભી રહ્યા હતા તે વૃક્ષની ડાળી ઉપર બેઠેલ સફેદ ચકોર પક્ષી મધુર સ્વરે ગાન કરી રહ્યું હતું -" વાત કર વલ્લભા, વાત કર." આ વખતે હરનાથ અને ખુદીરામ રાધાનો ચંદ્રાભિમાનિકા ભાવને પ્રદર્શિત કરી રહ્યા છે

ખુદીરામ "શ્રવણ કરો હરનાથ, મ્હારી કુંજમા-મ્હારી ચોરસમરણીયા રાધારાણી આવી છે તે પ્રેમમાં ઉન્મત્ત

બની રીસાઈ ને 'પ્રેમગર્વિતા' થઈ બેઠી છે. તેને કૃષ્ણ કહે છે-"માન તજ, માન તજ, માન તજ માનની!"

હરનાથઃ—"સાચું કહે છે ભાઈ, રાધાના ગર્વને ખંડન કરવા. રાધાને રંજન કરવા કૃષ્ણ કહે છે તે સાંભળઃ—

"રીસ તજ, રીસ તજ, રીસ તજ હૃદયમણી,
નયન મીંચી કાં નચાવે હે હૈયાની પૂતલી.
"પ્રેમબંધન તુજ છે, વળી તુજ ઉર અભિલાષ,
પ્રાણ જાયે પલકમાં જો નાંખે તું નિઃશ્વાસ.
"હે રાધા! કસોટી કરે છે મ્હારી શું અત્યારે,
રૂપ ગુણને જીવન તું છે, એવિદિત છે આ સંસારે.
"લે-લે-લે રાધા આ મોરલી મારી,
ચાહું છું સ્પર્શતા ચરણ રજ તારી.
"વદન તારું નીરખી માનું હું ધન્ય ધન્ય લોચન,
પરિચિત છે ચોર તારી આંખનું અંજના.
"રૂપે ગુણે યૌવન ભુવને હું ઉદાસી,
કેવળ હું છું મ્હારી, નિર્મળ પ્રીતિનો પ્યાસી."

ખુદીરામઃ—"કૃષ્ણ, રાધાને ફરી ફરી મનાવતા શું કહે છે તે સાંભળ":—

"હે રાધા! તુજ કોમલ હૃદયને દુઃખ દીધું હોય જરીયે,
ભૂલી જજે એ કહું છું પ્રણમી.
શું આથી અધિક બીજું કહીયે, રીસ તજ રાધિકે.

'થયો હોય અપરાધ કદી તો, ભૂલી જજે દે તની,
દે દર્શન, ન મદન કીડા તુ, નહિ કરૂ રોષ કદી તની."
રીસ તજ રાધીકે

"જો ..ગ્રે કૃષ્ણ રાધાને પ્રણામ કરે છે અને દોષની ક્ષમા માગે છે!

"રાધા રીસ તજતી નથી ને કૃષ્ણની પ્રણતી ઘટતી નથી જેવા રાધાના રીસામણા તેવા કૃષ્ણના મનામણા! અહા! આ કેવુ મધુર કરણ દર્શન છે!"

"ક્ષણિક યૌવન છે ક્ષણિક જીવન છે, છે ક્ષણભ ગુર સ સાર,
"મારૂ નન્સુ મ રે આવે કદી લે પર ઉપકાર
"સ્મરણ સ જીવની રાધા સુ'દરી! શુ વિરહ વધ કરશો મારો
"તુજ સ્મરણ સુધા-તુજ સગુણ ચેતન છે,
તો કેમ થશે વધ મારો!
"દિવસ અને રાત, રાધા! રાધા! તુજ વિના નહિ બીજી વાત,
"વિરહ આગથી બળી રહી છે,
ઘડી ગણી રહી છે આ મુજ જાન
"વિરહ સાગરમા ડૂબી રહ્યો છુ, તુજ કુચ કલશ દઈ તાર,
"હે રાધા! તુ છે ગુણવંતી, તુ તાર કે ચાહે ડુબાર.
"ત્રિભુવનમા થશે કીર્તિતારી,
કૃષ્ણને નિરખશે લાખ લાખ નાગરિ,
(માટે) માનને પરહરી, શુભ ઘડી લે વરી,
કહે કવિ વિદ્યાપતિ કરગરી"

રાધા રીસ છોડે છે રાધાને કૃષ્ણ ભેટે છે અને

કુંજમાં વિહાર કરે છે. આવા યુગલપ્રેમભાવનો હરનાથ અને ખુદીરામ અનુભવ કરી રહ્યા છે.

હરનાથ અને ખુદીરામ બંને મિત્રો દરરોજ-એક બીજામાં એક બની ભાવ-ભોજન, ભજન કરતા-જીવન ઝરમર ઝરાવી હળીમળી હીંચતા અને 'ભાવપ્રકાશ કુંજ' માં વિહાર કરતા હતા. પણ હરનાથ જાણતા હતા કે ખુદીરામનો સંગ અને અયોધ્યાની નોકરી ટૂંકા સમય માટે હતી. હરનાથ આ વિચારથી એકાન્તમાં ઘણા દુઃખી રહેતા હતા.

એક દિવસે બંને મિત્રો કુંજમાં બેઠા હતા અને આનંદથી કૃષ્ણ કથા કરી રહ્યા હતા. તે વખતે ખુદીરામે કહ્યું, "રામના વનવાસથી અયોધ્યાવાસીઓને રામવિયોગનુ દુઃખ ભોગવવું પડયુ. કૃષ્ણના મથુરા ગમનથી રાધાને, ગોપીઓ અને વ્રજવાસીઓને કૃષ્ણવિરહનુ દુઃખ ભોગવવું પડયુ. ગૌરકૃષ્ણનાં સન્યસ્તથી શાન્તિપુર વાસીઓને, સહ ધર્મિણીને તથા શચીમાતાને ગૌરકૃષ્ણનાં વિયોગનું દુઃખ સહન કરવું પડયુ. તેમ તમેપણ અહિં આવવાથી સોનામુખીના ભજન સંગીઓને તમારા વિરહનુ દુઃખ ભોગવવું પડયું છે. હરનાથ, તમે આમ પ્રેમ અને વિરહ-સંયોગ અને વિયોગની પાસા બાજી રમવામાં શું આનંદ માનો છો ?"

હરનાથ—"ભાઈ! તું જે વાત કરે છે તે જ વાત કરવાનો હુ ઘણા દિવસથી વિચાર કરતો હતો, પણ તને

દુઃખ થશે એમ ધારી કહેતો નહોતો."

ખુદીરામ—"ભાઈ! જે કહેવાનું હોય તે ખુશીથી કહો. તમે અને હું કયા જુદા છીએ?"

હરનાથ—"ભાઈ! જુદા નથી પણ જુદા થઈએ તો!" ગદ્દગદ્દ કંઠે હરનાથ બોલ્યા.

ખુદીરામ—"ભાઇ! કૃષ્ણે જેઓને છીત્યાં હતાં તેઓ જ કૃષ્ણની રાસલીલામાં દાખલ થઈ શક્યાં હતાં. ગૌરાંગરૂપે કૃષ્ણ આવ્યા ત્યારે બાકીના આત્માઓને આકર્ષણથી ખેંચી લઇ ગૌરલીલામાં ડૂબાવ્યા હતા. તેમ આ વખતે તમે મને પ્રેમના આકર્ષણથી ખેંચી લેશો જ એવી મને ખાત્રી છે."

હરનાથ—"વ્હાલા! તું કહે છે તે સત્ય છે. 'થાય જેનો યોગ, ન થાય તેનો વિયોગ.' મિત્ર, કૃષ્ણ થયા શ્યામસુંદર, પછી થયા ગૌરસુંદર અને હવે થયા છે ચિરસુંદર. ચિરસુંદર એટલે વિયોગનો અભાવ અને નિત્ય-સંગનો સદ્‌ભાવ જેનામાં છે તે. પણ દષ્ટિપથમાંથી દેહનો તિરોભાવ થાય તો?"

ખુદીરામ—"પ્યારા હર! દેહથી ભિન્ન પણ આત્માથી અભિન્ન-જેમ જળને મીન તેવો તારો અને મારો સંબંધ છે." આટલા શબ્દો બોલતાં ખુદીરામ રડી પડ્યા.

હરનાથ—"ભાઈ! તારાં આંસુ મારા હૃદયમાં અસહ્ય વેદના ઉભી કરે છે. દેહ દેહથી આપણે છુટા પડીએ છતાં અંતરથી તો આપણે આ જન્મ અભિન્ન જ રહીશું."

"આ તારાં આંસુ તે વિયોગાશ્રુ નથી, પણ અનંત મિલનનાં આનંદાશ્રુ છે. આ આંસુ વિયોગ વેદનાનાં નથી પણ નિત્ય સંયોગાનંદનાં છે. વ્હાલા, મારે નવ મહીનાની અંદર કાશ્મિર જવાનું થશે."

ખુદીરામ—"બંધુ હર! જો ખરેખર તારે કાશ્મિર જવાનું થશે તો 'દેહ છતાં દેહ વિના, પ્રાણ છતાં પ્રાણ વિના, જીવે રસચેતન ક્ષીનાંરે, તેમ હું જીવીશ."

હરનાથ—"વ્હાલા રામ! હવે છ માસ પછી મારે કાશ્મિર જવાનું અવશ્ય થશે."

ખુદીરામ—"હે હર! જો તમે કાશ્મિર જશો અને ફરી તમે મને નહિ મળી શકો તો આવતા જન્મમાં તમારા આકર્ષણથી ખેંચાઈ આવીને તમને જરૂર મળીશ. આ જન્મમાં તારો સંગ અલ્પ સમય સુધી મળ્યો છે પણ તારી સાથે નિત્ય સંબંધ બંધાયો છે, તેથી હું 'પ્રેમાવતારના ચિરસંગી' તરીકેનું ચિર સૌભાગ્ય મેળવી શક્યો છું." વળીઃ—

"સુખ વૈકુંઠમાંહી જે દોહ્યલાંરે લોલ,
તેતો સોહ્યલાં છે હરનાથ સાથે રે;

સુખ કહ્યાં ન જાય હર સંગના રે લોલ,

"હર સંગ પામે અમૃત તુચ્છ છે રે લોલ,
સુખ ત્રિલોકના જલ ખાર રે. સુખ કહ્યાં૦

"વેદ વ્યાસ આ સુખ ના કથી શકયા રે લોલ,
શેષ શારદ ન પામ્યા એનો પાર રે. સુખ કહ્યાં૦

"રામ ઠાકુરના સંગ જેણે સેવીઓ રે લોલ,
તેની સફળ ઘડીને સફળ જન્મ રે. સુખ કહ્યાં૦

બન્ને મિત્રો આવી રીતે વાર્તાવિનોદ દરરોજ કર્યા કરે છે. દિવસો પસાર થાય છે–મહીના વહ્યા જાય છે સંબંધ દઢ બંધાતા જાય છે. છ માસ પૂરા થવાની ક્ષણની કરૂણ ધ્વની સંભળાય છે.

હરનાથ જ્યારે સ્નાન કરતા હતા તે વખતે એક સ્ત્રી આવી અને હરનાથના હાથમાં એક પત્ર આપી ગઈ. સ્નાન કર્યા પછી હરનાથે સરનામું જોયુ તો તેની ઉપરના અક્ષર પોતાના વડીલબંધુ શિવનાથના હતા. કાશ્મિર સંસ્થાનના દીવાન જાનકીપ્રસાદનો હરનાથને કાશ્મિર બોલાવવા આમંત્રણ આપતો પત્ર હતો. હરનાથે આ પત્ર ખુદીરામને વંચાવ્યો અને બન્ને મિત્રો રૂદન કરવા લાગ્યા.

હરનાથ—"ભાઈ, સમયના ગર્ભમાથી જે ક્ષણનો

પ્રસવે થવાનો હતો તે વિયોગનો કરૂણ સમય આવી ગયો છે.

**ખુદીરામ**—"હર ! આ પ્રસવ ક્ષણ એ પ્રભુ પ્રેમ પ્રકાશયુક્ત પ્રભાત ક્ષણ છે."

**હરનાથ**–"ભાઈરામ ? હવે છેલ્લા સમયના રાધેશ્યામ". હરનાથ કાશ્મિર રવાના થયા, મિત્રો છૂટા પડયા. હરનાથ અયોધ્યા છોડી કાશ્મીર પહોંચ્યા તે જ દિવસે હરનાથને પરમ મિત્ર ખુદીરામના દેહ છોડયાના સમાચાર તારથી મળ્યા

## પ્રકરણ ૧૮ મું.

## હરનાથની પ્રથમ નોકરી.

હરનાથના પિતાજીના લાખના ધંધામાં તેની પેઢીના એક માણસે નાણાંની ઉચાપત કરવાથી ધંધાને ભારે નુકસાની થઈ અને તેને લઈને ધંધો બંધ કરવો પડયો. આ કારણથી કુટુંબની આર્થિક સ્થિતિને મોટો ધોકો પહોચ્યો.

દૈવની ઘટના વિચિત્ર છે ! આ સૂત્ર પ્રમાણે શિવનાથને હરનાથનું આ આધ્યાત્મિક વિશ્વ મંગલરૂપ દુર્લભ કામ પસંદ પડતું નહિ. શિવનાથને હરિનામ પસંદ હતું પરંતુ અભ્યાસ છોડી વહેવાર કાર્ય તજી હરનાથ નિશ્ચિંતપણે ફક્ત હરિનામમાં જ સમય પસાર કરતા હોવાથી એક દિવસે તેમણે હરનાથનો ખૂબ તિરસ્કાર કર્યો આથી હરનાથને

મનમાં ઘણું દુઃખ થયું. રોજના નિયમ મુજબ હરિના કીર્તનમાં રાતના ગયા નહિ અને એક ઓરડામાં જઈ પથારીમાં પડયા પડયા અંતરના સર્વાન્તરયામીને કહેવા લાગ્યા કે, "આવતી કાલથી આ ઘરનું અનાજ મારે હરામ બરોબર છે". રાતના બાર વાગે અયોધ્યાથી એક માણસ હરનાથના નામનો એક પત્ર લઇ સોનામુખી આવ્યો. આ પત્રમાં સમાચાર હતા કે હરનાથને અયોધ્યા નિશાળમાં એક ગણિત શિક્ષક તરીકે દાખલ કરવામાં આવ્યા છે, માટે તેમણે તે જગ્યા સંભાળી લેવી. સવાર થતાં હરનાથ સૌ કુટુંબજનોની રજા લઈ અયોધ્યા ગયા અને ગણિત શિક્ષકની જગ્યાએ દાખલ થઇ ગયા.

## પ્રકરણ ૧૯ મું

### હરનાથનો કાશ્મીર પ્રવાસ.

હરનાથ ગૃહસ્થાશ્રમી હોવા છતાં સંસારના કાર્યમાં ઉદાસીનતા સેવતા હોવાથી તેમના મોટાભાઈ શિવરામે કડવાં વચનોથી તેમનું ભારે અપમાન કર્યું હતું. આ અપમાનથી હરનાથના મનમાં ઘણું દુઃખ થયું હતું. તેમણે એક પત્ર કાશ્મીર સંસ્થાનના દિવાન સાહેબ શ્રીયુત મહેશચંદ્ર બિશ્વાસને લખ્યો હતો, જેમાં લખ્યુ હતું કે, "થોડોક વખત મારે સ્થળાંતર કરવા વિચાર છે તેમજ મારા ભાગ્યમાં હોય તો કાશ્મીર જોવાની મારી ઇચ્છા છે."

શ્રીયુત મહેશચંદ્ર વિશ્વાસ અને તેમનાં પત્નિ હરનાથના મોસાળ પક્ષનાં સગાં થતાં હતાં. આ મહાશય કાશ્મીર સંસ્થામાં એક પ્રખ્યાત વ્યક્તિ હતા અને તેઓ પોતાના કુટુંબસહ કાશ્મીરમાં રહેતા હતા. આ મહાશયનો એક પુત્ર અવીનાશચંદ્ર શ્રીનગર ટેલીગ્રાફ ઓફીસના સુપરીન્ટેન્ડેન્ટ હતા અને તેમનો બીજો પુત્ર શરચ્ચંદ્ર કાશ્મીરના ડેપ્યુટી હતા. શરચ્ચંદ્રના પુત્ર અતુલચંદ્રે એમ. એસ. સી.ની પરિક્ષા પસાર કરી આર. એસ.ની પદવી મેળવી હતી.

શ્રીયુત મહેશચંદ્રે હરનાથનો પત્ર વાંચી તેમજ જ્યારે તેઓ કાશ્મીરથી લાંબી રજા લઈ પોતાના ગામ માનકર ગયા હતા ત્યાં હરનાથના મોટાભાઈ શિવરામે હરનાથ માટે કાશ્મીર સંસ્થાનમાં નોકરી માટે વાત કરી હતી તેથી હરનાથની કાશ્મીર સંસ્થાનમાં નોકરી કરવાની અરજી દાખલ કરી આ મહાશયે હરનાથને કાશ્મીર સંસ્થાનમાં નોકરી કરવા માટે એક પત્ર સોનામુખી લખ્યો હતો. આ પત્રથી હરનાથના કુટુંબીજનો મિત્રો અને અનુયાયીઓ અને તેમાં ખાસ કરી તેમનાં માતાજી. તેમની પત્નિ અને હરનાથના મોટાભાઈ શિવરામે તેમને આટલે દૂર પ્રદેશમાં નોકરી કરવા માટે જવાનું માંડી વાળવા બહુ સમજાવ્યા પરંતુ તેઓએ કોઈની વાત માની નહિ. પોતાનાં સગાંસંબંધીઓને હરનાથે કહ્યું, "વ્હાલા વડીલો,

આ બાબતમાં કોઈનુ ચાલતું નથી, પરંતુ પરમાત્માની ઈચ્છાને સૌએ આધીન રહેવાનું છે. આપણે સૌ શ્રીકૃષ્ણનાં રમકડાં છીએ. જીવ જે વખતે પરમાત્માની ઈચ્છાને આધીન થાય છે તે વખતથી તે સ્વતંત્ર થઈ જાય છે. મારો કાશ્મીરનો પ્રવાસ પરમાત્માની ઈચ્છાથી ગોઠવાયલો છે. તેમની ઈચ્છા પરિપૂર્ણ થવા દો."

પોતાના માતાજી ભગવતી દેવીને હરનાથે કહ્યું, "માતાજી! મેં તમને લગ્ન વખતે એક કોલ આપ્યો હતો તેમાં મેં તમને કહ્યું હતું કે તમારી ભક્તિભાવથી સેવા કરી શકે એવી વધુ હું લાવું છું. હું હજુ અશુદ્ધ છું. મારાથી તમારી સેવા હવે થઇ શકે એમ નથી. માટે કૃપા કરી મારે બદલે આ તમારી વધુ કુસુમકુમારીની સેવા તમારે સ્વીકારવી. મને તમારો આશીર્વાદ આપશો." મોટાભાઇ શિવરામને હરનાથથી છૂટા પડતાં મનમાં ઘણું દુઃખ થયું અને કડવા વચનથી ભારે અપમાન કર્યું હતું તેને માટે હરનાથની માફી માગી.

ઈ. સ. ૧૮૯૩ની ૨૬મી જુલાઇના દિવસે હરનાથ સોનામુખીથી કાશ્મીર જવા ઉપડયા. ત્રીજે દિવસે નિર્વિઘ્ને હરનાથ રાવલપીન્ડી પહોંચ્યા. આ સમય વર્ષાઋતુનો હતો. હરનાથ આ કાશ્મીર દેશથી તદ્દન અપરિચિત હતા, જેથી ત્યાં આવેલી કાળી કમળીવાળા બાવાની ધર્મશાળામાં આશ્રય શોધવાની તેઓને ફરજ પડી.

વરસાદની હેલી ચાલુ જ હતી. ઝેલમ નદીમાં સખ્ત પૂર ચડયું હતું. આજુબાજુ પચ્ચીસ ત્રીસ માઇલ સુધીનો પ્રદેશ સરિતાના પ્રચંડ વહેણથી ધોવાઇ ગયો હતો. આગળ પ્રયાણ કરવું અશક્ય હતું. પ્રભુ ઈચ્છાને માન આપી હરનાથે સાત દિવસ સુધી મુકામ રાવલપીન્ડીમાં જ શ્રી કાલીમાતાના મંદિરના પૂજારી મહાશય ભટ્ટાચાર્યને ત્યાં રાખ્યો હતો. આ મહાશયમાં હરનાથને જોતાં જ કુદરતી રીતે તેમના પ્રત્યે સ્નેહ ભાવ જાગ્રત થયો અને તેમને પ્રસન્ન રાખવા અનેક ઉપાયો યોજવા લાગ્યા. હરનાથને તો કાશ્મીર જવાની જ તીવ્ર ઇચ્છા હતી. અનુકુળ સમયની રાહ આતુરનયને જોઇ રહ્યા. છેવટે હરનાથે પોતાની મુશ્કેલી આ મહાશયને જણાવી અને જો તેમનાથી બની શકે તો યથાશક્તિ મદદ કરવા વિનંતી કરી. પ્રેમ વિવશ આ મહાશયે એક નાનુ ટટ્ટુ તેમને આપ્યુ. ટટ્ટુની મદદથી હરનાથ ઝેલમ નદીના કોહાટના પૂલ સુધી પહોંચી શકયા ને પૂલ ઓળંગી કાશ્મીર સંસ્થાનની હદમાં પ્રવેશ કર્યો. મેઘની પ્રચંડ ધારાઓ હજુ પણ ઝડી વરસાવી રહી હતી. જળપ્રલય સમીપ જ આવી પહોંચ્યો હોય તેમ સર્વત્ર પાણી વિના કશું જ નજરે પડતું ન હતું. કોહાટનો પૂલ જે કાશ્મીર અને હિન્દની હદોની સીમારૂપ છે તે પણ આ પ્રચંડ પ્રલયપૂરમાં ઘસડાઈ ગયો હતો. સામે કિનારે પહોંચવું અશક્ય હતું. બન્ને કિનારે રાજ્યના

માણસો ભંગાણુ સાંધવા અવિરત શ્રમ ઉઠાવી રહ્યા હતા. પાંચસાત કલાકના સતત પ્રયત્ન બાદ રાજ્યનો એક માણસ સામી બાજુ એક દોરડા સાથે કિનારે આવવા સફળ થયો. ટપાલ અને માણસોને એકપારથી બીજેપાર લઈ જવા માટે સ્ટેઈટના ઇજનેર મી. એટકીનસન ઝુલામાં પથ્થરો ભરી સામેપાર લઈ જવાનો અખતરો કરી રહ્યા હતા. આ સાહેબ પાસે હરનાથ ગયા અને સામે કિનારે ઝુલ્લામાં બેસાડી પહોંચાડવા વિનંતી કીધી. સાહેબે પહેલાં તો હરનાથને ના પાડી પરંતુ તેના આગ્રહથી ઝુલ્લામાં બેસાડી સામે કિનારે પહોંચાડવા રજા આપી. હરનાથ આ ઝુલ્લામાં બેઠા અને સામેપારથી ઝુલ્લાની સાંકળ ખેંચી. ઝુલ્લો નદીના મધ્ય ભાગમાં પહોંચ્યો ત્યારે સાંકળ તૂટી જવાનો ભય લાગ્યો. ભયથી હરનાથ આકાશ સામું જોઈ પરમાત્માના યશોગાન ગાઈ રહ્યા. સૌના આશ્ચર્ય વચ્ચે હરનાથ નીર્વિઘ્ને સામેપાર આવી પહોંચ્યા. અહીંથી ચકોતી જવા માટે હરનાથે પ્રયાણ કર્યું. રસ્તામાં અન્ય ફાંટા પડેલા હોવાથી કયે માર્ગે જવું તે હરનાથ સમજી શકયા નહિ. એટલામાં ત્યાં ઉભેલા સાહેબને સાચો રસ્તો બતાવવા વિનંતી કરી. સાહેબની સાથે હરનાથે આગળ જવા માંડયુ પણ આગળ એક અતિવિકટ રસ્તો હોવાથી સાહેબે આગળ વધવા ના પાડી છતાં હરનાથે તો ભગવાનપર ભરોસો રાખી આગળ ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં હરનાથ

પહાડની નજીક આવી પહોંચ્યા. આ વખતે સૂરજ અસ્ત થયો હતો અને ચોમેર અંધારૂં છવાઈ ગયુ હતું. આવા ભયાનક સ્થળે કોઈ સાથ વિના શું કરવું તેની મુંઝવણ હરનાથને થવા માંડી પણ પ્રભુકૃપાએ એક વૃદ્ધ બાઈને ઉભેલી જોઈ. આ બાઈની મદદથી હરનાથ પહાડ ઉપર ચઢી ગયા. ઉપર ગયા પછી આ પહાડનો એક ભાગ તૂટી પડયો. હરનાથ ચકોતી પહોંચ્યા અને રાત્રી ડાક બંગલામાં પસાર કરી. સવાર પડતાં હરનાથે થાક, ભૂખ, અને તરસની દરકાર કર્યા વિના અત્યાર સુધી આગળ પ્રયાણ કર્યા કર્યું હતું. તરસ અને ભૂખને વિદારવાનો વિચાર કરતા હતા ત્યાં એમની નજર એક ઝાડ ઉપર લટકતા મોટા ફળ ઉપર પડી. હરનાથને ભગવાન બધી જ રીતે સહાય કરતા હતાં. આ ફળ તોડી ખાધાથી તેમની ભૂખ અને તરસ દૂર થઈ. ચકોતીથી ઉરી અને ઉરીથી ખડમોહ્રા અને ખડમોહ્રાથી શ્રીનગર રાત્રીના સમયે હરનાથ પહોંચ્યા. હરનાથે રાત્રી ઝુલતી બોટમાં પસાર કરી અને સવાર થતાં શ્રીયુત મહેશચંદ્ર વિશ્વાસના મુકામે પહોંચ્યા. હરનાથને અચાનક આવેલા જોઈને મહાશય બહુ પ્રસન્ન થયાં.

## પ્રકરણ ૨૦ મું

## મહેશચંદ્ર વિશ્વાસ સાથે હરનાથનો મેળાપ

શ્રીયુત્ મહેશચંદ્ર વિશ્વાસના ઘરની સામે કૈલાસ પતિનુ એક વિશાળ મંદિર હતું. હરનાથ કૈલાસ પતિના

દર્શન કરી પોતાને ધન્ય માનવા લાગ્યા. મહાશયે હરનાથને કહ્યું "આ કૈલાસપતિના દર્શન કરવાનું સૌભાગ્ય દરેકને પ્રાપ્ત થતું નથી" હરનાથે કહ્યું, "મહાશય! કેવળ સંકટ સહન કરી પુષ્કળ પૈસા ખરચી કાશ્મીર અવાતું નથી. મારુ અહોભાગ્ય કે તમારા પ્રેમથી આકર્ષાઈને મારે નોકરી અર્થે અહીં આવવાનુ થયુ." મહેશચન્દ્રે કહ્યું, "હું તો નિમિત્ત માત્ર છું. તમારા ભાગ્યમાં કૈલાસપતિના દર્શનનુ સુખ લખેલુ તે કોણ મિથ્યા કરી શકે." હરનાથ બોલ્યા, "મેં તમોને નોકરી માટે લખ્યુ નહોતું પણ એકવાર તમને કાશ્મીરનો પ્રવાસ કરવા મારી ઈચ્છા જણાવી હતી. તેમ છતાં તમે મારે માટે પરિશ્રમ લઈ નોકરીનું નક્કી કરી દીધું તે માટે હું તમારો ઋણી છું." મહેશચંદ્ર બોલ્યા, "તમારે મારો ઉપકાર માનવાનુ કાંઈ કારણ નથી. મારે તો તમારી સાથે પરમ મિત્રતા છે. કાશ્મીર જોવાની ઈચ્છા થઈ અને પ્રવાસમાં વધુ ખર્ચ ન થાય એ દૃષ્ટિથી જ રાજ્યની નોકરીની વ્યવસ્થા મેં કરી." હરનાથે કહ્યું, "તમે મારે માટે જે પ્રેમભાવ દાખવ્યો છે તેનું વર્ણન થઈ શકે એમ નથી." મહેશચંદ્રે કહ્યું કે, "તમને રસ્તામાં ઘણી હાડમારી પડી હશે તો હવે અહીં પાંચ છ દિવસ આરામ કરો અને ત્યાર પછી રાજદરબારમાં જઈ તમારી નોકરી સંભાળો." મહેશચંદ્રના કહેવા પ્રમાણે હરનાથ તેમને ઘેર રોકાયા. ત્યાર પછી રાયબહાદુર જયન્તિપ્રસાદ

જેઓ કાશ્મીર રાજ્યના ધાર્મિક ટ્રસ્ટ વિભાગના અધિકારી હતા તેમની સાથે પરિચય કરાવ્યો: રાયબહાદૂર હરનાથને પોતાને ઘેર તેડી ગયા. હરનાથ સાથેની વાતચીતથી રાયબહાદૂર ઘણા જ ખૂશ થયા અને ધર્મખાતાના એક અમલદાર તરીકે તેઓએ હરનાથની નીમણુંક કરી.

## પ્રકરણ ૨૧મું

## કાશ્મીરની ધર્માર્થ ઓફીસમાં હરનાથ.

અમરનાથની યાત્રાએ જનારા યાત્રાળુઓની સગવડ માટે કાશ્મીર રાજ્યે એક ધર્માર્થ વિભાગની સ્થાપના કરી છે. આ વિભાગદ્વારા યાત્રાળુઓને ખોરાક, પાણી અને રહેવાને માટે સારી વ્યવસ્થા કરી આપવામાં આવે છે. દુઃખી દરદીને દવા વગેરેનો બંદોબસ્ત કરી આપવામાં આવે છે. ઉનાળાના દિવસોમાં આ વિભાગ શ્રીનગરમાં અને શિયાળામાં જમ્મુમાં કાર્ય કરે છે. હરનાથ આ વિભાગના મદદનીશ અધિકારી તરીકે કાર્ય કરતા હતા. હરનાથની કાર્યદક્ષતાથી દીવાન એટલા બધા પ્રસન્ન થયા હતા કે તેઓએ હરનાથ પોતાની ફરજો સ્વતંત્રપણે બજાવી શકે ને તેમના કાર્યમાં રાજ્ય તરફથી જરા પણ ડખલ ઊભી ન થાય એવો હુકમ કર્યો હતો.

એક દિવસ એક અજબ ઘટના બની. સાંજના સમયે મહારાજા પર લખેલો એક અગત્યનો પત્ર દીવાનને મળ્યો.

મહારાજા બહાર ગએલા હોવાથી આ પત્ર દીવાને હરનાથને રાખવા આપ્યો ને સવારે પાછો આપવા કહ્યું. બીજે દિવસે સવારે દીવાન કચેરીએ આવ્યા, પરંતુ હરનાથ કચેરીમાં કહ્યા મુજબ આવ્યા નહતા. મહારાજાનો પત્ર અગત્યનો હોવાથી દીવાનને સ્વયં હરનાથને ત્યાં જવું પડયું. હરનાથના નોકરે દીવાનને કહ્યું કે હરનાથ ઓરડાનો દરવાજો બંધ કરી પૂજનમાં બેઠેલા છે અને તેમને બહાર આવતાં સમય લાગશે. દીવાને હરનાથને બહારથી બૂમ પાડી પણ કંઈ જવાબ મળ્યો નહિ એટલે તેને ઓરડાના દરવાજાને ધક્કો માર્યો. ધક્કાથી ઓરડાનું બારણું ઉઘડી ગયુ. ઘણા જ આશ્ચર્યમાં દીવાને ચારે પાસ પ્રકાશ ફેલાયેલો જોયો. હરનાથને પદ્માસન વાળી હાથ જોડી સમાધી દશામાં બેઠેલા જોયા. તેમની સામે ચાર ભુજ અને ત્રણ આંખોવાળાં પ્રસન્ન મુખવાળાં ઉભેલાં દેવીને જોયાં. આ દૃશ્યથી દીવાન આશ્ચર્યમાં ડૂબી ગયા. શું કરવું તેની સમજ ન પડી. શાંતિથી શુદ્ધીમાં આવતાં તેઓ ઓરડાની બહાર એક કલાક સુધી હરનાથની રાહ જોતા ઉભા રહ્યા. હરનાથ પૂજાનું કાર્ય પતાવી એક કલાક બાદ બહાર આવ્યા. દીવાન સાહેબને પોતાને ત્યાં આવેલા જોઈ હરનાથને પત્રની વાત યાદ આવી, અને સમયસર ઓફીસે ન જઈ શકવાથી પોતાની દીલગીરી દર્શાવી માફી માંગવા લાગ્યા. દીવાન સાહેબે આમ કરતાં તેમને અટકાવ્યા.

અને પોતે તેમને પૂજામાં ખલેલ પહોંચાડી તેને માટે દીલગીરી બતાવી અને જે દેવી તેમની પાસે ઉભાં હતાં તેમના આશીર્વાદ મેળવવાની વિનંતી કરી. હરનાથ એકનિષ્ઠાથી ભક્તિ કરતાં કરતાં ધ્યાનમગ્ન બની જતા જાણી દીવાન ઘણુા પ્રસન્ન થયા ને પૂજાના ઓરડામાં અનુભવેલા પ્રકાશના ચમત્કારનો વિચાર કરતા કરતા હરનાથના ટેબલની ચાવી લઈને કચેરીએ ગયા.

દરરોજના નિત્ય ક્રમ પ્રમાણે હરનાથ પોતાની કચેરીનુ કાર્ય પતાવી દરરોજ જંગલોમાં અને મંદિરોમા જતા. એક વખતે ફતેહકડાલ પાસેના જંગલમાં હરનાથ એકલા બેઠા હતા ત્યા તેમણે ત્રણ માણસોને જંગલના પહાડ ઉપર જોયા. આ પહાડના કોતરમા જંગલી પ્રાણીઓએ ઠંડીની મોસમમાં જ્યારે ત્યાં બહુ બરફ પડે ત્યારે પોતાના નિર્વાહ માટે શાકભાજી, તથા અનાજ ભરી રાખ્યુ હતું તેને ઉઠાવી જવાનો આ માણસો વિચાર કરતાં હતા. હરનાથ ત્યાં ગયા ત્યારે આ માણસોએ હરનાથ રાજ્યના અધિકારી છે એમ જાણ્યુ ને તેમને ત્યાંથી કેમ દૂર કરવા તેનો વિચાર કરવા લાગ્યા અને હરનાથને નીચેની ખીણમાં હડસેલી મુકવાના ઇરાદાથી તેમનો હાથ પકડયો. હાથ પકડતાં તેમને વીજળીનો મોટો ઝટકો લાગ્યો અને તેમને ભારે ઈજા થઈ. એક માણસ ત્યાં મરણ પામ્યો અને બીજાનો

પગ ભોટો પડી ગયો. ફક્ત ત્રીજો માણસ નસીબયોગે બચી ગયો.

એક વખતે હરનાથ નશિમ બાગ પાસે આવેલી હઝરત બાઈ મસ્જીદમાં એક ફકીરને મળવા ગયા. આ ફકીર હરનાથને બહુ ચાહતા હતા રામકૃષ્ણ મિશનના સ્વામી વિવેકાનન્દ આ ફકીરના એક ચેલાને હિન્દુધર્મમાં લાવવા મથતા હતા. ફકીરને સ્વામી વિવેકાનન્દની આ વલણ પસંદ પડી નહિ. ફકીરે સ્વામી વિવેકાનન્દને તેના ચેલાનું મન બદલતા રોકયા અને તેમ કરવાનું જો તેઓ ચાલુ રાખશે તો ત્રણ દિવસ પછી લોહીની ઉલટીથી તે મરણ શરણ થશે એમ જણાવ્યુ. ફકીરે આ બાબતથી સ્વામી વિવેકાનન્દને સમજાવવા હરનાથને વિનંતી કરી. હરનાથે સ્વામી વિવેકાનન્દને પોતાનો દુરાગ્રહ છોડવા માટે સમજાવ્યા પરંતુ તેઓએ તે વાત માની નહિ. ફકીરના કહેવા મુજબ સ્વામી વિવેકાનન્દને ત્રણ દિવસ બાદ લોહીની ઉલટી થઈ અને પોતાનો જીવ બચાવવા તેઓને એકાએક કાશ્મીર છોડવું પડયુ.

શ્રીનગર અને જમ્મુના ઘણા વિખ્યાત સાધુ સંન્યાસીઓ, ફકીરો, પીરો અને મૌલાઓ હરનાથ સાથે ગાઢ મિત્રતા રાખતા હતા. હરનાથ પણ તેઓને અવારનવ મળતા હતા.

શ્રીનગરની બાજુમાં "ઇરીબાગ" એક હિંદુઓનુ પવિત્ર તીર્થ છે. અંહીં દર વર્ષે વૈશાખ સુદ ૧ને દિવસે ઉત્સવ થાય છે ત્યારે ઘણા હિંદુઓ તેનો લાભ લે છે. ઇરીબાગથી થોડે દૂરજતા એક દ્વીપમાં શ્રીક્ષીરભવાની દેવી અને મહાદેવની મૂર્તિ સ્થાપન કરેલી છે. આ સ્થળે એક પથ્થરનો કુંડ બાધેલો છે આ કુંડ પાસે બેસી એક કૌશેણ માધુ નામના મહાપુરુષે આરાધના કરી સીદ્ધિ મેળવી હતી ત્યાના લોકોની માન્યતા છે કે દેવી ભગવતીની આજ્ઞાથી આ કુંડનુ પાણી કોઇ વખતે લોહી જેવા રંગનું, કોઈ વખતે ધુમ્મ્ર જેવુ, કોઇ વખતે સ્વચ્છ નિર્મળ અને કોઈ વખતે કાદવ જેવું એમ જુદા જુદા રંગનું રૂપ ધારણ કરે છે. હરિ પર્વતની બાજુમાં બદામ બાગ આવેલો છે. આ બાગમા અસખ્ય બદામના વૃક્ષો છે. આ ઠેકાણે કિલ્લામા શ્રીદુર્ગાદેવીનુ મંદિર છે. અંહીંથી થોડે દૂર જતા પૃથ્વીના સ્વર્ગસમો કાશ્મીરનો રાજમહેલ આવેલો છે. આ રાજમહેલની સામે જહેલમ નદીનો પ્રદેશ છે. ફક્ત દશ હાથ જેટલી સીડી ચઢ્યા પછી એક વિશાળ રાજ મહેલનુ ચોગાન આવેલુ છે આ રાજમહેલની દક્ષિણ બાજુમા નક્કર સોનાનું બનાવેલુ મનોહર મદિર આવેલુ છે મદિરમાં શ્રીરાધાકૃષ્ણની યુગલ મૂર્તિની પ્રતિષ્ઠા કરવામા આવી છે હરનાથ પોતાની ફરજ પૂરી કરી આ મદિરમા જઈ શાંતિથી પ્રભુભક્તિ કરતા.

કાશ્મીર આવ્યા બાદ હરનાથ કૃષ્ણભક્તિમાં ઘણા જ મગ્ન રહેતા હતા. તેમનું એકાંતિક જીવન જોઇને અને દિવસનો વધુ ભાગ પ્રભુભક્તિમાં ગાળતા હોવાથી અને દુનિયાના વ્યવહાર પ્રત્યે તેમની ઉદાસીનતા જોતાં શ્રીયુત મહેશચંદ્રના પત્નિને લાગ્યુ કે કદાચ હરનાથ આમ એકાકી જીવન ગાળશે તો ભવિષ્યમા સન્યાસી થાય તો નવાઇ નહિ. હરનાથ ગૃહસ્થાશ્રમી હોવાથી આમ સન્યાસીના માર્ગે જાય એ ઠીક નહિ લાગવાથી તેમણે મોનામુખી પત્ર લખી સૌ. કુસુમકુમારીને પણ હરનાથની સાથે રહેવા કાશ્મીર મોકલી આપવા માતાજી ભગવતીદેવીને સૂચના કરી. સૌ. કુસુમકુમારીને કાશ્મીર મોકલી આપવાની સૂચનાથી માતાજી ભગવતીદેવીને ઘણો આનંદ થયો ને સૌ. કુસુમકુમારીને તરત કાશ્મીર રવાના કરવામાં આવ્યાં.

હરનાથની સાત્વિક શક્તિનો પરિચય તેમના સંબંધમાં આવનાર દરેકને થતો હતો. કાશ્મીરના મહારાજાથી માંડી, રાજ્યના અધીકારીઓ અને પ્રતિષ્ઠિત ગૃહસ્થો તેમને દેવરૂપ ગણતા હતા ને તેમના દર્શનથી કૃતાર્થ માનતા હતા.

## પ્રકરણ ૨૨ મું

### અટલબિહારી નન્દી અને ઠાકુરશ્રીહરનાથની પ્રભુતા.

ભક્તો અને વૈષ્ણવો ઐશ્વર્ય (ચમત્કાર) કરતાં મધુરતાનો વધારે આદર કરે છે. હરનાથના જીવનમાં જે દીવ્ય

ઘટનાઓ બનેલી છે તે હરનાથની પ્રભુતાનો પ્રકાશ પાડવાવાળી છે. ઠાકુરશ્રી હરનાથની સાથે વાતચીત કરવાથી તથા તેઓને પત્ર લખી તેનો જવાબ વાંચતાં મધુરતા અનુભવી પ્રભુપ્રેમનું પાન અનેકોએ કર્યું છે અને કરી રહ્યા છે. તેઓના સાક્ષાત્ દર્શનથી તેમની અખૂટ દિવ્ય શક્તિનો પ્રભાવ દરેક પર પડયા વગર રહેતો નહિ.

રાવલપીન્ડીમાં અને કાશ્મીરમાં ઠાકુરશ્રી હરનાથની પ્રભુતા અદ્‌ભૂત શક્તિના બળથી પ્રકાશિત થઈ ખરી પરંતુ તેનો વિશેષ પ્રકાશ તો ઈ. આઈ. રેલ્વેના હાથરસ સ્ટેશનથી થયો.

ઠાકુરશ્રી હરનાથ કાશ્મીરથી સોનામુખી જ્યારે જ્યારે જતા ત્યારે તેઓ વૃંદાવન ગયા વિના રહેતા નહિ અને શ્રીવૃંદાવન હાથરસ જંકશન થઈને જવું પડતું હતું. આમરે ઈ. સ. ૧૮૯૫માં એક વર્ષની રજા મેળવીને તેઓ ઘર તરફ જવા નીકળ્યા. જ્યારે તેઓ હાથરસ સ્ટેશને આવ્યા ત્યારે શ્રીવૃંદાવન જવાની ગાડી ઉપડી ગઈ હતી. થોડા વખત પછી હરનાથે ટીકીટ ઓફીસની બારી આગળ જઇ ટીકીટ માસ્તર પાસે વૃંદાવન જવાની ટીકીટની માંગણી કરી. ટીકીટ માસ્તરે તેમને કહ્યુ કે વૃંદાવન જવાની ગાડીને નવ કલાકની વાર છે અને તેથી ટીકીટ આપવાના સમયને વાર છે. હરનાથે તેમને કહ્યુ કે વૃંદાવન જવાને એક ખાસ

ગાડી આવે છે તેમાં તેમને ત્યાં જવાનું છે. ટીકીટ માસ્તર આ સાંભળી ગુસ્સે થયા અને હરનાથને ગાડી આવે ત્યારે ટીકીટ લેવા આવવું અને તે દરમ્યાન મુસાફરખાનામાં રોકાવાનુ કહ્યુ.

હરનાથ સ્ટેશનથી થોડે દૂર એક સ્થાને બેસી ઉપદેશ આપવા લાગ્યા. ચારેબાજુ ઘણાં માણસો ઉભાં ઉભાં અને બેઠા બેઠાં ઉપદેશ સાભળતાં હતા. હરનાથે મેલો કોટ, પાટલુન તથા માથા ઉપર એક જુની ટોપી પહેરી હતી અને દાઢીનો દેખાવ પણ તેના જેવો જ હતો. આવું જોતાં સાધારણ મનુષ્યને તેમને જોતા ભક્તિનો ઉદય થાય તેવું કંઈ જોવામાં આવતું ન હતું. લોકોના ટોળા જોઈને હાથરસ સ્ટેશનના હેડ બુકીંગ કલાર્ક શ્રીયુત અટલબિહારી નન્દી તે ઠેકાણે ગયા અને હરનાથની વાતો સાંભળવા લાગ્યા. ઈશ્વર સંબંધી અનેક વાતો હરનાથના મુખથી સાંભળતાં શ્રોતાઓ પોતાને ધન્ય માનવા લાગ્યા અને કહેવા લાગ્યા કે આ હરનાથ ખરેખર ઉચ્ચશ્રેણીના સાધુ-પુરૂષ છે.

થોડા વખત પછી હાથરસ સ્ટેશને તારથી ખબર આવ્યા કે શ્રીવૃંદાવનના યાત્રાળુઓની વધારે સંખ્યા હોવાથી

નન્દીએ આ વખતે ટીકીટ બારીમાંથી જોતાં તેઓએ થોડો વખત પહેલાં તે સાધુને ઉપદેશ આપતા જોયા હતા. તેની સાથે આસીસ્ટન્ટને વાદવિવાદ કરતો જોઇને હરનાથને પોતાના ઓરડામાં બોલાવી વૃંદાવન જવાની ટીકીટ આપવા બંદોબસ્ત કરી આપ્યો. ત્યાર પછી શ્રીયુત્ અટલબિહારીનન્દીએ તેમને પૂછયુ કે, "તમે હસ્તરેખા જુઓ છો?" એમ કહી પોતાનો જમણો હાથ હરનાથની સામે લાંબો કર્યો. હરનાથે કહ્યું, "હાથ જોવાની જરૂર નથી પણ તમારે જે પ્રશ્ન પૂછવો હોય તે પૂછો હું યથાશક્તિ જવાબ આપીશ."

શ્રીયુત્ અટલબિહારીનન્દી પ્રશ્ન પૂછવા લાગ્યા, અને હરનાથ જવાબ આપવા લાગ્યા. અટલબિહારીની ભૂતકાળની બધી વાતો હરનાથે કહી સંભળાવી. હરનાથે તેમને કહ્યું. "તમને મેલેરીયા તાવ થયો હતો. તમે દિલ્હીથી ગાઝીઆબાદ ગયા ત્યાં તમને શૂલ રોગની વેદના શરૂ થઈ છે, અને હજુ પણ તમે તે ભોગવો છો." વધુમાં તેમણે કહ્યું, "બાબા! તમારા પત્નિને આશ્વાસન આપીને કહેજો કે તેના છાતીના દરદની અવધી આવી રહી છે અને તેઓ જલદી તે દરદથી મુક્ત થશે." હરનાથની આ વાતો સાંભળી અટલબિહારીનન્દી ઘણા ખુશ થયા અને તેમણે હરનાથને તે દિવસે શ્રીવૃંદાવન જવાનું મોકુફ રાખી પોતાને ઘેર

આવવા આગ્રહ કર્યો. હરનાથે જવાબમાં કહ્યું કે ખાસ ગાડીમાં શ્રીવૃંદાવન ગયા વગર તેમને છૂટકો નથી. પરંતુ ત્યાંથી પાછા ફરતાં તેમને જરૂરથી મળવાનું વચન આપ્યુ. હરનાથ ખાસ ગાડીમાં શ્રીવૃંદાવન ગયા.

શ્રીયુત્ અટલબિહારીનન્દી ઓફીસનું કાર્ય પતાવી ઘેર ગયા ત્યારે તેમનાં પત્નિ શ્રીમની સારી દેવીએ પોતાને સ્વપ્નમાં એક સાધુના દર્શન થયાં અને સાધુએ તેનાં છાતીનાં દરદ માટે આશ્વાસનની વાત કરી હતી તે તેમને કહી. હરનાથે જે વાત હરનાથે તેમને સ્ટેશન ઉપર કહી હતી તે વાત તેમના પત્નિએ કહી સંભળાવી તેથી તે બહુ તાજ્જુબ થયા. હરનાથના કહ્યા મુજબ શ્રીમતી સારીદેવીનું છાતીનું દર્દ મટી ગયુ અને તેમના શરીરમાં એક નવી શક્તિનો સંચાર થતાં મન આનંદથી નાચી ઉઠયું.

હરનાથ શ્રીવૃંદાવનથી પાછા ફરતાં વચન આપ્યા પ્રમાણે શ્રીયુત અટલબિહારીનન્દીને હાથરસ સ્ટેશને મળ્યા. નન્દીબાબુ હરનાથને પોતાના મુકામ ઉપર લઈ આવ્યા. હરનાથે શ્રીમતી સારીદેવીને કહ્યું, "મા! આજે હું તમારી મહેમાનગીરી ચાખવા માટે આવ્યો છું." હરનાથ ઉચ્ચ કોટીના બ્રાહ્મણ હોવાથી શ્રીમની સારીદેવીએ પોતાની પાસે રહેનારા એક વૃદ્ધ બ્રાહ્મણ વિધવા બાઇને ત્યાં હરનાથ માટે રસોઈ કરાવી ત્યાં જમાડવાનો બંદોબસ્ત કર્યો.

બ્રાહ્મણ વિધવા બાઈએ હરનાથ માટે રસોઈ બનાવી અને હરનાથ ત્યાં જમવા ગયા. આ વિધવા બાઈને એક તરૂણ ઉમરની છોકરી હતી, જેનો પતિએ ત્યાગ કર્યો હતો. હરનાથને જોઈ તેને મોહ ઉત્પન્ન થયો.

હરનાથ ત્યાં જમીને શ્રીમતી સારીદેવીને ત્યાં આવ્યા. શ્રીમતી સારીદેવીએ ભોજન કેવું હતું તે પૂછતાં હરનાથ બોલ્યા, "મા! ભોજન બહુ સુંદર હતું પણ ભોજનમાં શુદ્ધ પ્રેમના મસાલાની ન્યૂનતા હતી." વધુમાં તેઓએ કહ્યું, "મા! હું તમારા હાથની રસોઇ જમવા આવ્યો અને તમે તો મને તમારે ત્યાં ન જમાડતાં બીજે ઠેકાણે જમવા મોકલી દીધો." શ્રીમતી સારીદેવી બોલ્યાં, "બાબા! તમે ઉચ્ચ કોટીના બ્રાહ્મણ છો અને અમો શુદ્ર છીએ. અમારાથી તમને કેવી રીતે જમાડાય." હરનાથ બોલ્યા, "મા! ન્યાત જાતના બંધન એતો મનની વાત છે. તેને શરીર અથવા જન્મ સાથે કંઈ સંબંધ નથી. હું મારા ભક્તો સાથે ન્યાતિ જાતિ રાખતો નથી. હવેથી હું તમારૂ ઘર છોડી બીજે જમવા જવાનો નથી. તમારે મને ભોજન કરાવવુ હોય તો મને તમારા હાથની બનાવેલી રસોઇ જમાડો, નહિ તો હું બીજે સ્થળે ભોજન માટે ચાલ્યો જઇશ." શ્રીમતી સારીદેવીએ હરનાથને કહ્યું, "આપ આજની ગત્રીજ ત્યાં પ્રસાદ લેજો નહીં તો તે બાઈને ખોટું લાગશે. કાલથી આપનો પ્રસાદ હું અહિં જ તૈયાર કરીશ."

હું ત્યાંથી જમવાનુ પડતું મૂકી સીધો તમારે ત્યાં આવ્યો, તે સિવાય મને કાંઇ ખબર નથી. આ બનાવથી છોકરીના હૃદયની મલીનતા દૂર થઇ અને પવિત્ર બની ભગવાનની ભક્તિમાં જીવન વ્યતીત કરવા લાગી. હરનાથના આશી-ર્વાદથી આ છોકરીનો પતિ પોતાનું ચારિત્ર્ય શુદ્ધ કરી પોતાની પત્નીને પોતાના મુકામે લઇ જઇ એક આદર્શ ગૃહસ્થી જીવન ગાળતો થયો.

શ્રીયુત અટલબિહારીનન્દી હરનાથની દિવ્ય શક્તિનો અનુભવ થવાથી તેને પોતાના ગુરૂ તરીકે માનવા લાગ્યા અને તેમને પૂછ્યા વગર કાંઇ કરતા નહતા. હરનાથ જ્યારે કાશ્મીર રાજ્યની નોકરીમાં હતા ત્યાં તેઓ હરનાથને અવારનવાર પત્ર લખ્યા કરતા હતા. અટલબિહારીનન્દી ચાલુ પત્ર વ્યવહારથી હરનાથના ગાઢ સંબંધમાં આવ્યા અને હરનાથ તેમને આગામી દુઃખના વાદળની આગળથી ચેતાવી તેમાં તેનું અદ્ભુત રક્ષણ કરતા.

અંતરમાં ચેતના હતી તેથી તેઓ હરનાથને પોતાની પાસે બેઠેલા જોતાં અને તેના દરદમાં તેમને શાંતિ રહેતી હતી.

## પ્રકરણ ૨૩ મું

### પ્રભુ હરનાથની પ્રભુતાનો પ્રથમ પરિચય.

(સ્વ.) શ્રીયુત અટલબિહારીનન્દીએ ઠાકુરશ્રી હરનાથની દિવ્ય શક્તિના અનુભવની વાતો વિદ્વાન શિરોમણી શ્રીયુત (સ્વ.) બાબુ શિશિર કુમાર ઘોષને પત્રદ્વારા લખી. ઠાકુરશ્રી હરનાથ એક વખતે કલકત્તા ગયા હતા ત્યાં તે બાબતની તેઓને ખાત્રી થતાં ઠાકુરશ્રી હરનાથ એક ઉચ્ચ, કોટિના મહાપુરૂષ હોઇ તેઓનુ દિવ્ય પ્રભુતામય જીવન, તેમની ઉચ્ચ કોટિની કૃષ્ણભક્તિ, તેઓનો પ્રાણી માત્ર ઉપર અનહદ પ્રેમ અને જે કોઇ તેમના સંસર્ગમાં આવે છે તે તેમના પ્રેમને વશ થાય છે વગેરે અનુભવોનું એક પુસ્તક જન કલ્યાણ અર્થે તેઓએ પ્રગટ કરવા વિચાર દર્શાવ્યો. દૈવી ઇચ્છા બલવાન છે એ સૂત્ર અનુસાર તેઓના અવસાનને લઇને તે પુસ્તક પ્રગટ થઇ શક્યું નહિ. પરંતુ તેઓના અધ્યાત્મ વિદ્યાના સુપ્રસિદ્ધ The Hindu spiritual Magazine ડીસે. ૧૯૦૭, જાન્યુ. અને ફેબ્રુઆરી ૧૯૦૮ના (માસિકમાં) જાતીઅનુભવ તથા (સ્વ.) શ્રીયુત અટલબિહારીનન્દીનો અનુભવ તેઓએ પ્રગટ કર્યો



પ્રભુ હરનાથ

હતો. પ્રભુ હરનાથનો જનસમાજને પ્રથમ પરિચય હોવાથી તેનુ ભાષાન્તર આપવામા આવે છે:—

મેગેઝીનમાં બાબુ શીશિરકુમાર ઘોષ લખે છે —

"હુસેનખાન, હોમ, પ્રભૃતિ જગતના આધ્યાત્મિક શક્તિવાળા પુરુષોમાં અને હરનાથમાં એક પ્રકારનો ચોખ્ખો તફાવત છે તે એ કે, તેઓ અલૌકિક શક્તિ ધરાવતા ખરા પણ હરનાથમા એ સઘળી શકિતઓ ઉપરાન્ત ઉચ્ચ કોટિના સંતના ગુણો છે. બીજાઓ સ્થૂલ ઇંદ્રિઓને લગતા ચમત્કાર કરી શકતા, જેમકે વસ્તુઓ અદ્ધર ગખતા અગર ખસેડતા, પણ હરનાથ નાસ્તિકોને ભક્ત બનાવે છે, અસાધ્ય વ્યાધિ મટાડે છે અને હિંસક પ્રાણીઓ પાળેલા જાનવર પેઠે તેમને અનુસરે છે અને તેમના હાથ, પગ ચાટે છે.

"હરનાથની સિદ્ધિઓમાંની કેટલીક મુખ્ય મુખ્ય સિદ્ધિઓ અમે ગણાવીએ છીએ —

(૧) નાસ્તિકોના જીવનમાં પરિવર્તન કરી તેમને પવિત્ર ભક્તો બનાવવાની શક્તિ.

(૨) હિંસક પ્રાણીઓને વશીભૂત કરવાની શક્તિ

(૩) પોતાના સ્થૂલ દેહથી લિંગ દેહને છૂટો પાડી તેને ઘણે દૂર મોકલવાની શક્તિ.

(૪) ભવિષ્ય જાણવાની શક્તિ.

(૫) અન્ય લોકમાં રહેનાર આત્માઓના તથા અતિ-દૂરના શબ્દ સાંભળવાની શક્તિ.

(૬) અપારદર્શક વસ્તુમાંથી અથવા ઘણે દૂરની વસ્તુ જોવાની શક્તિ.

"જેઓ ઠાકુરશ્રી હરનાથના પરિચયમાં આવ્યા છે તેઓ સર્વ એકમતે હરનાથની શક્તિની અનુભવ સિદ્ધ ખાત્રી આપે છે. આટલુ છતાં પણ હરનાથના પૂજનીય-પણાનો આધાર એમની અલૌકિક સિદ્ધિઓ ઉપર નથી. સિદ્ધિ વડે જગતને મંત્રમુગ્ધ કરી શકાય પરંતુ સમાજમાં પૂજ્ય થવાતું નથી. પૃજ્ય થવાને કાંઇક જુદા જ પ્રકારની સિદ્ધિની જરૂર છે તે ઉચ્ચતમ કોટિનું વર્તન, સર્વ ઉપર નિઃસીમપ્રેમ, પ્રભાવશાલી પ્રતિભા. સિદ્ધિ વડે કોઇ મહાત્મા પૂજાયા નથી. વિશ્વવંદ્ય ઇશુખ્રિસ્તની સિદ્ધિઓને નજરે જોનાર ફેરિશીઓ તેમને વધસ્તંભ ઉપર જકડતાં ડર્યા ને હતા. ઇસુ સિદ્ધિ વડે નહિ પણ દિવ્ય પ્રેમ, ક્ષમા અને દીનતાથી જગતના આદરને પામે છે. આ આધુનિક જમાનામાં પ્રભુ હરનાથ સર્વના પૂજ્ય થઇ શક્યા છે. જે કોઇ તેમના સંબંધમાં આવ્યા છે તે તેમના પ્રેમને સહજ વશ થયા છે." "To know him is to love him and to love him is to love him for ever." તેમને ઓળખતાં જ તેમના ઉપર પ્રેમ થાય છે અને પ્રેમ થાય છે એટલે તે પ્રેમ નિરંતર રહે છે.

હરનાથનો જાતિભેદ વગરનો પ્રાણીમાત્ર ઉપરનો વિશ્વપ્રેમ દિવ્ય છે.

"અમારા જાણવામાં આવ્યું છે કે ઠાકુર હરનાથ વિષે પ્રસિદ્ધ થયેલા લખાણ ઉપરથી દેશમાં જ્યાં ત્યાં ખળભળાટ થયો છે, અને હજારો માણસો અમારી પાસે ઠાકુરનું સરનામું માગે છે. પણ અમે તે ઈરાદાપૂર્વક ગુપ્ત રાખ્યુ છે. અમે એ મહાપુરૂષ સાથે પત્રવ્યવહાર ચલાવીએ છીએ. એક સાચા સંતને છાજે એવી નમ્રતાથી તેમણે અમને લખ્યુ છે કે ખાસ જરૂર સિવાય મારૂ સરનામું ગુપ્ત રાખજો, નહિ તો મને બીક રહે છે કે હજારો માણસો મારા શાંતિનિવાસ ઉપર ધસારો કરશે. સૌથી પ્રથમ પૂછનારાઓમાં અમારા સુજ્ઞમિત્ર શ્રીયુત જી. ટુર્નર્. કનવેન્ટ રોડ, કલકત્તા અને લોક વિખ્યાત મહારાજા બહાદુર સર જ્યોતિંદ્ર મોહન ટાગોર હતા. તેમને ઠાકુરનુ સરનામું આપ્યુ હતું. તેમણે એ મહાત્મા ઉપર બારોબાર પત્રો લખ્યા હતા.

"જો કે ઠાકુર બંગાલી છે તોપણ તેઓ પંજાબ, કાશ્મીર અને સંયુક્ત પ્રાંતમાં ઘણાં વર્ષથી રહેતા હોવાથી તેમના શિષ્યોનો મોટો ભાગ ત્યાંના લોકોનો છે. ટુંડલાની અંગ્રેજી સ્કુલના આચાર્ય બાબુ ગોલોકબિહારી મુકરજી કંઈક સવિસ્તાર હેવાલ આપે છેઃ-

"થોડાં વર્ષ અગાઉ તેમની પત્નિ છાતીની નબળાઈને લીધે અસાધ્ય વ્યાધિથી પીડાતી હતી. ઘણીવાર તે અચેત પણ થતી. તેનાથી ફરતું પણ નહિ અને સુવાતું પણ નહિ. વૈદોની દવાથી તેને આરામ થયો નહિ. ડોકટરોએ પણ કહ્યું કે આ અસાધ્ય દરદ છે તેથી તેની જીંદગી બચી શકશે નહિ. તેવા સમયમાં શ્રીયુત ગોલોકવિહારીએ ઠાકુરનું સ્મરણ કર્યું.

"પ્રભુ હરનાથ તે વખતે કાપુન સ્ટેશન ઉપર ડૉ. હેમચંદ્રસેનને ઘેર રહેતા હતા. એ ડોકટર દિલ્હી અને આખા પંજાબમાં પ્રસિદ્ધ હતા આ બાઇનું દરદ વધતું જતું હતું અને તાત્કાલિક મદદની જરૂર હતી તેથી બાબુ ગોલોકબિહારીએ ઠાકુર હરનાથને કાગળ લખવાને બદલે તાર કર્યો અને દરદની ટૂંક વિગત આપી તથા તેની સ્ત્રીને આરામ કરવા વિનંતી કરી. તે જ રાત્રે તે સ્ત્રીના સ્વપ્નમાં ઠાકુર દેખાયા. પોતાને હાથે દરદની જગ્યાએ કંઇક મલમ જેવું ઘસી ગયા. તેને જલદી આરામ થશે અને કદી પણ દરદ થશે નહિ એવું અભય વચન પણ ઠાકુરે તે સ્ત્રીને સ્વપ્નમાં આપ્યું ત્યાર પછી ગોલોક બાબુ ઉપર ઠાકુરનો પત્ર આવ્યો તેમાં તેમણે બરાબર ઉપર પ્રમાણે લખ્યું. તે દિવસથી તે સ્ત્રીને સારૂં થયું અને હવે સંપૂર્ણ આરોગ્ય ભોગવે છે."

દિલ્હીના ડિપ્ટિ કલેકટર બાબુ મહાદેવ છતરજી

પોતાનો અનુભવ લખે છેઃ–

"એકવાર બંડીપુર સ્ટેશન ઉપર તે કેટલાક અગત્યના સરકારી દફતરો ભૂલી ગયા હતા. ઠુંડલે આવતા સુધી તેમને દફતર વિષે કંઈ યાદ રહ્યું નહિ, તેથી મુંઝાઈને તેમણે ગભરાટમાં ઠાકુરને લખ્યું. આ વખતે મહાદેવ બાબુના મનમાં કેટલી ધાસ્તી હશે તેનો માત્ર ખ્યાલ જ કરી લેવો. હરનાથે લખ્યું કે તમારા કાગળો બંડીપુરના અમુક વકીલના કબજામાં સહીસલામત છે. તપાસ કરતાં આ વાત સાચી નીકળી અને તે કાગળો પાછા મળ્યા."

દરદ મટાડવાનો નીચેનો હેવાલ એક સંપૂર્ણ રીતે વિશ્વાસપાત્ર સજ્જન તરફથી મળ્યો છે.

"ઠાકુર હરનાથ એક વખતે તેમને વતન આવ્યા હતા ત્યારે કંઇક કામસર તેમનું પોસ્ટ ઓફીસમાં જવાનું થયુ. ત્યાં બાબુ રાધિકાપ્રસાદ તરફદાર પોસ્ટ માસ્તર હતા. ઠાકુરની સિદ્ધિઓ વિષે તેણે સાંભળ્યું હતું તેથી તેણે પોતાની ત્રણચાર વર્ષની નાની છોકરી તેમની આગળ મૂકી. એ બાળકીને લગભગ એક વરસથી સતત તાવ આવતો હતો. હરનાથે તેને ખોળામાં બેસાડી અને કહ્યું, 'શ્રીકૃષ્ણ તને સાજી કરો.' તે જ દિવસથી તેનો તાવ ઉતરી ગયો.

"ઠાકુર હરનાથની આ શક્તિ તદ્દન નિઃસંદેહ છે. અમારી પાસે પુરવાર કરવાને હજારો પ્રમાણો આવ્યાં

છે. કોઇવાર તે દરદીને હાથ વડે પાસ આપે છે. કોઇને માત્ર મનોબળથી સાજા કરે છે. સાધારણ રીતે તો તે માત્ર આશીર્વાદથી અથવા શ્રીકૃષ્ણની સહાયથી કાર્ય સાધે છે પણ પરિણામ સરખું જ આવે છે. દરદીને પૂરેપૂરો આરામ થાય છે."

મેગેઝીનમાં શ્રીયુત અટલબિહારીનન્દી લખે છેઃ-

"ઈ. સ. ૧૮૯૫માં વાયવ્ય પ્રાંતના હાથરસ સ્ટેશન ઉપર મારો તેમની સાથે મેળાપ થયો. તેમના મેલા ઘેલા પહેરવેશથી પ્રથમ પરિચયે મને ઘૃણા ઉત્પન્ન થઈ. પરિણામે શરૂઆતમાં મેં તેમની સાથે સાધારણ મનુષ્ય માની બેદરકારીથી અને મશ્કરી રુપે વાર્તાલાપ શરૂ કર્યો છતાં તેમની સભ્યતા અને વાણીની મીઠાશથી હું ખરેખર અંજાઈ ગયો. મારા અસભ્ય વર્તન પર ધ્યાન ન આપતાં મારી સામે તેઓ પ્રેમથી જોવા લાગ્યા. સંજોગવશાત્ થોડા સમય પછી ફરી તેમની મુલાકાત થઇ. તેઓ ભેગા થએલા મનુષ્યોને ઉપદેશ આપી રહ્યા હતા. હું પણ ત્યાં જઈ ઉપદેશ સાંભળવા બેઠો. તેમણે રાતના આઠ વાગે ઉપદેશ શરૂ કર્યો ને બે વાગે પૂરો કર્યો. તેમના ઉપદેશનો વિષય તત્વદર્શી હતો ત્યાં એકત્ર થયેલાં તમામ લોકો મંત્ર મુગ્ધ બની ગયાં હતાં. અત્યાર સુધીના મારા જીવનમાં

આ શિવાય બીજો આનંદમય સમય ક્યારે પણ આવ્યો ન હતો. જે લોકો ત્યાં હાજર હતા તેઓ હરનાથને ઉચ્ચમય પદવીના મહાત્મા તરીકે સ્વીકારવા લાગ્યા. ઉપદેશ પૂરો થયા પછી તેમણે મારી સાથે વાર્તાલાપ શરૂ કર્યો. મારા આશ્ચર્ય વચ્ચે તેમણે મારૂં ભૂતકાળનું જીવન અક્ષરશઃ કહી સંભળાવ્યું.

"તમને પહેલાં મેલેરિયા તાવ આવતો હતો તમે દિલ્હીથી ગાજીઆબાદ ગયા હતા ત્યાં તમને પ્રથમ શૂળનું દર્દ થતું હતું હજી પણ તમે તે દરદથી પીડાઓ છો.

"આ પ્રમાણે તેમણે એક પછી એક સઘળી ભૂતકાળની બીના મને કહી સંભળાવી. થોડા વખતમાં મારા સઘળા મિત્રો સાથે તેમને પરિચય થયો. મારૂં શૂળનું દર્દ હરનાથે જ દૂર કર્યું. મનની વ્યથા અને તનના વ્યાધિ દૂર કરનાર તેમના જેવો બીજો કોઈ નથી. હરનાથ ખરેખર ઔષધિ વિના અદ્ભુત રીતે લોકોને સાજા કરી શકે છે. માત્ર કૃષ્ણનું નામ લેવાનું કહે છે. બીજાને વળી બીજું કંઈ કહે છે. ટૂંકમાં તેઓ દરેકને ધર્મનો જ બોધ આપી ક્રિયા કરાવે છે. તેમણે દૂર કરેલા વ્યાધિઓ ઘણાખરા અસાધ્ય હતા.

"મારૂં એકલાનું જ નહિ પણ ઘણાનો ભૂતકાળનું જીવન તેમણે કહ્યું છે. તમે લખો છો કે તે પોતાના દેહમાંથી

બહાર આવી શકે છે એવો બનાવ મેં જાતે ઘણીવાર જોયો છે. તેમાંના થોડા પ્રસંગો આપને વર્ણવુંઃ-

"તે જ્યાં રહે છે તે ગામમાં મારો કાગળ જતાં ત્રણ દિવસ લાગે છે. હંમેશાં મારા કાગળનો જવાબ મને છઠ્ઠે દિવસે મળે છે. પણ એકવાર મેં તેમને કાગળ લખ્યો તેનો ત્રીજે જ દિવસે મારા ઉપર તેમનો પત્ર આવ્યો. આ તેમના શબ્દોઃ—

"હું તમને મારા લિંગ દેહ વડે જોવા આવ્યો હતો ત્યારે મેં તમને કાગળ લખતા જોયા. ઘણું કરીને તમે મારો વિચાર કરતા હતા તેથી જ હું તમારા તરફ ખેંચાયો હોઇશ. તમે કાગળ લખતા હતા તે મેં વાંચ્યો છે. હજી તે મને પહોંચ્યો નથી પણ હું તમને તેનો જવાબ આપુ છું. એ જવાબ વાંચ્યા પછી મારી ખાત્રી થઇ કે તેમણે જરૂર મારો કાગળ વાંચ્યો હશે. ખરેખર જે દિવસે મેં કાગળ લખ્યો તે જ દિવસે એ ઉત્તર લખાયો હતો.

"એક વાર તેમણે મને લખ્યુ હતું કે તમારા ઉપર ભારે વિપત્તિ પડવાની છે પણ ડરશો નહિ. શ્રીકૃષ્ણ તમને સહાય કરશે જ. આ બીનાને થોડા જ દિવસ થયા ને મને શીતળા નીકળ્યા. સત્તર કે અઢાર દિવસ સુધી હું તદ્દન બેભાન રહ્યો. પણ એવી અવસ્થામાં હું તેમને મારી

પથારીની પાસે બેઠેલા અને મધુર વાણીદ્વારા મને આશ્વાસન આપતાં હું જોતો. મેં આ વાત મારી પત્નિને કરી. તે સાંભળીને તે રડવા લાગી. તે એમ સમજી કે કદાચ મારો અંતઃકાળ પાસે હશે પણ થોડાકજ દિવસમાં ઠાકુરે કાગળમાં મારી પત્નિને લખ્યુ કે તમે ચિંતા કરશો નહિ. એતો હું તમારી પાસે આવીને બેસતો હતો.

“હવે મારા જીવનના એક ખરેખર આણીના બનાવ વિષે હું કહું છું. ઠાકુર હરનાથે મને પવિત્ર જીવન ગાળવાનું અને ઇશ્વરભક્તિ કરવાનું શીખવ્યુ હતું તેમ કરવાને હું બનતો પ્રયત્ન કરતો હતો. એકવાર ભરતખંડના તીર્થોની યાત્રાએ નીકળેલી એક સ્ત્રી મારા સ્ટેશન ઉપર આવી. તે શ્રીમંત છે તે હું જાણતો ન હતો, કેમકે તેનો પોષાક સંન્યાસિનીનો હતો. મેં તેનો મારી શક્તિ પ્રમાણે સત્કાર કર્યો. મારી સેવાથી તે શા માટે ઉપકૃત થઈ તેનું કારણ હું જાણતો નથી. પછી તે ઘેર ગઈ અને ત્યાં ગયા પછી તેણે મને એક સ્નેહપૂર્ણ પત્ર લખ્યો. અને સાથે કંઈક ભેટ પણ મોકલી. એ પત્ર તેની તરૂણ વિધવા કન્યાએ લખેલો હતો. પ્રથમ તો તે બાલિકા પોતાની માતાને નામે પત્ર લખતી. પણ પાછળથી તેણે સ્વતંત્ર પત્રવ્યવહાર કરવા માંડયો. આ પ્રમાણે અમારી વચ્ચે કેટલાક મહિના સુધી પત્રવ્યવહાર ચાલ્યો. અને ક્રમેક્રમે અમારા ઉભયના હૃદયમાં સ્નેહની જ્યોતિ

પ્રકટવા લાગી. અમે બંને એકબીજા પ્રત્યે આકર્ષાયાં. તેણે મને લખ્યું કે મારી માતા ઘણાં જ શ્રીમંત છે. હું તેમની એકની એક પુત્રી છું અને જો તમે અત્રે આવશો તો મારૂં ધન, મારો દેહ અને મારૂં સર્વસ્વ તમને અર્પણ કરીશ.

"આ પત્ર વાંચતાની સાથે જ મારૂં મગજ ફરવા લાગ્યું. અને તેના તરફનું આકર્ષણ ઘણું જ બળવાન થયું. હું નોકર હતો તેથી મેં રજા માટે મારા ઉપરીને લખ્યું. રજા પણ એકદમ મંજુર થઇ. હવે બ્હીક માત્ર ઠાકુર હરનાથની રહી, પણ તેમને ગમે તેમ કરીને છેતરવાનો મેં મનસુબો કર્યો. મેં તેમને લખ્યું કે મેં રજા લીધી છે. અને થોડા વખતમાં બહારગામ જવાનો છું અને રજા પૂરી થએથી પાછો હાજર થઇશ. ઠાકુરે તરત જ પૂછાવ્યું કે શા માટે જાઓ છો? તેના જવાબમાં મેં ખરી વાત ન કહી પણ દિવ્યદૃષ્ટિવાળા સર્વજ્ઞ મહાત્મા ગુરૂને મારા જવાબથી સંતોષ ન થયો. તેમણે મને પોતાના છેલ્લા કાગળમાં લખ્યું કે તમે મને ઠગો છો. તમે થોડા વખતમાં અનિતીએ પહોંચવાની તૈયારીમાં છો, પણ યાદ રાખજો કે હું તમારી પાછળ આવીને તમોને બચાવીશ.

"હું તો પ્રેમમાં અંધ બન્યો હતો એટલે આ ચેતવણીને પણ મેં અવગણી કહાડી. સુંદર સ્ત્રી અને તેની

દોલતના લોભથી હું ભાન ભૂલ્યો હતો. મારી સદ્બુદ્ધિ નષ્ટ પામી હતી. સ્ત્રી અને ધનને માટે હું નરકમાં ઝંપલાવવા તત્પર થયો હતો. હું ઠાકુરશ્રીથી સેંકડો માઈલ દૂરને દૂર જતો હતો. હું ધારતો હતો કે આટલે બધે દૂર તે શી રીતે આવશે? મનની આવી સ્થિતિમાં મેં ઘર છોડયું અને નરક તરફ જવા માંડયું.

"જ્યારે હું ત્યાં પહોંચ્યો ત્યારે ઘણા જ પ્રેમથી તે વૃદ્ધ માતાએ મારો સત્કાર કર્યો, ઉત્તમ પકવાન્ન જમાડયા અને એક સુશોભિત ઓરડામાં મને મુકામ આપ્યો. અમે તે ભવ્ય મહેલમાં નોકરચાકર સિવાય માત્ર વૃદ્ધમાતા, હું, અને તેની તરૂણ વિધવા પુત્રી ત્રણ જણાં હતાં. રાત્રે હું સુઈ ગયો કે થોડી જ વારમાં તે બાળા મારા ઓરડામાં આવી. તે અલૌકિક રૂપસંપન્ના હતી.

"પણ પ્રભુની લીલા અગમ્ય છે. હું જાણતો ન હતો કે અમારા ઉભયના કલ્યાણ માટે અમારો આવી રીતે મેળાપ થયો હતો. જ્યારે તે બાળા મારી પાસે આવી ત્યારે મારૂં અંતઃકરણ મને ડંખવા લાગ્યું. તે વિશ્વાસ પૂર્ણ માતાએ મને પુત્ર તરીકે ગણ્યો હતો અને હું તેના ગળાપર છરી ફેરવવા તૈયાર થયો હતો. કોઇ નોકર કે પોતે માતા રખેને આવી પડે તેની મને બીક હતી, તેથી મેં બાળાને પૂછયું કે બધાં બારણાં બંધ કર્યાં? તેણે કહ્યું "હા," છતાં મારી ખાતરી ન થઈ.

"મેં મીણબત્તી લીધી અને અમે બન્ને જણે બારણાની સાંકળ બરાબર તપાસી જોઈ. બરાબર બંધ છે એમ ખાત્રી કરીને અમે પાછાં આવ્યાં અને શય્યામાં બેઠાં, પણ એટલામાં તો ઉઘાડી બારી આગળથી કંઈક અવાજ આવ્યો. મારો ઓરડો બીજે માળે હતો. શેનો અવાજ છે તે જોવાને મેં ઊંચે જોયુ. સત્યાનાશ વળી ગયુ! ઠાકુર હરનાથ પોતે જાણે હવામાં અદ્ધર લટકતા હોય તેમ ઉભા હતા. થોડા વખત પર એક બમિસ મેં તેમને આપ્યુ હતું તે તેમના અંગ ઉપર હતું. તે અત્રે મારો ઉદ્ધાર કરવા આવ્યા હતા, પણ અત્યારે મને તે કડવા ઝેર લાગતા હતા. તે મારા ગુરુ છે, મુક્તિ આપનાર છે અને મને પાપમાંથી ઉગારવા આવ્યા છે એ વાત હું તદ્દન વિસરી ગયો. મેં કહ્યું, "તમારૂં અહીં કંઇ કામ નથી. તમને અહીં કોણે બોલાવ્યા હતા? ચાલ્યા જાઓ." આ ઉપરથી તે છોકરીએ પણ બારી તરફ જોયું અને મને આશ્ચર્યથી પૂછયું કે તમે કોની સાથે વાત કરો છો? મેં કહ્યું કે તમે જોતાં નથી? પણ જેવું તેણે બારી તરફ જોયું કે તરત ઠાકુર અદ્રશ્ય થઈ ગયા. તેણે મને ફરીથી પૂછયું કે એ કોણ હતું? મેં તેને કહ્યું કે હું તમને પછીથી કહીશ. તે મારો ગુરુ હતા. ચાલો આપણે બારી બંધ કરી આવીએ.

"બીજીવાર મને વિક્ષેપ ન થાય તેટલા માટે મેં

તમામ બારીઓ બંધ કરી પાપમાં અંપલાવવા તત્પર હતો. નરકે જવા હું તૈયાર થયો હતો. તેથી બારી બારણાં બંધ કરી હું પુનઃ શય્યા ઉપર આવી બેઠો. પણ ઠાકુર મારાથી હારે તેમ ન હતા. નરકે જવાનો મારો આગ્રહ હતો તેના કરતાં મને ઉગારવાનો આગ્રહ તેમનો વિશેષ હતો. શું તે દયાનિધિ નથી? શું પ્રાણી માત્ર પર તેમનો સ્નેહ ઢળી જતો નથી? નહિ તો વાઘ, ચિત્તા, સર્પો, અજગરો, પશુ પંખીઓ શા માટે તેમની પાછળ ગેલ કરતાં કરતાં આવે? તેમણે ઘરનાં બારણા ધમધમાવવા માંડયાં. એટલા તો જોરથી હલાવ્યા કે જાણે હમણાં જ બધો મહેલ તૂટી પડશે. આથી અમે તો ખૂબ ગભરાયા. અવાજથી નોકરો જાગી ઉઠયા અને માતા પોતે પણ જાગી તે માગ ઓરડામાં આવી. (ત્યાર પહેલાં અમે બારણાં ઉઘાડી નાંખ્યા હતાં.) તેણે મારા ઓરડામાં પોતાની દીકરીને જોઇ. છોકરી તેની મા આગળ જૂઠું બોલી. તેણે કહ્યું કે "ખડખડાટ સાંભળી હું તો હમણાં જ તમારા સૌની આગળ આગળ આવી છું." હવે મને તેઓએ એકલો સૂવા દીધો નહિ. એક ચાકરને મારી સાથે તે જ ઓરડામાં રાખવામાં આવ્યો. શું ભૂત હશે? શું કોઇ ચોર હશે? એવી શંકાઓ તેઓ કરવા લાગ્યાં.

માતાએ કહ્યું "હું પણ ખડખડાટને લીધે ભર ઉંઘમાંથી જાગી ઉઠી અને એબાકળી તમારા ઓરડા તરફ આવી."

"ઠીક. હું તે ઓરડામાં સૂતો. તે બાળા પોતાની માની સાથે સૂતી, પરંતુ અમને ઉંઘ આવી જ નહિ. હૃદયમાં એવું મંથન થતું હતું કે અમે બેઉએ આખી રાત ભયભીત અવસ્થામાં અને અશ્રુપાત કરવામાં ગુજારી. મેં તે બાળાને કહ્યું હતું કે મારા ગુરૂ મહાત્મા છે. અને તેમની શક્તિઓ અતિ અદ્ભૂત છે. પ્રાતઃકાલે મારૂં મન પાપથી તદ્દન મુક્ત થયું હતું. મારા કરતાં તે બાળાના હૃદયમાં થયેલો ફેરફાર વધારે મહત્વનો હતો.

"મને શો બુદ્ધિવિભ્રમ થયો હશે ? ઠાકુર હરનાથ કેટલા દયાળુ છે. આજથી મેં મારો આત્મા તેમને શરણ મુકયો છે. તે જરૂર મારૂં કલ્યાણ કરશે. આ પ્રમાણે તે બાળા બોલતી હતી. ખરે, તેની ભક્તિ અમાનુષિક બની હતી.

" તે દિવસથી મને પવિત્ર જીવન ગાળવાની ફરજ પડી છે. મેં ઇંદ્રિયો ઉપર અધિકાર મેળવ્યો છે. પણ ઠાકુર હરઘડીએ પુછપરછ કરે છે, સૂચના આપે છે, કેમ કે તે બધું જાણે છે અને બધું જુએ છે. તેમની ખાતર મારે શુદ્ધ રહેવું પડે છે.

"ત્યાર પછી હું નોકરી ઉપર હાજર થયો. થોડાક માસ. પછી ઠાકુરનાં મને દર્શન થયાં. મેં તેમને પૂછ્યું કે તે રાત્રી ખરી અણીની વખતે કોણ મારા કાર્યમાં વિક્ષેપ કરવા આવ્યુ હતું? તેમણે જરા હસીને કહ્યું, 'શ્રી કૃષ્ણ પોતે હશે.' મેં કહ્યું, 'નહિ, તેની તો તમારા જ જેવી આકૃતિ હતી. મેં જે ખમિસ તમને મોકલ્યું હતું તે ખમિસ પણ તેણે ધારણ કર્યું હતું.' તેમણે જવાબ આપ્યો, એ તો તમે મને ચાહો છો તેથી જ્યાં ત્યાં તમે મને જુઓ છો. પ્રેમની એ એક નિશાની છે."

## પ્રકરણ ૨૪ મું.

### પાર્થિવ દેહનું વિસર્જન-હરનાથનું દીવ્ય દેહમાં પુનરૂથાન.

ઇ. સ. ૧૮૯૬ના એપ્રીલ માસમાં શીતકાળને લીધે ધર્માર્થ ઓફીસ જમ્મુથી શ્રીનગર લઇ જવા માટે હરનાથે પોતાની સાથે ઘણા માણસો રાખ્યા હતા. હરનાથ અને ઓફીસનો એક મિત્ર બંને ટાંગામાં બેઠા.

બપોરના ટાઇમે જ્યારે ટાંગો એક ઘાડા વનમાથી પસાર થતો હતો ત્યારે તે મિત્રે હરનાથને સમાધિમાં ઉતરતાં અને તેમનો શ્વાસ રૂંધાતો જતો જોયો. હરનાથની આ સ્થિતિ જોઈ તેમના મિત્રે ટાંગો ઉભો રખાવી હરનાથને "ધોબગલી" મુકામ ઉપર ટાંગામાંથી ઉતરાવી જંગલમાં

એક ખાટલા ઉપર સુવાડયા. બપોરના ત્રણ વાગે તેણે હરનાથને ચેતન વગરના જડ થઇ ગયેલા જોયા. આ બનાવથી તેમના મિત્ર ગભરાઇ ગયા, અને જંગલમાં શું કરવું તેની ચિંતામાં પડ્યા.

સ્ટેઈટની પરવાનગી વગર મૃતશરીરનો અગ્નિ સંસ્કાર થાય નહિ. વળી મૃત્યુના સમાચાર રાજ્યમાં મોકલવાથી પૈસાની લાલચે હરનાથને માર્યા હશે એવો વહેમ પણ રાજ્યને થશે વગેરે ચિંતાઓ થવા લાગી. હવે જે થવાનૂ હશે તે ભલે થાય એવા અંતિમ વિચારથી તે મિત્રે ટાંગાવાળાને "મારા" ગામમાં રાજ્યને તાર મારફતે હરનાથના મૃત્યુ સમાચાર પહોંચાડવા તથા તેના મૃત શરીરને અગ્નિ સંસ્કાર કરવાની પરવાનગી મેળવવા મોકલી આપ્યો. મિત્ર પોતે અને બીજો એક માણસ વારાફરતી ખાટલા ઉપર એક બાજુએ બેસી હરનાથના મૃત શરીરની ચોકી કરવા લાગ્યા.

મોડી રાત્રે આકાશમાં વિજળીના ચમકારા થવા લાગ્યા. આકાશની તરફથી તે હરનાથના પગ સુધી પ્રકાશના કિરણોની સીડી થઇ ગઇ અને એક મહાપુરૂષ આ સીડી ઉપરથી નીચે આવ્યા અને હરનાથના મૃત શરીર સાથે વાત કરવા લાગ્યા.

મહાપુરૂષે હરનાથને કહ્યું, "હર ! તમો મૃત્યુ પામ્યા છો.

મૃત શરીરમાંથી જવાબ નીકળ્યો, "હું ખરેખર મૃત્યુ પામ્યો છું તેની મને આ ખબર નવીન નથી તેમજ તે સમાચારથી મને કાંઇ પણ દીલગીરી થતી નથી. મારા મનમાં માત્ર દીલગીરી એટલી જ છે કે આ શરીર મારા માતાજી પાસે પડયુ હોત તો મને શાંતિ થાત. પરંતુ તેને માટે મારે ચિંતા કરવાનુ કાંઇ કારણ નથી. હવે મારી માતાની ઈચ્છા પૂર્ણ કરવા બીજો જન્મ લેવા હુ માંગતો નથી."

મહાપુરૂષે કહ્યુ, "હરા ! તું બહાર આવ અને જો."

આટલુ કહેતાં હરનાથનો આત્મા બહાર આવ્યો અને પોતાના શરીરને બાજુમાં પડેલુ જોતા તે માટે તેમને ખેદ થયો. આત્મા શરીરમાથી બહાર નીકળતાં જ હરનાથની દિવ્ય દષ્ટિ ખુલી. આ દષ્ટિદ્વારા તેઓ કુદરતને ચારે દિશામાં જોવા લાગ્યા. ડુંગર ઉપરના ઝાડો જમીનમાંથી પોષણ કેવી રીતે ચૂસી શકે છે તે તેમ જ ડુંગરની સર્વ બાજુની ચીજો તેમને દષ્ટિગોચર થઈ.

મહાપુરૂષે હરનાથના શરીરના બધા ભાગો તપાસી જોયા અને તેમાં રહેલા ચોસઠ ભાગો બહાર કાઢી એક એક ભાગ તપાસી તેમાંના અશુદ્ધ તત્ત્વને બહાર કહાડી હરનાથને બતાવવા લાગ્યા.

હરનાથને તેમણે કહ્યું, "હરા! આ અશુદ્ધ તત્વ

તારામાં કેવી રીતે દાખલ થયા!"

મહાપુરૂષે આ બધા ભાગો સાફ કરી તેને શરીરમાં બરોબર ગોઠવી દીધાં અને તેમ કરતાં તેમને ત્રણ ભાગ ખૂટતાં માલમ પડ્યા. મહાપુરૂષ ખૂટતા ભાગોની શોધ કરવા લાગ્યા.

હરનાથે મહાપુરૂષને કહ્યું, "આ ત્રણ ભાગ ખૂટે છે તેની કાંઈ ચિંતા નહિ. મારી મા મને તે વગર ઓળખી શકશે. તમારે તેને શોધવાની જરૂર નથી.

મહાપુરૂષે ત્રણ ખૂટતા ભાગ પહાડમાંથી મેળવી શરીરમાં મુકી હરનાથને તે દિવ્ય દેહમાં દાખલ થવા કહ્યું.

હરનાથનો આત્મા આ નૂતન દિવ્ય દેહમાં દાખલ થતાં શરીરમાં ચેતન આવ્યુ અને તેમને પિસાબ થયો.*

હરનાથમાં ફરી ચેતન આવતું જોઇ તેમનો મિત્ર આનંદમાં આવી ગયો. તેમણે આજુબાજુના લોકોને બોલાવ્યા. આ લોકોને આથી ભય અને આશ્ચર્ય થયો. છેવટે તેઓના મનમાંથી ભય અને શંકા દૂર થયાં અને અંદર અંદર વાત કરવા લાગ્યા કે, "ખરેખર, હરનાથ મનુષ્ય નથી પણ દેવરૂપે મનુષ્ય શરીરમાં આવેલા છે." આ બનાવ બન્યા પછી સૌ હરનાથને "હરૂ ઠાકુર" સંબોધનથી બોલાવવા લાગ્યા.

સવાર થતાં "મારા" ગામમાં મોકલેલો માણસ

* આ દીવ્ય ઘટના શ્રીહરનાથે મને ૧૯૨૫મા શ્રીયુત જે એન મિત્ર પર પત્ર દ્વારા જણાવી હતી.

પાછો ફર્યો અને કહેવા લાગ્યો કે જે કાર્ય માટે તે ગયો હતો તેમાં કાંઇ થઈ શકયુ નહિ અને કોઈપણ માણસો મદદમાં મળી શકયાં નહિ. પરંતુ હરનાથને સજીવન થયેલા જોઇ તેને બહુ આનંદ થયો. હરનાથે આ બાબતની માણસો સાથે વધારે ચકચાર કરી નહિ. ટાંગાવાળાએ ટાંગામાં ઘોડા જોડયા અને ટાંગો શ્રીનગર જવા માટે આગળ હંકાર્યો.

આ પ્રસંગ બન્યા બાદ શ્રીયુત અટલબિહારીનંદીને જ્યારે પ્રભુ હરનાથ મળ્યા, ત્યારે હરનાથ ઠાકુરનો રંગ બદલાઈ ગયો હતો. અટલબિહારી ઠાકુરને બરાબર ઓળખી શકયા નહિ. ઠાકુરે જ્યારે પોતાની ઓળખાણ આપી ત્યારે તેમને સંતોષ થયો.

અટલબિહારીનન્દીએ ઠાકુરને પૂછયુ કે, "પ્રથમ તો તમારો રંગ આવો ન હતો, આપ આવા અપરૂપ શાથી બની ગયા છો ?"

ઠાકુર હરનાથે બનેલી ઘટનાનું સવિસ્તારથી વર્ણન કહી સંભળાવ્યું. અટલબિહારી મનમાં સમજ્યા કે પ્રભુ **નિત્યાનંદના દેહમાં ગૌરાંગ ઐકય પામ્યા છે, અને કૃષ્ણ-બલરામ-શ્રીરાધાના એકીકરણ રૂપે અવતીર્ણ થયા છે એ વાત નક્કી પુરવાર થાય છે અને પ્રભુની આ વખતની લીલાથી અગમ્ય રહસ્ય પ્રકાશ પામશે.**

પ્રભુ હરનાથે કહ્યું, "મારી આવી અવસ્થામાંથી કૃષ્ણે મારી શા માટે રક્ષા કરી છે અને તેમાં તેની શું શુભ ઈચ્છા સમાયલી છે તે હું કથી શકતો નથી. હું જાણવાનો પ્રયત્ન કરૂં છું તોપણ જાણી શકતો નથી. તેની ઇચ્છા તે જાણે. સેંકડો મહાપુરૂષોને તે પોતાની પાસે બોલાવી લે છે, પણ મારા જેવા એક પાખંડીને અહીં જીવીત રાખી, તેઓને શું કામ કરાવવું હશે. તે તેઓ જ જાણે. હું તો માત્ર એટલું જ જાણું છું કે, મારૂ જીવન (પ્રહેલીકા) પ્રવાહ જેવું છે. મને કોઈ ચલાવે છે તેમ હું આંધળાની પેઠે ચાલું છું. મારી ઇચ્છાથી હું કંઈપણ કરી શકતો નથી એટલું જ હું જાણુ છું."

"મારા દેહમાં પુનર્જીવનનો સંચાર થયો અને વર્ણનુ પરિવર્તન થયુ. તેની અંદર શું રહસ્ય સમાયલુ છે, તે મારા જેવા એક ક્ષુદ્ર મનુષ્યથી સમજાય તેમ નથી. ગૌર લીલાના અંત પછી પ્રભુ નિત્યાનંદે લગ્ન કર્યા, સંસારી થયા, પણ નામ સંકીર્તન છોડયુ ન હતું. એકવાર લગ્ન કરીને નિત્યાનંદ પ્રભુ અટકયા ન હતા. વૈરાગ્ય ધર્મની અંદર ગૃહસ્થ ધર્મનુ મિલન કર્યું ત્યારે મારા નિત્યાનંદ પ્રભુએ એક નહિ પણ બે લગ્ન કર્યા. તેમની બે પત્નિમાંથી એક પત્નિના ગર્ભથી વીરભદ્રનો જન્મ થયો. વીરભદ્ર વૈષ્ણવ હોવા છતાં તે પરમ શક્તિ

માર્ગના ઉપાસક હતા અને વૈષ્ણવ-ધર્મ ઉપર તેઓને વિજાતીય શંકા હતી.

વૈષ્ણવ ધર્મ ફેલાવવા માટે શ્રીગૌરાંગપ્રભુએ પોતાના અનેક ભક્તોને બંગભૂમિમાં રાખ્યા હતા. આ ભક્તો સન્યાસ આશ્રમમાં રહી વૈષ્ણવ ધર્મનો ફેલાવો કર્યા કરતા હતા. આ બાબત વીરભદ્રને પસંદ પડી નહિ. તેને આ સન્યાસીઓનું મન ફેરવવા માટે હાવભાવ અને નાચગાન કરવાવાળી દેવદાસીઓ તેમની પાસે મોકલી આપી હતી. બધા સન્યાસીઓમાં મનોહરદાસજી અને બીજા છ સન્યાસી ઉપર દેવદાસીની યુક્તિ-પ્રયુક્તિ નિષ્ફળ નીવડી અને તેઓએ પોતાનું દૈનિક કાર્ય ચાલુ રાખ્યુ હતું.

## પ્રકરણ ૨૫ મું

## પ્રભુ હરનાથની અપૂર્વ પત્રાવલી

શ્રીયુત અટલબિહારીનન્દી ઠાકુરશ્રી હરનાથ પ્રત્યે ભક્તિઘેલા બન્યા હતા. ઠાકુરશ્રી હરનાથના લખેલા પત્રોનો સંગ્રહ કરી "શ્રીહરનાથ ઠાકુરની ઉપદેશપૂર્ણ પત્રાવલી" ની વૃંદાવનના દેવકીનંદન પ્રેસમાં બસો પ્રતો છપાવી તેઓએ વિના મૂલ્યે આપવા શરૂ કર્યું. આ પુસ્તકના સંપાદક શ્રીયુત બાબુ અનુકુલચંદ્ર મુખોપાધ્યાય અને શ્રીયુત બાબુ ક્ષીરોદકુમાર ભટ્ટાચાર્ય હતા.

શ્રીયુત અટલબિહારીનન્દી અને બીજા અન્ય ભક્તોની ઇચ્છાથી આ પત્રોનો સંગ્રહ પ્રગટ કરવા ઠાકુરશ્રી હરનાથે સંમતિ આપી અને તેઓની ઈચ્છાનુસાર આ પુસ્તકનું નામ "પાગલ હરનાથ" રાખવામાં આવ્યું. આ પુસ્તક ફરી બંગ સંવત ૧૯૦૭માં વૃંદાવનના દેવકીનન્દન પ્રેસમાં છપાયું અને તેની આઠસો નકલો કાઢવામાં આવી. પુસ્તકની કીંમત આઠ આના રાખવામાં આવી.

"પાગલ હરનાથ"ના પ્રચાર માટે શ્રીયુત અટલબિહારીનન્દી ચિંતાતુર રહેવા લાગ્યા અને તે માટે તેમણે એકપત્ર ઠાકુરશ્રી હરનાથને કાશ્મીર લખ્યો હતો.

ઠાકુરશ્રીએ તેનો નીચે પ્રમાણે જવાબ આપ્યો:—

બ્રહ્મસમ ભાઈશ્રી અટલ,

"આજે તમારો પત્ર વાંચી મને એક પ્રકારનો ખેદ થાય છે. જે પત્રો તમે પોતાના આનંદને માટે છપાવ્યા છે તેના પ્રચાર માટે ચિંતાતુર શા માટે રહો છો? ભાઇ, એક વાત કહું છું. પ્રભુ સામાન્ય રજકણને પરમ પદાર્થ બનાવી શકે છે. પ્રભુ પોતાનું કામ સિદ્ધ કરવાને માટે આતુર છે. શરીર થકી ઘણી અસંભવિત રમતો કરાવે છે. આ શરીર નહોત તોપણ તેના ખેલને કશો પ્રતિબંધ આવત નહિ. બીજા કોઈની મારફતે તે તેમ કરી શકત. માટે તમે મારે હાથે થયેલાં જે અસં-

ભવિત કાર્યો જોયાં છે અને સાંભળ્યાં છે તે સઘળાનું મૂળ, સર્વકારણનું કારણ શ્રી કૃષ્ણ છે. તેથી તમારે અને મારે અભિમાન કરવાનું કારણ નથી. ભાઈ, પુસ્તકનો પ્રચાર કરવાને બદલે પ્રભુ નામ પ્રચાર કરવાને યત્નવાન્ થાઓ. તેમ કરશો તો તમારી અભિલાષા પૂર્ણ થશે. તમે પ્રભુના પ્રિય પાત્ર છો તેથી તે તમારી દ્વારા આ નરાધમને નિમિત્ત કરી પોતાનું કાર્ય કરે છે અને કરાવે છે. એમાં મારી કૃતિ કશી નથી. મેં તમને અનેકવાર કહ્યું છે કે મારુ જીવન એક પ્રહેલીકા જેવું છે. હમેશાં અન્યથી ચાલે છે. મારા સંબંધે જે જે કાર્ય તમે જાણ્યાં છે અને નજરે જોયાં છે તે સઘળાં વિષે વિચારી જોશો તો માલમ પડશે કે તે કાર્યો મનુષ્યથી બને એવાં નથી. ત્યારે તમે શા માટે વારંવાર મને એ વિશે પ્રશ્ન કરો છો? જો સઘળાં કાર્ય મેં કર્યા હોત તો તેની પૂર્વાપર સઘળી વાત હું તમને કહી શકત. એ સર્વ માત્ર તે ઈચ્છામયની ઈચ્છાથી થયાં છે. મારામાં કશી શક્તિ નથી."

આ પત્રાવલીમાંથી સાર દોહન કરી "ઉપદેશામૃત" નામનું અપૂર્વ પૂસ્તક પણ પ્રગટ થયું.

હરનાથ તત્ત્વ પ્રચારીણી સભા દ્વારા "પાગલ હરનાથ"ના મૂળ બંગાલીમાં ચાર ભાગ પ્રગટ કરવામાં આવ્યા તેમજ મૂળ બંગાલીમાં જ "ઉપદેશામૃત" પ્રગટ

થયું. ત્યારબાદ "પાગલ હરનાથ"ના પ્રથમ બે ભાગનું શ્રીયુત નન્દલાલ પાલનું અંગ્રેજી ભાષાન્તર તેમજ "ઉપદેશામૃત"નું અંગ્રેજી ભાષાન્તર કલકત્તાની હરનાથ તત્ત્વ પ્રચારિણી સભાએ પ્રગટ કર્યાં.

"પાગલ હરનાથ" ના પ્રથમ ભાગનો ગુજરાતી અનુવાદ ગુજરાતના પ્રથમ અનુયાયી, સુરતના શ્રીયુત નાથાભાઇ નરોતમદાસ મહેતાએ શરૂ કર્યો અને તે કાર્ય ભાઇશ્રી નર્મદાશંકર બાલાશંકર પંડયાએ પૂર્ણ કરી તે તે અનુવાદ છપાવ્યો. "ઉપદેશામૃત"નો ગુજરાતી અનુવાદ શ્રીયુત લીલુ ચુનીલાલ મઝમુદાર હસ્તે કરાવી શ્રી. નાથાભાઇના સુપુત્ર વિઠલદાસભાઈએ પ્રગટ કરાવ્યો. "ઉપદેશામૃત"નું તામીલ ભાષામાં પણ ભાષાંતર કરાવી તેઓએ પ્રસિદ્ધ કર્યું.

"પાગલ હરનાથ" ના ગુજરાતી અનુવાદો મુંબઇના શ્રીયુત જગમોહનદાસ કલ્યાણદાસ મોદી હરનાથ સોસાયટી દ્વારા પ્રગટ કરે છે. મુંબઈમાં હરનાથ મિશન દ્વારા "Message of Haranath" નામથી પ્રભુ હરનાથના પત્રોનો અંગ્રેજી અનુવાદ પ્રસિદ્ધ થયો છે.

"પાગલ હરનાથ" તેમજ "ઉપદેશામૃત"નું ભાષાન્તર બીજી ભાષાઓમાં પણ થયું છે અને પ્રગટ થતું રહ્યું છે.

આજે વિશ્વમાં અને ખાસ કરીને ભારત વર્ષમાં "પાગલ હરનાથ" થી કોણ પરિચીત નથી. એ મધુર વેણુનો નાદ જ્યાં ત્યાં સંભળાઈ રહ્યો છે.

## પ્રકરણ ૨૬મું

### શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ શ્રી હરનાથના પત્રો.

માતાજી ભગવતીદેવીની સેવા અર્થે ઠાકુરશ્રી હરનાથે શ્રીમતી કુસુમકુમારી દેવીને સોનામુખીમાં રાખ્યા હતા તે આગલા પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે. ઈ.સ. ૧૮૯૩ થી ઈ. સ. ૧૮૯૭ સુધી ઠાકુર શ્રીહરનાથ કાશ્મીર હતા, તે વખતે તેઓએ લખેલા કુસુમકુમારી દેવી પ્રતિના પત્રો પ્રગટ થયા છે.

આ પત્રો વિશ્વના પ્રેમીયુગલોને પ્રેમનું સત્ય સ્વરૂપ સમજાવે છે. પતિ પત્નિએ પોતાના આરાધ્ય સ્વરૂપ માતાપિતાની અવહેલના કરવી નહિ, ધર્મ વિરુદ્ધ કામ કરવા નહિ, ઉભયના હૃદયનો પરિપકવ પ્રેમ શ્રીરાધાકૃષ્ણના ચરણમાં સમર્પિ પ્રેમનું અમર ફલ પ્રાપ્ત કરવું વગેરે શિક્ષા દ્વારા આજના જમાનાના વાસનામયયુગલોને આદર્શ ગૃહ પથ પ્રદર્શક પત્રો જીવનમાં ઓજસ પાડી રહ્યા છે. આ પત્રો મનનીય છે એટલું તો નહિ પરંતુ જીવનમાં ઉતારવા લાયક શિક્ષાપત્રો છે.

આ પત્રો પ્રેમનું આધ્યાત્મિક સ્વરૂપ સમજાવે છે. પ્રેમનૃ ઉત્કૃષ્ટ સ્વરૂપ વિરહમાં પ્રતિબિંબિત છે, તે શ્રીહરનાથે

રાસેશ્વર અને રાસેશ્વરીના દષ્ટાંતોથી પ્રબોધિને બતાવ્યુ છે. શ્રીમદ્ ભાગવતની પ્રેમલક્ષણા ભક્તિનો સાર સમજાવ્યો છે. પ્રેમ અને વાસનાનું પ્રથકત્વ આજના નવ પરિણિત યુવક યુવતીઓને મનનીય છે.

સંસારમાં જ રહીને લૌકિક પ્રેમને અલૌકિક પ્રેમમાં પલટી પરિણિત જીવન કેવું હોવું જોઈએ તે શ્રીહરનાથે સારી રીતે આ પત્રો દ્વારા બતાવી આપ્યુ છે.

આ દિવ્ય પત્રોમાં કેટલાક ઉતારા નીચે આપવામાં આવ્યા છેઃ—

× × × ×

પ્રેમ ભીરૂને સાહસિક બનાવે છે અને સાહસિકને ભીરૂ બનાવે છે. પ્રેમજ પુરૂષને પ્રકૃતિ અને પ્રકૃતિને પુરૂષ બનાવે છે.

× × × ×

પ્રાણ સાથે પ્રાણ મેળવીને યુગલ થઈને યુગલના રાજ્યમાં, યુગલ સ્વરૂપનાં દર્શન કરી ચરિતાર્થ થઈશું. યુગલ થયા વગર યુગલ રાજ્યમાં જઈ શકાતું નથી.

× × × ×

જો સાપને રમાડવો હોય તો તેની આંખ સામે આંખ મેળવી રાખો. આંખ હલાવી કે વિપદ્ !

× × × ×

જેમના સ્પર્શમાત્રથી કોટિકામ નિવારણ થાય છે. તેમના સ્પર્શથી વળી શું કદી જ્વાલા જાગી શકે ?

× × × ×

તમારી પાસે તો મારૂં વિસ્મરણ કરાવનારી વસ્તુઓ છે, પણ મારી પાસે તો તમારૂં સ્મરણ કરાવનારી વસ્તુઓ છે.

× × × ×

નિકટ રહેવાથી જેને કામ કહેવામાં આવે છે, દૂર રહેવાથી એજ વિષ, અમૃત થઈ, પ્રેમ નામ ધારણ કરે છે.

પ્રેમપાત્રની સમીપમાંથી દૂર જવું એ કર્તવ્ય છે. જેઓ આ નથી જાણતા તેઓ કદી પણ પ્રાણનો પ્રેમ જાણતા નથી. હવે જાણી શકયા હશો કે વિરહ કેટલી સારી વસ્તુ છે.

પ્રેમ જગાવે વિરહને, વિરહ જગાવે જીવ
જીવ જગાવે શિવને, કોણ શિવ, કોણ જીવ ?

વિરહઅગ્નિ સિવાય, કામનું મારણકરી, પ્રેમ કરવાનું બીજા કોઇથી પણ સાધ્ય નથી.

× × ×

રૂપમાં મુગ્ધ થવાનું ફલ, ડગલે ડગલે વિપદ અને ગુણમાં મુગ્ધ થવાનું ફલ અનન્ત સુખ અને અનન્ત આરામ છે.

× × ×

માટે જ કહું છું કે પ્રાણ પ્રિયે, મનુષ્યને ભૂલી

જાઓ. શ્યામને પ્રેમ કરતાં શીખો.

*    *

અતિશય પ્રેમના ખેંચાણને અંગે પણ અસત્ સ્થાને અને અસત્ સંગમાં જવાનું ન થાય.

*    *    *

સંસાર છોડી જશો કયાં ? સ્વર્ગ પણ સંસાર છે તેમજ નરક પણ સંસાર છે. સંસારની બહાર તો એક માત્ર કૃષ્ણપાદપદ્મ છે. જેઓ આ સંસાર થકી બહાર છૂટવા માગે છે તેઓએ તો કાયા–મન–પ્રાણથી કૃષ્ણપાદપદ્મનો આશ્રય લેવો ઉચિત છે.

*    *    *

સમસ્ત સ્ત્રી જાતિ તો માત્ર પ્રકૃતિની વિશેષ રૂપા વિકાસ મૂર્તિ (Special manifestation) છે. સમસ્ત જગત તો એક પ્રકૃતિ સિવાય બીજું કાંઈ નથી. પુરૂષ તો એક માત્ર કૃષ્ણ જ છે કે જેઓ આ પ્રકૃતિને લઈને આ સૃષ્ટિનો વિસ્તાર કરે છે.

*    *    *

તમે નવનવા ભાવથી નવનવા સાજથી રોજ રોજ કેવી નવી રમત રમો છો તે જોઈને મને કેટલો આનંદ થાય છે. તે હું જાણું કે કૃષ્ણ જાણે. આંખના દર્શન કરતાં હૃદયનાં દર્શન કેટલાં શ્રેષ્ઠ છે તે એક વાણીથી વર્ણવી

શકાય એમ નથી. આંખનું જોવું સકામ છે, અને હૃદયથી જોવું એ નિષ્કામ છે. આવું જોવાને માટે તો કૃષ્ણનૂ મથુરા જવું. આ સુખ અનુભવવા માટે તો કૃષ્ણનુ ગૌરાંગરૂપ ધારણ કરવું. કૃષ્ણ મથુરા ગયા અને શ્રીમતિના નયનમાં જળ ભરાયાં. તેટલા માટે તો અમારા ગૌરાંગની આંખોમાં આંસુનો વિરામ રહ્યો નહિ.

*      *      *

ધ્યાન ધરતાં ધરતાં જીવ શિવ થાય છે, અને ધ્યાન ધરતાં ધરતાં પુરુષ પ્રકૃતિ થાય છે. સ્મરણ કરતાં કરતાં તમારા કાળા કા'ન ગૌરાંગ થયાં. ભાવનાદ્વારા શિવ ગોપીશ્વર થયા. ચિન્તવતાં છ મંજરી છ ગૌસ્વામી થયા. માટે કહું છું કે, હે મારી પ્રાણની પૂતળી ! આપણે પરસ્પરને ચાહતાં ચાહતાં એક દિવસ તમે હું અને હું તમે થઈ શકીએ.

*      *      *

સ્ત્રી, પુત્ર, સ્વામી, મા બાપ વગેરેનો સંબંધ બે દિવસનો છે. પણ કૃષ્ણ સાથેનો તો નિત્યકાળનો સંબંધ છે. કૃષ્ણ આપણી નજીક હોવા છતાં નવાઈની વાત છે કે, તમારે માટે હું જેટલી ફીકર કરૂં છું તેના સો અંશના એક અંશ ફિકર પણ તે તે પ્રાણના પ્રાણ કૃષ્ણને માટે કરતો નથી. છતાં તે આપણું સામાન્ય દુઃખ જોઈને વ્યાકુળ બની જાય છે. બધું ખોટું—કૃષ્ણ, સાચા કૃષ્ણ

મારા-બીજા પરાયા. મને આશીર્વાદ આપો કે હું આ બધું જાણી શકું.

* * *

જે હો તે હો, પ્રાણપ્રીય હું એક વાત જાણીને ઘણું આશ્ચર્ય પામ્યો છું. તમે લખો છો રૂપરક્ષા કરવાનું. એ વાત હું નમજી શકતો નથી. હાં, હાં, રૂપ દેવું અને લેવું તેના માલિક તો તમે છો. પ્રાણાધિકે! સાભળો, તમારા ઘનશ્યામ કૃષ્ણ કેવળ રાધાએ આપેલા રૂપથી કેવા સોનાના ગૌરાગ થયા! તમે સાંભળ્યુ છે કે કૃષ્ણ રાધા કુંડમા સ્નાન કરી રાધાનુ રૂપ મેળવી શકયા હતા. રામચંદ્ર સીતાના રૂપથી નવઘનશ્યામ બન્યા હતા. આથી તમે સમજી શકયા હશો કે રૂપ દેવાનાં માલિક તમે છો!

* * *

પ્રાણપ્રિય! આજકાલ તમે ઉદાસ રહો છો કારણ તમારા પ્રાણાધિક કૃષ્ણ આજ તમારા કુંજમાં નથી. આજ કોઈ વધારે પ્રેમીનું મન રંજન કરવા બીજા નવીન કુંજમાં ગયા છે અને તમોને ભુલી ગયા છે. પણ તે શું કરે? તે છે બહુ વલ્લભ, તેથી તેને ઘણાંઓનાં મન રાજી રાખવાં પડે છે...તે જગતના સ્વામિ છે માટે ધીરજ ધરો, સ્થિર બનો. તેઓ આંખથી દૂર ગયા છે પણ મનથી દૂર કરશો નહિ. તે શ્યામરૂપને હમેશાં શયને, સ્વપ્ને અંતરમાં રાખજો. તેનું અમૃતમય નામ હૃદયનું ભૂષણ

બનાવજો અને તેની બાળલીલાને જીભમાં જડી રાખજો. એમ કરશો તો તે કદીપણ તમને ભૂલશે નહિ. તમે કહેશો કે આ વાત સાચી નથી. પણ તમે જરા વિચારી જુઓ કે રાસ રમતા રમતા કૃષ્ણ જ્યારે અંતર્ધ્યાન થઈ ગયા, ત્યારે કૃષ્ણપ્રિયા ગોપીઓએ કૃષ્ણની બાળલીલાનુ સ્મરણ કરી કૃષ્ણને ફરી મેળવ્યા હતા. તમે પણ તેમ કરો તો તેને મેળવી શકશો.

* * *

તમે ધન્ય છો. તમારી આંખ અને તમારા કાન વગેરેનું સાર્થક થયુ છે. તમે તે કૃષ્ણને જોયા છે. ઈચ્છા પ્રમાણે અપનાવ્યા છે અને ખવડાવ્યુ છે પણ હું નરાધમ છું કે તેને નથી જોયા કે નથી સ્પર્શ કરી શકયો. તમારા શ્યામને કહેજો કે હું કાંઈ કરી શકતો નથી પણ તમારે લીધે મારા ઉપર કૃપા કરે. ઘણા સાચા રૂપીયાની સાથે એક ખોટો રૂપીયો પણ ચાલ્યો જાય છે. અનાજની સાથે કાકરા પણ એજ કીંમતે વેચાઈ જાય છે. માટે મને તમારા પર વિશ્વાસ છે. એક તો તમને શ્યામનો વિરહ થયો છે તેના ઉપર વળી આ પત્ર લખી તમોને નિરર્થક દુઃખ આપુ છું તે માટે મનમાં લાવશો નહિ.

* * * *

પ્રેમ અને કામમાં અનેક તફાવત છે. જે સ્નેહમાં નિજને ભૂલી જવાય છે તેનું નામ પ્રેમ કૃષ્ણ આજ

પ્રેમને આધીન છે. કૃષ્ણ કેવળ પ્રેમના ઋણી છે. એ ઋણ ફેડવવાની અભિલાષાથી જ તેમણે ગૌર સ્વરૂપ ધારણ કર્યું. એથી ઉલટું જે સ્નેહમાં સ્વતઃનું સ્મરણ રહે છે તેનું નામ કામ. સંસારમાં સુખ, દુઃખ, મંગલ, અમંગલ, શોક, તાપ વગેરે જે કાંઈ છે તે સર્વે આ થકી જ ઉદ્ભવે છે. પ્રેમ ભીરૂને સાહસિક બનાવે છે અને સાહસિકને ભીરૂ બનાવે છે. પ્રેમ જ કેવળ મૃતને સજીવ અને સજીવને મૃત કરવા સમર્થ છે. તમે તો એ પ્રેમ જાણો છો માટે જ મેં તમારૂં શરણ લીધું છે. દયા કરીને તે મને શીખવો. હું ચરિતાર્થ થઇશ, હું જીવન સાર્થક કરી લઈશ. કૃપણતા કરતાં નહિ અને મારી સાથે ચાતુરી પણ કરતાં નહિ. જે પ્રમાણે સ્વતઃને ભૂલીને મારૂં પાલન કર્યું છે, જે પ્રમાણે સ્વતઃને ભૂલીને મને આપત્તિ રહિત રાખવાની ચેષ્ટા કરી છે, જે પ્રમાણે સ્વતઃને ભૂલીને મારી ઉપર સ્નેહ અને ભાવ રાખ્યા છે તે જ પ્રમાણે કૃપા કરીને તમે મને સ્વાર્થનિરપેક્ષ પ્રેમ કરતાં શીખવો કે હું પણ એક વાર કામશૂન્ય એવા પ્રેમના આસ્વાદનો અનુભવ કરી ચરિતાર્થ થાઉં. હવે ચાતુરી કરશો નહિ. કદાચ આ વાત સાંભળી તમને મનમાં એમ થશે કે મેં વળી ચાતુરી ક્યારે કરી? પરંતુ જો ગુસ્સે ન થાઓ તો હું દેખાડી શકું એમ છું. દેખાડું કે? તો જુઓ. તમે લખ્યું છે કે ઇંદ્રિયોના વેગથી અને કામને વશ થઇ હું તે પ્રાણપતિનું

ચિંત્વન કરી શકી નથી. કહો વારૂ, આ ચાતુરી નહિ તો બીજું શું ? હું પૂછું છું કે પ્રાણપતિનું વળી ચિંત્વન તે શી રીતે થઈ શકતું હશે ? જો ચિંત્વનદ્વારા તે પ્રાણપતિ પ્રાપ્ત કરી શકાતા હોય તો ગોપીગણે તો કદીપણ તેમનું ચિંત્વન કર્યું નહોતું. ધ્યાન, ધારણા તો તેઓ જાણતી પણ નહતી. શાસ્ત્રમાં લખ્યું છે કેઃ—

"ગોપી નથી યોગીશ્વર કે તમારા પદકમલનું
કરે સદાય ધ્યાન"

આ જે સહજ ભજન કહેવાય છે તે તો તમે જાણો છો માટે જ તો તમે ધ્યાન અને યોગ કરતાં નથી. ધ્યાન અને યોગનો ત્યાગ કર્યો છે માટે જ તો કૃષ્ણ તમારા થઈ રહ્યા છે. માટે કહું છું કે શું કરીને તમે તેમને વશ કર્યા છે એ જ મન્ત્ર મને શીખવો.

* * *

યુગલ થયા વગર યુગલ રાજ્યમાં જઈ શકાતું નથી. કૃપા કરી મને પ્રાણ સાથે પ્રાણ મેળવવાનો માર્ગ દેખાડો. પ્રાણાધિકે ! રામ સીતાને અને યુધિષ્ઠિર દ્રૌપદીને સાથે લઈ ગયા હતા એ ખરૂં છે, પરંતુ તેનું કારણ શું હતું તે સાંભળ્યું છે કે ? પ્રાણાધિકે ! તમે જ સકલ કર્મનું મૂળ છો, તમારા વગર કોઈપણ કાર્ય સફળ થઈ શકતું નથી. જુઓ પ્રણયિણિ ! તેઓનું કાર્ય પૃથ્વીનો ભાર

હરણ કરવાનુ હતું તેઓ જો શક્તિ વગર હોત તો તે કાર્ય કેમ સિદ્ધ થાત? માટે જ તેઓએ શક્તિ સહિત ગમન કર્યું હતું જો સીતાને સાથે લીધા ન હોત તો રાવણ કદાપિ મરત ખરો કે? દ્રૌપદી જો સાથે ન હોત તો દુર્યોધન ઇત્યાદિ કદાપિ મરત ખરા કે?

× × ×

મારે તો હવે જૂનાગ હરણ કરવાના નથી કે મને શક્તિની જરૂર પડે મારે છાયાની જરૂર છે તે તો કદી મે છોડી નથી હમેશા હૃદયના એક નિર્જન ખૂણામા તેને પધરાવી પ્રાણને તૃપ્તિ થાય ત્યા સુધી તેની પૂજા કરૂ છુ છાયારૂપે માની પાસે રહો અને દેહથી માત્ર માની સેવા કરો હુ પોતે તેમની સેવા કરૂ તેના કરતા તમારી સેવાથી તેઓને અધિક આનદ થશે આ વાતને અસભવિત ગણતા નહિ એ તો હરકોઈ જાણે છે કે મુદ્દલ રકમ કરતા વ્યાજ વધારે પ્રિય હોય છે માટે જ હુ તમને વિનતિ કરૂ છુ કે, જીવ લગાડીને માની સેવા કરજો તેથી દુખ દૂર થશે માને મારા પ્રણામ કહેજો અને કહેજો કે મારે માટે કશી ચિતા ન કરે તેમને અસ્વસ્થ કરતા નહિ હમેશા પ્રસન્ન વદન રાખજો

* * *

## પ્રકરણ ૨૭ મું

### શ્રીહરનાથના જનસમાજપ્રતિ પત્રો

શ્રીહરનાથે ભિન્ન ભિન્ન સ્થળે વસતા ભિન્ન ભિન્ન જાતિના લોકો, જીજ્ઞાસુઓ, પોતાના ભક્તો તથા સંબંધિઓને અપૂર્વ પત્રો લખી જીવનનું શ્રેય શેમાં સમાયલું છે તે સચોટ સમજાવ્યું છે. જનસમાજને પત્રોદ્વારા પ્રભુપ્રેમનું દાન આપી જીવન યાત્રા પથમાંથી માયાનો તાપ દૂર કરી શાંતિની શીતલતા પાથરી છે.

આપણે કોણ છીએ, આપણું કર્તવ્ય શું છે, પ્રેમ કોને કહેવાય વગેરે પ્રશ્નો જે તત્ત્વવેત્તાઓને મુઝવી રહ્યા છે તેનો સંચોટ ઉકેલ પ્રભુ હરનાથે સરલ ભાષામાં પત્રોદ્વારા કર્યો છે. ઈશ્વરતત્ત્વ, સૃષ્ટિરહસ્ય, જન્મમરણ, માયા વગેરે વિષયો હૃદયસ્પર્શી ભાષામાં સમજાવ્યા છે. પત્રોદ્વારા માનવજીવન સાર્થક બનાવ્યું છે, જેથી આ પત્રો અપૂર્વ કહેવાય છે. જનસમાજને આ પત્રનો કાંઈક આભાસ થાય તે માટે તેમાંના કેટલા ઉતારા નીચે આપવામાં આવ્યા છે.

* * * *

"સનાતન" સત્ય તે પ્રભુનું પ્રેમસ્વરૂપ અને તેની પ્રાપ્તિ કરવાનો ઉપાય માત્ર એક જ પ્રભુનું નામ છે.

* * *

નામના માર્ગમાં બધી જ એકતા છે, સર્વત્ર સમતા

છે. હિન્દુ, મુસલમાન, ક્રિશ્ચિયન ઈત્યાદી સર્વે પોતપોતાની માળા લઈને તેજ દયામયનું જુદી જુદી ભાષાઓમાં નામ લે છે. માટે કહું છું કે આવો નિત્ય, શુદ્ધ અને સર્વવાદ સંમત માર્ગ બીજો કોઈએ નથી. તેથી કરીને સર્વ કાંઈ ભૂલીને આનંદથી પ્રાણના નામમાં ડૂબ્યા રહો.

* * *

કોઈ પણ પ્રકારે દુઃખીના દુઃખનું નિવારણ કરવા માટે પ્રયત્ન કરજો. કોઈ પણ પ્રકારે ઉત્તેજિત થઈ કોઈને પણ કોઈ પણ પ્રકારની મુશ્કેલીમાં નાખતા નહિ. તેવો વિચાર સરખો પણ કરતા નહિ.

× × ×

કોઇ પણ કારણને વશ થઈ ક્રોધ થાય તો તેવા ક્રોધને તમારો હંમેશનો સાથી કરતા નહિ. તેજ ક્ષણે ક્રોધને હૃદયમાંથી દૂર કરી ફેંકી દેજો. અંકુરમાં રહેલા ગમે તેવા પ્રકાન્ડ વૃક્ષને વિના કલેશે ઉખેડીને ફેંકી દેવાય છે. પરંતુ તે વૃક્ષ મોટું થયા પછી તેને ઉખેડી નાખતાં જે પ્રમાણે ચિરદિનને માટે ચિન્હ રહી જાય છે તેજ પ્રમાણે ક્રોધ પણ જરા વધી જવાથી તેને કાઢી નાખવો મુશ્કેલ છે અને જો કોઇ રકમે કાઢી શકાય તો પણ તે એક ભયાનક ચિન્હ રાખી જાય છે. કામ ક્રોધ વગેરે શત્રુગણને જો એકવાર માત્ર સ્થાન મળે તો તેઓ ઘણાં-ખરાં જતાંજ નથી અને કોઇ રકમે જો તેને ભગાડી શકાય

તો તેમ થયેથી તે શરીરને પૂર્ણ નષ્ટ કરીનેજ જાય છે. માટે કહું છું, કે આવા શત્રુને કદીપણ શરીરમાં વાસ કરવા દેતાં નહિ. જો કોઈવાર આવા શત્રુઓ આવે તો આવતાંની સાથે તેને ભગાડી દેવાનો પ્રયત્ન કરજો.

× × ×

પારકાના અનિષ્ટનો વિચાર કરતાં નહિ; કાર્યદ્વારા અનિષ્ટ કરવા કરતાં, અનિષ્ટનો કરવાનો વિચાર તો કરતા જ નહિ. વિચારની શક્તિ અતીવ પ્રબલ છે. વિચારની એટલી બધી શક્તિ છે, કે વિચારદ્વારા અચિંત્ય એવા પ્રભુ પણ પકડી શકાય છે. વિચારની શક્તિ અને ગતિ સર્વ સમયે અપ્રતિહત છે. શક્તિમાન વસ્તુને કોઈ પણ સમયે શત્રુ કરીને કોઈ પણ મનુષ્ય સ્થિર રહી શકતો નથી. આવો બલવાન પદાર્થ જેનો મિત્ર હોય તેને માટે કોઇ પણ કર્મ અસાધ્ય હોતું નથી. માટે કહું છું કે સદા સચ્ચિન્તા સદ્વિચારદ્વારા હૃદય શુદ્ધ થયેથી પરમ મંગલમય કૃષ્ણ અહર્નિશ હૃદયમાં વાસ કરશે. વિચાર જ બંધનનું અને મોક્ષનુ કારણ છે. વિચારો જેટલા પ્રમાણમાં ઉચ્ચ હોય છે તેટલા જ પ્રમાણમાં વિચારશીલને ઊર્ધ્વ લઇ જાય છે અને વિચારો જેટલા હલકા હોય છે તેટલુંજ અધઃપતન થાય છે.

* * *

માને સાક્ષાત ઈશ્વર સમજીને તેમની સેવા સૂશ્રુષા કરવી જોઇએ. માના કરતાં બીજો ગુરૂ જગતમાં કોઈ નથી.

જો જો કે મા ને કોઈ પણ સમયે કોઈ પણ પ્રકારનુ દુઃખ ન પડે.

× × × ×

માત પિતાના પ્રેમમાં કે વર્તનમાં કદી ન્યૂનતા હોય તો તેને માટે ખોટા ખ્યાલો તમારે આણવાના નથી. એવા ખ્યાલો કરવામાં તમે મહાન્ માનસિક પાપો કરો છો. પોતાને દયાહીન માતપિતા હોવા એ જ પાપાત્મક કર્મ સેવાનું પરિણામ છે. ત્યારે શા માટે નવિન દુઃખો સહન કરવા નવિન પાપનો સંચાર કરો છો? તેટલાજ માટે હું કહું છું, કે તમારા માતપિતાને તમારા અંતઃકરણમાં પણ આદર આપવા ચૂકશો નહિ. પોતાની અવદશા માટે તમારા દુષ્કર્મને કારણભૂત ગણો. આવી ભાવનામાં જ્યારે રમણ કરશો ત્યારે કૃષ્ણ તરફથી સુખની ભેટ તમને મળશે. માતપિતાની ચરણારવિંદની પવિત્રતાથી ઉચ્ચતર બીજી પવિત્રતા નથી. તમે તેને શરણે જાઓ. તેનો આશ્રય લો. તેમ કરવાથી પ્રભુના ચરણારવિંદના દર્શનનો લાભ મળશે. ઘેર બેઠાં ગંગા જેવું છે. "પિતા એ ધર્મ છે–પિતા એ સ્વર્ગ છે." એવા ઉત્તમ વિચારોનું પ્રકટીકરણ કરો. તેનું પોષણ કરો. તેની મહત્વતા આપોઆપ તમને જણાઈ આવશે.

× × × ×

માતાપિતાના ચરણામૃતના પાન કરવાથી પતિત પાવન સરિતામાં સ્નાન કરવાનો લ્હાવો મળે છે. દુનિયાની ઉપાધિથી મુક્ત થવાય છે. કૃષ્ણપ્રેમમાં પ્રવેશન

મળે છે અને વૃદ્ધિ પણ થાય છે. એ સંબંધી તમે નિઃશંક રહો. કોઈપણ પ્રકારે તમારા મનને શંકાશીલ થવા દેશો નહિ.

× × × ×

માતાને–પિતાને–વડિલ બંધુને અને બીજા મુરબ્બીઓને પૌરૂષેય સ્વરૂપમાં દૈવત ગણી તેની પ્રસન્નતા સાચવતા રહો. યુધિષ્ઠિર અને તેના ચારે ભાઈઓએ કૃષ્ણની જે અમાપ કૃપા સંપાદન કરી હતી તે કંઈ તેમના તપોબળના કે ધર્મ ભાવનાના પ્રભાવે હતી નહિ. કુંતામાતાની અનન્ય ભાવથી કરેલી સેવાને જ કૃષ્ણ કૃપા આભારી હતી. તે સેવાના લાભમાં સર્વ શક્તિમાન કૃષ્ણ સખા થઈને રહ્યા. વનવાસમાં પોતાના પુત્રનુ રક્ષણ કરવાને કુંતામાતાએ કૃષ્ણને વિનવ્યા હતા અને એ વિનતિનો તેણે સન્માનપૂર્વક અમલ પણ કીધો હતો. લક્ષ્મણ ચૌદ વર્ષ પર્યંત ક્ષુધા અને નિદ્રા રહિત રહ્યા તે કોના પ્રતાપે? તેમના માતાની તેવી ઈચ્છા જ હતી. કહો ત્યારે માતાનો કોણ તિરસ્કાર કરે?

× × × ×

હરકોઇ પૂજનમાં નારાયણ સ્વરૂપની અને ચિંતવનની આવશ્યકતા છે. તેમ તમારા ભૌતિક કર્મોમાં તમારા પતિની હાજરીની અને તેના સ્મરણની આવશ્યકતા છે. નારાયણની આરાધનાથી સર્વ દેવ સંતુષ્ટ થાય છે, તેમ અનન્ય ભાવથી પતિના આરાધનથી સર્વ કોઇ સંતુષ્ટ રહે છે. અન્ય આરાધના કરવાની જરૂર રહેતી નથી.

× × × ×

મનને ચલિત કરવામાં સ્ત્રી અને સુવર્ણ કરતાં સ્ત્રીનું પ્રાબલ્ય વિશેષ તેટલા માટે મનનો નિગ્રહ કરવા સ્ત્રી સંસર્ગના ત્યાગની આવશ્યકતા છે. નદીના કિનારા ઉપર ખોદેલા કુવાઓના પાણી નદીના ભરતીઓટ પ્રમાણે વધઘટ થાય છે. નદીમાં સુકાણ થાય છે તો નિકટના કુવાના પાણીમાં પણ તેવી જ સ્થિતિ થાય છે. સરિતા કિનારાથી ઘણે દૂર આવેલા કુવાના પાણીની સ્થિતિ એ હોતી નથી. તે તો હંમેશાં એક જ સ્થિતિમાં સ્થિર રહે છે. તેટલા માટે સરિતારૂપી સ્ત્રીથી તો બને તેટલા દૂર રહેવામાં જ લાભ છે. મનનો જ્યાં સંપૂર્ણ રીતે નિગ્રહ થઇ ચૂકયો હોય ત્યાં પછી સરિતામાંતો શું પણ સાગરના અગાધ જળમાં તરબોળશો તોએ પણ તે ચલિત થશે નહિ.

× × × ×

સર્પની સાથે ગેલ કરવાને તેને પોતાની મુરલીથી અગર તો હાકથી વશ કરવાની વિદ્યા શીખવી જોઇએ. તે વિદ્યાની પ્રવિણતા વિના સર્પની સાથે ગેલ કરવામાં જીવનું જોખમ રહે છે. સર્પને પકડવા પહેલાં તે ગુપ્ત વિદ્યાનું શિક્ષણ લો, તેનો મંત્ર શીખો. ભકતગણનું પણ કહેવું છેઃ— "સ્નાન કરવા માટે સ્ત્રીરૂપી સરિતામાં ઉતરવું નહિ." અગાધ સાગરરૂપી સ્ત્રીમાં આંખ મીચીને ઝંપલાવશો નહિ. પ્રકાશ જોઇને પતંગીઆની માફક તેમાં કુદી પડતા નહિ. શોકની ખીણમાં શાંતિથી રહેવામાં ચતુરાઇ છે.

× × × ×

આ જગતમાં દરેક સ્ત્રીને તેને ઘટતું માન આપજો. શ્વાન અને માંજારની માદાને પણ મહાશક્તિ અંશ ગણી પ્રેમની દૃષ્ટિથી જો જો.

સ્ત્રી એ સ્નેહ અને પ્રેમની મૂર્તિ છે. તેના સમાગમમાં રહેવાથી દુનિયાદારીના ઘણા ખરા કામો આપણી શક્તિના અભાવે તેના પ્રતાપે કરી શકીએ છીએ અને તેટલા માટે તે શક્તિ પણ કહેવાય છે. ધાર્મિક ક્રિયામાં તે આપણી અનુસંગી હોવાથી સહધર્મિણી પણ કહેવાય છે. આપણા વંશની વૃદ્ધિ કરનાર પુત્ર રત્નને તેના ઉદરમાં રાખતી હોવાથી તે જાયા પણ કહેવાય. તેટલા માટે જીવનની દરેક સ્થિતિ, ધર્મ, અર્થ, મોક્ષ અને કામમાં એ એક ખરી મદદગાર છે. આપણી જો એવી ઇચ્છા હશે તો તે નર્કમાં લઇ જશે. યદિ સ્વર્ગની અભિલાષા હશે તો તેમ પણ કરી શકશે. આપણા બંધન અને મોક્ષના પંથની તે માર્ગદર્શિકા છે. તેવી વ્યક્તિને અનાદર કરવાના વિચાર આપણા મનમાં પ્રાદુર્ભાવ થવા નહિ જોઇએ.

હિન્દુ સ્ત્રીને કોઇ પણ દિવસ વિદેશી શિક્ષણ આપશો નહિ, પાશ્ચાત્ય પદ્ધતિ બતાવશો નહિ, ફેશનના રંગને રંગશો નહિ. તેને સેફ્રેજીસ્ટના શિષ્યા બનાવશો નહિ. પ્રાચીન ઋષિ પ્રણિત ગૌરવશીલ શાસ્ત્રોના અધ્યયન કરાવજો. સાદાઇ અને નમ્રતાના રંગો ચઢાવજો. આદર્શ સતીઓના

જીવનચરિત્રો ગાઈ સંભળાવી વિશ્વ વંદનીય જીવન બનાવજો. તમારા સંતાનના અને અનાથના બેલી થવાનું શીખવજો. એ ટાપટીપના ચીનાઇ તકલાદીના, એ સ્વચ્છંદીના ખ્યાલ પણ તમારી સ્ત્રીને થવા દેશો નહિ. તમારી સ્ત્રીને તમારા જ દેશના વાતાવરણમાં રાખો—તેજ શીખવો—તેજ બતાવો. આ ચુકયા તો યાદ રાખજો કે દૂધ લેવા જતાં દારૂ લઇને પાછા આવશો.

× × × ×

નમુનેદાર દંપતિનું પૂજન કરવા પહેલાં તમે પોતે "અનુપમ દંપતિ" બનો.

× × × ×

"પુત્ર પ્રાપ્તિ માટે લગ્ન કરવાં જોઈએ" એવું શાસ્ત્ર વચન સાચું ખરૂં; પરંતુ તેથી બધાજ પુત્રો "પુત્રો" કહેવાતા નથી. વડિલોને અશૌચ યોનિમાં જતાં અટકાવનારજ માત્ર પુત્ર છે. બીજા તો કામના-સંભોગના પુત્રો છે. ઘરની ભરતી કરવા માટે સ્રીઓ નથી. એ પણ યાદ રાખજો કે બહુ સંતાનમાં બહુ પીડા છે. તમારા પુત્રો એ અકેક ભૂલની નિશાની છે એમ માનતા રહો. તેને માટે તાલાવેલી નહિ કરો. આ સુરતી મીઠાઇ છે. તેનો સ્વાદ નહિ ચાખવામાં લાભ છે. જેને એનો સ્વાદ લાગી ગયો છે તેને આખી જીંદગી સુધી પસ્તાવું પડે છે.

× × × ×

લગ્ન એ સ્વ સંતોષને માટે નથી. વડિલની સેવાના

સંજોગ અવરનવર મળતા રહે છે, પરંતુ સ્વજનની સેવા કેટલીક વખત અસંભાવ્ય થઈ જાય છે. તેટલા માટે પ્રેમાનુસંગીનીની ખાસ આવશ્યકતા છે. જેને તમે તમારી અનુસંગીની ગણી છે તેને તેની ફરજોથી સંપૂર્ણ વાકેફ કરજો."

## પ્રકરણ ૨૮ મું.

### નાથાભાઈ નરોત્તમદાસના કુટુંબનો શ્રી હરનાથ સાથે સંપર્ક.

મુંબઇ પ્રાંતમાં આવેલા સુરત શહેરમાં શ્રીયુત નાથાભાઈ નરોત્તમદાસ મહેતા સુરત મિશન બ્રાન્ચ સ્કૂલના હેડ માસ્તર હતા. એકમાર્ગી જીવનથી અને ધર્મપરાયણ ભાવનાથી તેઓ સ્કૂલના અધિકારીઓ, પ્રિન્સીપાલ વર્ગ, શિક્ષક વર્ગ, તેમજ વિદ્યાર્થીઓમાં ઘણા પ્રિય થઈ પડ્યા હતા.

બાબુ શિશિરકુમાર ઘોષે "શ્રી અમિય નિમાઇ ચરિત" અને "Lord Gouranga or Salvation for all" પુસ્તકો પ્રસિદ્ધ કર્યા હતા. તે પુસ્તકના પ્રચાર કાર્યમાં નાથાભાઈ મદદરૂપ થવાથી તેઓ શિશિરકુમાર ઘોષના ગાઢ સંબંધમાં આવ્યા હતા. આ સંબંધને લઈને શિશિરકુમાર ઘોષ નાથાભાઈને અમૃત બઝાર પત્રિકાની અઠવાડિક પ્રત મોકલતા હતા. આ પત્રિકામાં બાબુ શિશિરકુમાર ઘોષના સુપ્રસિદ્ધ માસિક "The Hindu Spiri-

tual Magazine"ની જાહેરખબર વાંચીને નાથાભાઈ એ માસિકના ગ્રાહક થયા

આગલા પ્રકરણમા જણાવ્યા મુજબ હિન્દુ સ્પિરિચ્યુઅલ મેગેઝીનના ઈ. સ ૧૯૦૭ના ડિસેમ્બરના તેમજ ઈ સ ૧૯૦૮ના જાન્યુઆરી તથા ફેબ્રુઆરીના અકોના ઠાકુરશ્રી હરનાથની દિવ્ય અદ્ભુત શક્તિના અનુભવ પ્રગટ કરવામા આવ્યા હતા એ વાંચી નાથાભાઈ સહજ આકર્ષાયા અને નાથાભાઈને ઠાકુરશ્રી હરનાથપર પત્ર લખવા ઇચ્છા થઇ તેઓએ બાબુ ગિરિરકુમાર ઘોષને પત્ર લખી શ્રીહરનાથનુ ઠેકાણુ પૂછાવ્યુ નાથાભાઇના પત્રના જવાબમા શિશરકુમાર ઘોષે શ્રીયુત અટલબિહારી નન્દીનુ સરનામુ લખી મોકલ્યુ અને ઠાકુરશ્રીના સરનામા માટે તેમને પત્ર લખવા જણાવ્યુ નાથાભાઇએ શ્રીયુત અટલબિહારી નન્દીને ઠાકુરના સરનામા માટે પત્ર લખ્યો અને ઠાકુરનુ સરનામુ મેળવી તેઓએ ઠાકુરશ્રીને પ્રથમ પત્ર તા ૮મી ફેબ્રુઆરી ૧૯૦૮ને દીને કાશ્મીરમા જમ્મુ લખ્યો આ પત્રનો પ્રત્યુત્તર શ્રી હરનાથે તા ૧૫મી ફેબ્રુઆરી ૧૯૦૮ના દિવસે આપ્યો આ પત્ર મળતા નાથાભાઇના આનદનો પાર રહ્યો નહિ પત્રદ્વારા ઈ સ ૧૯૦૮થી નાથાભાઈ શ્રીહરનાથના સપર્કમા આવ્યા

શ્રીહરનાથના નાથાભાઈ પ્રતિ તેમજ નાથાભાઇના

પુત્રો માણેકલાલ તથા વિઠ્ઠલદાસ તેમજ તેમની પુત્રિના પુત્ર નટવરલાલના પ્રતિ કેટલાક પત્રો જનસમાજની જાણ ખાતર હવે પછીના પ્રકરણમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. નાથાભાઇના કુટુંબ પ્રત્યેનો શ્રી હરનાથનો ભાવ તે પત્રોમાં તરવરી આવે છે.

ઠાકુરશ્રી હરનાથની આજ્ઞાથી નાથાભાઇએ બંગાલી ભાષા શીખવી શરૂ કરી. તે વખતે બંગાલી ભાષા શીખવા બંગાલી-ગુજરાતી પુસ્તક નહતું. પરંતુ શ્રીહરનાથના આશીર્વાદથી થોડા મહિનામાં બંગાલી વર્ણ પરીચય દ્વારા તેઓ પોતેજ પોતાના શિક્ષક બની બંગાલી શીખ્યા.

ઠાકુરશ્રીના સંસર્ગમા આવવાથી નાથાભાઇનું ચિત્ત સંસારમાથી અલિપ્ત થવા માંડયુ અને તેઓએ પોતે નોકરીમાથી નિવૃત્ત થવા માટે શ્રીહરનાથની આજ્ઞા માંગી. પ્રથમ તો શ્રીહરનાથે તેમ કરવા ના જણાવી. નોકરીમાંથી નિવૃત્ત થયા પછી નાથાભાઈની તિવ્ર ઇચ્છા પોતાના પુત્રો ઉપર કોઇપણ પ્રકારના બોજારૂપ પોતે થઇ ન પડે તે હતી. આખરે ઇ. સ. ૧૯૧૦ની આખરમાં નોકરીમાંથી નિવૃત્ત થવા ઠાકુરશ્રીની પરવાનગી મેળવી નાથાભાઇ ઈ સ. ૧૯૧૧ની શરૂઆતમાં નિવૃત્ત થયા.

ઉપર જણાવ્યા પ્રમાણે નાથાભાઇ સ્કૂલમાં ઘણા પ્રિય થઈ પડયા હતા અને તેઓ નિવૃત્ત થાય તે કોઇને રૂચ્યુ

નહિ પરંતુ તેઓએ પ્રભુ પ્રેરિત નિવૃત્ત થવાનું ખાસ કારણ સર્વને જણાવ્યું કે તેઓ પ્રભુના કાર્યમાં પોતાની જીંદગીનો અવશેષ સમય ગુજારવા માંગે છે, ત્યારે સૌ કોઇ રાજી થયા. તે વખતે નાથાભાઇને સ્કૂલ તરફથી માનપત્ર આપવામાં આવ્યું અને તે પ્રસંગે તેઓએ સ્વરચિત કાવ્ય સર્વેને સંબોધીને અંજલીરૂપે અર્પણ કર્યું. આ કાવ્ય શ્રીહરનાથ પ્રેરિત નાથાભાઈના અંતીમ જીવનનો ધ્યેય સૂચવતું અનુકરણીય હોવાથી નીચે પ્રગટ કરવામાં આવે છે.

## પ્રેમ પુષ્પાંજલિ

મિશન ખાતાના મારા કૃપાળુ સત્તાધિકારી સાહેબો, સહકારીઓ, સન્મિત્રો, તથા વિદ્યાર્થીવૃંદ પ્રતિ.

### — પ્રભુ પ્રાર્થના —

હે વિશ્વેશ વિભુ કૃપાનિધિ દયા શાંતિ સદા દાખજો,
સંસારાબ્ધિ વિષે સુકૃત્ય કરવા સદ્‌બુદ્ધિને આપજો;
ભાવે ભક્તિ અનન્ય જન્ય હૃદયે પ્રેમે કરી થાપજો,
હે સર્વેશ દયાનિધે પ્રણતને આનંદકારી હજો. ૧
આયુ જાય મનુષ્યનું જિવિત છે વિદ્યુતસમું સ્વલ્પ તો,
સન્માર્ગે વિચરી પરાર્થ કરવા સામર્થ્ય સંપૂર્ણ દો;
અજ્ઞાની શિશુ રંકની ચલિત ને દુર્બુદ્ધિ તે કાપજો,
જે કૃત્યો પુર પ્રેમને નિરખવે એવાંજ સૂઝાડજો. ૨

વૃક્ષે વૃક્ષ ભમી પહાડ અવનિ શોધે મૃગો કસ્તુરી,
તે જાણે નવ તે રહી નિજ વિષે, હા ! વાત શી ખેદની;
અંતર્માંજ રહ્યા તમે જગપતિ સત્યે ઠરી માનીએ,
ઇજ્યાખ્યા નતિ ધ્યાનને શ્રવણના પંચામૃતે સાધીએ. ૩
હીરો તું હરિ સાચ કાચ તજીને તે પામવા મંથીએ.
ગુર્વાસિત સુવાટિકા મહિં રહ્યાં સુપુષ્પ તે ગ્રંથિએ;
નીતિ સત્પથ ચાલીને તુજતણી આજ્ઞા શિરે ધારીએ,
કલ્યાણાર્થી અમે પરાર્થ કરવા સદ્દબુદ્ધિને વાળીએ. ૪
સ્વર્ગદ્વાર તણી સચોટ સરલી શ્રદ્ધાજ ચાવી ખરી,
તે રાખી નિજ અંતરે તુજતણી ભક્તિ કરીએ વડી;
ના વાણી પણ વર્ત્તને વિચરવા વૃત્તિ સદા રાખીએ,
જેથી ઉન્નતિનાં સુમિષ્ટ ફળને સ્વાદે કરી ચાખીએ. ૫
મોતી તેજ રળે સમુદ્ર પુરમાં જે ડૂંબકી મારતો,
જે ડૂબે ઇશભક્તિમાં અતુલ તે સ્વર્ગી હિરો પામતો;
મારા ઉપરી મિત્ર શિષ્ય સઘળા ન્યાયાં સુખોને રળો,
વિશ્વેશા વિનતી કરૂં તુજ પ્રતિ આ નાથ વાણી ફળો. ૬

**નાથાભાઈ નરોત્તમદાસના**
સવિનય પ્રણામ તથા આશિષ.

શ્રીહરનાથ નાથાભાઈની ભાવના કળી ગયા હતા. તેઓશ્રીની પ્રેરણાથી નાથાભાઇને સ્કૂલના સત્તાધિકારીઓએ એક વર્ષનું પેન્શન ખાસ બોનસ તરીકે આપ્યુ.

નાથાભાઈને શ્રીમદ્દભાગવત ઉપર ઘણો પ્રેમ હતો અને

સ્કૂલના પ્રવચન હૉલમા નાથાભાઈનુ શ્રીમદ્ભાગવત સાથેનું એનલાર્જમેન્ટ તેઓ તરફના આદર તરીકે મૂકવામા આવ્યુ હતુ જે હજુસુધી ત્યા રાખવામા આવ્યું છે મિશન સ્કૂલના ઈતિહાસમા આ બનાવ પ્રથમ અને એકજ છે. નાથાભાઈએ નોકરીમાથી છૂટા થઈ સમાજના કામો છોડી પોતાનો સમય રાતદિવસ પ્રભુના કાર્યમા તથા કીર્તનમા ગાળવા માંડ્યો

ઠાકુરશ્રી સાથે ગાઢ સબંધ બંધાતા ઠાકુરે નાથાભાઈને "પાગલ હરનાથ"ના પ્રથમ ભાગનો ગુજરાતી અનુવાદ કરી છાપવા સૂચના કરી આ પુસ્તકનુ મોટા ભાગનુ ભાષાંતર તેમણે કર્યું, ત્યારપછી તેઓ બિમાર પડ્યા

નાથાભાઈની બિમારીમા પ્રથમ તાવ શરૂ થયો આ તાવ દરરોજ સવારે અગિયાર વાગ્યા પછી આવતો અને આખી રાત રહી બીજે દિવસે સવારે વહેલા ભાગમા ઉતરી જતો આ તાવના કારણે નાથાભાઈ પોતાનો બધો કાર્યક્રમ સવારના અગિઆર વાગ્યાની અંદર પતાવતા તેમના પુત્ર માણેકલાલના લગ્ન કરવાનુ નક્કી થયુ લગ્નની જોઈતી તૈયારી કરવા માટે નાથાભાઈએ તેમના પુત્ર માણેકલાલ તથા વિઠ્ઠલદાસને મુબઈ પત્ર લખ્યો અને ઑફિસમાથી રજા લઈ સુરત આવવા સૂચન કર્યું માણેકલાલ ખાનગી નોકરીમા હોવાથી પોતાનુ કામ આટોપી શેઠની રજા લઈ તેઓ સુરત ગયા પરંતુ વિઠ્ઠલદાસ મુબઈની પોલીસ કમિશનરની

ઑફીસમાં કામ કરતા હોવાથી રજા મેળવવાનું મુશ્કેલ થયું. તેમને પિતાશ્રીના આદેશ મુજબ એક મહિનાની રજા માટે અરજી ઑફિસના હેડક્લાર્કને આપી. હેડક્લાર્કે આ અરજી વિઠ્ઠલદાસને પાછી આપી, સૂચવ્યુ કે ઑફીસના કામ અંગે તેમને રજા મળી શકે એમ નથી. વિઠ્ઠલદાસે આ બાબત તેમના પિતાશ્રીને લખી જણાવી. વિઠ્ઠલદાસે એક અઠવાડીયાની રજા માટે બીજી અરજી હેડક્લાર્કને આપી અને હેડક્લાર્કને કમિશનર સાહેબ પાસે રજાની અરજી મંજુર કરાવવા વિનંતી કરી. હેડક્લાર્કે વિઠ્ઠલદાસની વિનંતી માન્ય કરી નહિ અને અરજી ઉપર કામને લઇને વિઠ્ઠલદાસને ઑફીસમાંથી છૂટા કરી શકાતા નથી તેવો શેરો કરી અરજી પોલિસ કમિશનર પાસે મોકલી આપી. સંજોગવશાત્ પોલિસકમિશનર ઑફીસમાંથી વહેલાં ગયેલા હોવાથી આ અરજી તેમના ટેબલ પર રહી. દૈવની ગતિ વિચિત્ર છે! હેડક્લાર્કને રાત્રે ઉંઘ આવી નહિ અને બીજે દિવસે ઑફીસે વહેલા જઇ વિઠ્ઠલદાસની રજાની અરજી સાહેબના ટેબલ પરથી પાછી લઈ તેને રદ કરી સાહેબ પાસે એક અઠવાડીયાની રજા મંજુર કરાવવા તેઓને દૈવી સૂચન થયુ. આ સૂચન પ્રમાણે હેડક્લાર્કે બીજે દિવસે વિઠ્ઠલદાસ પાસે રજાની બીજી અરજી કરાવી એક અઠવાડિયાની રજા સાહેબ પાસે મંજુર કરાવી. રજા મંજુર થયે વિઠ્ઠલદાસ સુરત ગયા

અને લગ્નના કાર્યમાં તેમના મોટાભાઈની મદદમાં જોડાયા.

લગ્ન પ્રસંગે શ્રીહરનાથને સુરત બોલાવવાને નાથાભાઈને તિવ્ર ઇચ્છા થઈ. આ વખતે ઠાકુરશ્રી અલ્હાબાદ હતા.

નાથાભાઈએ તેમને લગ્ન પ્રસંગે સુરત પધારવા પત્ર દ્વારા વિનંતી કરી. પરંતુ શ્રીહરનાથના સુરત જવાથી નાથાભાઈને ખર્ચમાં વધારો થશે તે કારણથી તેઓ જાતે પધાર્યા નહિ. પરંતુ નાથાભાઈને પત્રના ઉત્તરમા આશ્વાસન આપ્યુ કે લગ્નને દિવસે તેઓશ્રીની દિવ્ય હાજરી અવશ્ય રહેશે. નાથાભાઈ બિમારીને કારણે પથારી વશ હોવા છતા લગ્નને દિવસે તેમની પ્રકૃતિ સારી થઈ ગઈ અને તેઓ લગ્નમા એક દિવસ માટે પૂરેપૂરો ભાગ લઈ શકયા.

નાથાભાઈ ગંભીર બિમારીથી કંટાળ્યા. તા. ૨૦મી માર્ચ ૧૯૧૨ના દિવસે નાથાભાઈએ એક પત્ર વિઠ્ઠલદાસ પાસે ઠાકુરશ્રી ઉપર લખાવ્યો અને તેમણે તે પત્ર ઉપર ધ્રુજતા હાથે પોતાની સહી કરી. આ પત્રમાં તેઓએ ઠાકુરશ્રીને વિનંતી કરી કે તેઓ બિમારીથી કંટાળ્યા છે તેથી તેમને જલદી મુક્ત કરવા. ઠાકુરશ્રીનો જવાબ તા. ૪થી એપ્રિલ ૧૯૧૨ના દિવસે સંધ્યા સમયે સુરતમાં આવ્યો. તેમાં દર્શાવ્યું હતું કે પરમાત્મા તેમને જલદી મુક્ત કરો. આ પત્ર વિઠ્ઠલદાસે નાથાભાઈને વાંચી સંભળાવતાં જ તેઓએ પોતાનો દેહ છોડયો. નાથા-

ભાઈના અંતિમ સમયના પત્રો જે અંગ્રેજીમાં છે તે તેમજ તેનો ગુજરાતી અનુવાદ નીચે આપવામાં આવે છે.

(નાથાભાઈના અંતિમ પત્રનો શ્રીહરનાથનો પ્રત્યુત્તર)

**Jammu,**
25th March 1912

**My dear Vithaldasji,**

I am much sorry to see the writing of my dear father Nathabhaiji and am much anxious to hear about his health. He is one of the most favourites to my Lord and so all his desires must be fulfilled. Let him not be anxious for anything. He will get everything and he will be blessed every way. Lord loves him dearly and He is always with him. He will not leave him any time. When he will finish his play, My Lord will take him to His blissful Dominion.

Affly yours,
HARA

જમ્મુ,
તા. ૨૫ મી માર્ચ ૧૯૧૨

વ્હાલા વિઠ્ઠલદાસજી.

મારા વ્હાલા પિતાશ્રી નાથાભાઈજીના હસ્તાક્ષર જોઈ મને ઘણી દીલગીરી ઉપજે છે. તેમની તબીયત સંબંધમાં સાંભળવા હું ઘણો જ આતુર છું. મારા પ્રિય પ્રભુના તે એક પરમકૃપાપાત્ર છે અને તેમની ઇચ્છાઓ પરિપૂર્ણ થવી જોઈએ. કોઇપણ બાબતમાં તેમની અપેક્ષા રહે નહીં, તે બધું મેળવશે અને દરેક રીતે તેમના ઉપર કૃપા ઉતરશે. પ્રભુ તેમને પૂર્ણ પ્રેમથી ચાહે છે અને તે તેમની નિકટમાં જ છે. તેમને તે કદી છોડશે નહીં. તેઓ જ્યારે તેમની દુન્યવી રમત પૂરી કરશે ત્યારે તે સમર્થ પ્રભુ તેમને કોઈ સારા રમ્ય સુખમય સ્થળે લઇ જશે.

તમારો આથાળુ
"હર"

(શ્રીહરનાથનો નાથાભાઈના મૃત્યુ બાદનો પત્ર)

Sonamukhi
5th. April 1912

My dear Son,

I was anxiously waiting for your tele-

gram. God knows how sorry to part with our beloved father. His soul may now find rest under the lotus like feet of Shri Krishna. I know he has parted like a Saint remembering Krishna and reciting His sweet name. Dear children, this is the end of every one. Dear, I shall send the last letter written by our father back to you and you should preserve it like idols. Dear father's last letter and my reply to it will be kept together to show the world how to go. He was a Saint, passed like a Saint and will come again like a Saint.

Again I say may his soul find peace in the domenics of our Lord.

Afflv yours,
HARA

સોનામુખી,
તા. ૫મી એપ્રીલ ૧૯૧૨

મારા પ્યારા પુત્ર,

હું તમારા તારની આતુરતાપૂર્વક રાહ જોતો હતો. આપણા પ્રેમાળ પિતાથી છુટા પડવામાં કેટલી દીલગીરી ઉપજે છે તે પરમકૃપાળુ મારી પેઠે સમજે છે. તેમનો

આત્મા હવે શ્રીકૃષ્ણના ચરણકમળમાં જ સ્થિત રહે. હું જાણું છું કે, એક સાધુઅવસ્થામાં 'શ્રીકૃષ્ણના' નામને હૃદયમાં સ્થિત કરી તે ગયો છે. વ્હાલાં બાળકો, દરેકનો અંત આ મુજબ જ છે. વ્હાલા, હું આ વ્હાલા પિતાનો છેલ્લો પત્ર પાછો મોકલી આપીશ. અને તે એક મૂર્ત સ્વરૂપ સમજી જાળવજે. દુનિયાથી કેમ વિછૂટા પડવું, તે વ્હાલા પિતાનો છેલ્લો પત્ર અને મારો તેનો પ્રત્યુત્તર સમસ્ત જગતને સમજાવશે. તે સંત હતા, સંત રહ્યા, અને સંત થઇ ફરી આવશે.

ફરીથી કહું છું કે, તેમનો આત્મા આપણા પ્યારા પ્રભુની દૈવી સૃષ્ટિમાં ચિર શાન્તિ મેળવો.

તમારો માયાળુ
"હર"

(હરનાથનો બીજો પત્ર)

Jammu
22nd. April 1912

**My dear Vithaldasji,**

* * * *

His soul is at rest. He is now at his ease. He is in full bliss.

* * * *

HARA

તેમનો આત્મા મુક્ત છે તેઓ સુખ-શાન્તિમાં છે. સંપૂર્ણ સુખી છે.

હર

## પ્રકરણ ૨૯ મું.

### શ્રીહરનાથના નાથાભાઈના કુટુંબપ્રતિ પત્રો.

(૧)

જમ્મુ, ૧૫-૨-૧૯૦૮

નાથાભાઈ
મારા વ્હાલા ભાઇ,

તમારો તા. ૮મીનો પત્ર વાચતા મને જે લાગણી થઇ છે તેને હું કેવી રીતે વ્યક્ત કરી શકું? કૃષ્ણ કે જે સર્વોપરી છે ને જ્ઞાત કે અજ્ઞાત સર્વ વસ્તુના અધિપતિ છે, તેના ભક્ત બની, નિત્યાનંદ પ્રાપ્ત કરવાનો સહેલામાં સહેલો માર્ગ ગ્રહણ કરવાના સત્ય પંથનો તમે અંતે આશ્રય લીધો છે એ જોઈ મને ઘણો જ આનંદ થયો. बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते ॥ એવું આપણે ગીતાજીમાં વાચ્યું છે. નામના જપથી સિદ્ધ થઈ માણસને કૃષ્ણની સર્વોત્કૃષ્ટતા સમજાવા માંડે છે ને પછી તે તેને સર્વથી વિશેષ પ્રેમ ને આદરથી ચાહવા લાગે છે. कौंतेय प्रतिजानीहि न मे भक्त: प्रणश्यति ॥ એમ ગીતાજી બોધ આપે છે. અરે, તમે ભાગ્યશાળી છો, તમે નાશ નહિ પામો. જે કૃષ્ણભક્ત થાય છે તે કદિયે નાશ પામતો નથી. વ્હાલા

મિત્ર, હું સૌથી વિશેષ કમભાગ્ય છું કે આ બધું જાણતાં છતાં હું એક પ્રથમ પંક્તિનો ઢોંગી છું ને આંધળાઓને ઠગવાનું જ શીખ્યો છું તેથી કેટલાક લોકો મારામાં અલૌકિકપણું જુએ છે. ખરું જોતાં તો મારામાં કશું જ સારૂં નથી. હું તો અનિષ્ટોના ભંડારરૂપ છું. હું મારામાં એક પણ વસ્તુ મારી હોય એમ જોતો નથી. પ્રભુ જાણે કે લોકો એવું કેમ કહે છે. હું તો મારી જાતનો વિચાર કરું છું ત્યારે મને શેખ સાદીના શબ્દો જેવા કે "હું કેવો છું એ હું જાણું છું. બહારનાઓ તો મારા વસ્ત્ર પરિધાનને જુએ છે. અંદર શું છે તેની મને જ ખબર છે" તેનું આબેહૂબ ચિત્ર મારા મનમાં ખડું થાય છે. વ્હાલા મિત્ર, તેથી મારી વિનંતિ છે કે હું જેવો છું તેવો મને જાણીને મારી ઉપર કૃપા દૃષ્ટિથી જોશો ને મારી દયા ખાશો.

વ્હાલા, સામાન્ય નિયમ એવો છે કે ખરાબ વસ્તુઓ હોય તે ખરાબ જગ્યાએ જ મૂકાય; માટે તમારો સઘળો ભાર મારા પર લાદો ને તમે છૂટા હાથે હલકા થઈ પ્રગતિ કર્યે જાઓ. તમે પરમાત્મા કૃષ્ણના લાડીલા છો એમ મને કહેવા દો. તે તમને બહુ જ ચાહે છે ને સર્વદા તેવી જ રીતે ચાહ્યાં કરશે. માટે તેને ને તેના મધુરતમ નામને ભૂલી જતા નહિ; તમારી જીવનયાત્રામાં એ એકલો જ તમને ખુશખુશાલ રાખશે. તમારે અહીં કેટલો સમય

રહેવું પડશે તેની ચિન્તા કરશો નહિ. આ રસ્તે કામ કર્યે જાઓ. મહાન વસ્તુઓ તો હજુ આવવાની છે ને ભવિષ્યમાં તમારે ઘણી વસ્તુઓ કરવાની છે. હજુ તમારા ભાગ્યમાં ઘણાં વર્ષો લખેલાં છે. નાહિંમત થતા નહિ. તમારૂં કાર્ય પુરૂં કરવાને હજુ પણ તમારે ઓછામાં ઓછાં પંદર વર્ષ જોઈશે. વિશ્વાસ રાખો ને કૃષ્ણનામનું રટણ કરવાથી જે ફાયદો થાય તેનો લાભ લો. તેને ને તેના ભક્તોને પૂરા હૃદયથી ચાહો. જો તમારે કૃષ્ણના આશીર્વાદ જોઈતા હોય તો કૃપા કરીને તેના ભક્તોને ચાહવાનું કદિયે ભૂલતા નહિ. તેમના સારા કે ખોટાપણાનો ન્યાય તોલવા બેસતા નહિ. જે તેમનો અધિપતિ છે તેને એકલાને જ તે કાર્ય કરવા દો. તમે વધારે સારી રીતે જાણો છો કે પોતાનો નોકર ગમે તેટલો દુષ્ટ હોય છતાં તેને શિક્ષા કરવી કે માફી બક્ષવી એ સરકારને આધીન છે. પરંતુ જો સરકારનું તે કાર્ય આપણે પોતે આપણા હાથમાં લઈએ તો તેમ કરીને આપણે સરકારની ઈતરાજીને કેવી વ્હોરી લઇએ છીએ ને આપણને કેવી સખ્ત શિક્ષા ભોગવવી પડે છે! આ બાબતમાં પણ તેવું જ છે. કૃષ્ણના સર્વ અનુયાયીઓ પછી તેઓ સારા હોય કે ખોટા, બધા જ પ્રભુના દાસો છે. તે જ પોતાના દાસો પૈકી ગમે તેને વરદાન આપે છે કે દંડ આપી શિક્ષા કરે છે; પણ આપણે તેમના કાજી થવું નહિ. આપણે તો કશા પણ

ભેદભાવ વગર તેના ભક્તોને માન આપવું, અને તેમ કરી આપણો હેતુ સિદ્ધ કરવો. સરકારની જેમ આપણો પ્રભુ પણ આપણાથી ઘણો દૂર છે. એક અર્થમાં તો તે અગમ્ય હોય છે. આમ છતાં હલકા પગારના નોકરો આપણા સંબંધમાં હોય છે. તેમની ભલામણ કે અભલામણ વડે જ સાધારણ રીતે આપણું ભલું કે બુરૂં થાય છે; માટે આ બાબત પરત્વે બરાબર કાળજી રાખવી ને તેના નામને ને તેના દાસોને ચાહતા રહેવું.

વ્હાલા, જેઓ અહીંથી છોડી ચાલ્યા ગયા છે તેનો વિચાર ન કરવો. તેમના કુટુંબમાં વૈષ્ણવ પુત્ર જન્મ્યો છે એથી જ તેઓ શાંતિમાં હશે, વધારે સારી સુખી અવસ્થામાં હશે. તેઓ હમણાં ઘણા સુખમાં છે. તેમના શ્રેય માટે અનુકૂળતાએ તીર્થો કરવાનો પ્રયત્ન કરવો.

તમારી તબીયતની બાબતમા તમારે જરી પણ ચિન્તા કરવી નહિ. કૃષ્ણનામ જ સૌથી મોટી ઔષધિ છે. છતાં દવા લેવી હોય તો લેવી, જેથી તમને કંઈક આરામ મળે. એક રૂપિયાભાર સાકર અને સાથે બે ત્રણ મરી ને એક રૂપિયાભાર બીલીપત્ર, એ બધું પાણીની અંદર મેળવી દર-રોજ સવારે લેવાનું ચાલુ રાખવું; પરંતુ તમારે વિસરી જવું નહિ કે કૃષ્ણનામ જ એ એક જ ખરી ઔષધિ છે. માટે તેનું નામ રટવાનું ચાલુ રાખવું ને તમે સુખી થશો. જરૂર પડયે હંમેશા મને યાદ કરશો.

આ વધારે પડતું પગલું ભરવા માટે કૃપા કરી માફ આપી મને ઉપકૃત કરશો.

પ્રેમમાં તમારો,
**હરનાથ પાગલ**

(૨)

જમ્મુ, તા. ૨૮-૨-૧૯૦૮

**પ્રિય નાથાભાઈ,**

જેવું તમારૂં નામ છે તેવા થવા પ્રભુ તમને સહાય કરો. તમારામાં સર્વ સારા તત્ત્વો જોવાની મારી ઈચ્છા છે. તમારો લાંબો પત્ર મળ્યો, અને વાંચી હું સુખી થયો. કૃપા કરી તમે મને એક તમારો ક્ષુલ્લક આશ્રિત અને નિરાધાર માનજો. હું અંધ છું, અને અન્ય અંધના ખભા-પર બેઠો છું, એ સત્ય છે. ડગલે ને પગલે ભય રહેલો છે, છતાં પણ મને મારી ચિંતા નથી. પરિચિત તેમજ અપરિચિત સર્વ પ્રાણી માત્ર સાચું સુખ પ્રાપ્ત કરે એજ મારી તીવ્ર વાંચ્છના અને શુભેચ્છા છે. એ શુભ દિન પ્રભુ-કૃપાથી જલદી આવે. પ્રિય, પવિત્રતા કે અપવિત્રતાનો અંશ માત્ર પણ ખ્યાલ ન લાવતા, પ્રભુને ઈશ્વર તરીકે નહિ, પરંતુ આપણા સાથી માનીને તેનું અતીવ મધુર નામ જપ્યાં કરવું. તેના પર પ્રેમ કરતાં શીખો. પ્રભુનુ મધુર નામ જપતાં અણધાર્યા કે વિચિત્ર વિચારો મનમાં આવે તો તેમાં તમે ખોટું કર્યું છે એમ માનશો નહિ. તમારે એટલું

જાણવું કે, કાર્યની તુલના કાર્યકર્તાની ભાવના કે તેના ધ્યેયથી થાય છે, અને નહિ કે તેના પરિણામ ઉપરથી. તેથી તમારા ધ્યેયને તમારૂં દ્રષ્ટિબિન્દુ બનાવી ઇચ્છામાં આવે તે કર્મ કરો. પવિત્ર ધામમાં જવાની શુભ પ્રેરણાવાળો યાત્રી જો માર્ગમાં મૃત્યુ પામે, તો પણ તેની યાત્રા સામાન્ય નિયમમુજબ સફલ થાય છે. હવે તમેજ જુઓ કે નિષ્કર્મ રહેવા છતાં પણ મનુષ્યને કેવી રીતે અને શા કારણથી ફલ મળે છે. આ વિષયમાં સર્વફલદાતા શ્રીકૃષ્ણ કાર્યહેતુ જોઈ ફલ આપે છે. આ વાત એજ કારણથી કહું છું કે જો કોઈ મનુષ્ય શુભ મન તેમજ પવિત્ર વિચારથી પ્રભુનામનો જાપ કરવા બેસે તો વચમાં વચમાં વિચારો આવવાથી નામજપની મહત્તા ઓછી થતી નથી તેની તમને પ્રતીતિ થાય. જપના આરંભસમયે સર્વ પ્રકારના વિચારો કે વ્યથા ચિંતાઓથી મનને મુક્ત રાખો. ત્યારબાદ શું થશે તે માટે નિશ્ચિત રહો. મારી વાત સાંભળો. એક દિવસ આવશે, જ્યારે લોકોને તમારામાં અલૌકિકપણું દેખાશે, અને તેઓ તમને જગતના આભૂષણસમાન માનશે. પ્રભુનામને છોડશો નહિ. એના જેવો અન્ય રાજમાર્ગ બીજો કોઇ નથી. નામના જપદ્વારા અપરિચિત પદાર્થો પણ પ્રાપ્ત કરી શકાય છે. નામજપવિના હસ્તગત વસ્તુઓનો પણ ત્યાગ કરવો પડશે. તેથી દરેકને મારી સલાહ છે કે દૃઢતાપૂર્વક એક નામસ્મરણનો આશ્રય લેવાથી મુક્તિ મળશે,

શ્રીકૃષ્ણપ્રાપ્તિ થશે અને તમારા સર્વ મનોરથ કે ધ્યેય પાર પડશે. પ્રિય, તમારો ભાર મારા શિરે મૂકવા કહું છું તેથી વિસ્મય થશો નહિ. એજ મારો જીવનનો વ્યવસાય છે. મજુરોની માફક બીજાઓના બોજાનું વહન કરી હું મારો નિર્વાહ ચલાવું છું, તેથી મજુરના વ્યવસાયને ઉત્તમપૈકીનું કાર્ય ન માની લેવું. જે મનુષ્ય પોતાનો બોજો મારા શિરે મૂકે છે, તે મારે મન તો દયાળુ છે. હું તેનાપર રાગ ન લાવતાં તેની પ્રશંસા કરૂં છું. તેથી હલકા થઇ છુટે હાથે પ્રયાણ કરી શકો તેમાટે તમારો બોજો મારા શિરે મૂકવા અચકાશો નહિ કે મૂંઝાશો નહિ. કૃપા કરી ક્ષમાભાવે મારી આ નમ્ર માગણી મંજુર કરશો. લોકો મારે વિષે ગમે તે કહે, મારા દિલની વાત તો હું જ જાણું છું. આ લખતાં મને શેખસાદીના શબ્દો યાદ આવે છે. તેઓ કહેતા કે, "હું કોણ છું તે મને ખબર છે. મારાવિષેના ખોટા તર્કવિતર્કથી ભુલથાપમાં પડશો નહિ." તમે મને યોગ્ય ભાવે ભજી મારાપર દયા કરો. મને તો સદાનો તમારો આશ્રિત માનજો...............

તમારો સદાનો સ્નેહી
હર

(૩)

જમ્મુ તા. ૯–૩–૧૯૦૮

પ્રિય માણેકલાલ,

તમારો તા. ૧ લી નો પત્ર વાંચી મને ઘણો આનંદ થયો. તમારા પત્રની દરેક લીટીમાં કૃષ્ણપ્રેમની સુવાસ છે.

સુપાત્ર નાથાભાઈ મને અતિપ્રિય હોઇ, તેના સુયોગ્ય પુત્ર સાથે પરિચય થવાથી, સાચે મને અતિ આનંદ થયો છે. તમો સર્વને એકવાર મળવા હું ઉત્સુક થયો છું, પરંતુ કૃષ્ણજીને માલમ કે મારી ઇચ્છા સફલ થશે કે કેમ ! અને થશે તો ક્યારે ? તમે ખાત્રીપૂર્વક માનજો કે, ગમે તેવી અસંભવિત હોવા છતાં પણ, શ્રીકૃષ્ણ સૌ કોઇની સર્વ વાંચ્છના પરિપૂર્ણ કરે છે. તેનાથી કોઈ પણ વંચિત રહેતું નથી. કૃષ્ણને ભૂલશો મા, તેમજ શ્રી ગૌરાંગ રૂપે અવતાર લઈ જે મધુર કૃષ્ણનામ તેઓએ શીખવ્યું છે તે પણ ભૂલશો નહિ. શાશ્વત સુખનો આ સિવાય અન્ય કોઇ રાજમાર્ગ નથી, તેથી કૃષ્ણના મધુર નામને ભૂલશો નહિ, એજ મારી તીવ્ર ઇચ્છા છે. તેનું સતત રટણ કરવાથી, તમારો જીવનમાર્ગ સુંદર ભાતભાતના વિકસિત રંગબેરંગી પુષ્પોથી વિસ્તૃત થયેલો તમે જોશો. કૃષ્ણમાં દૃઢ અને અચલ વિશ્વાસ રાખી નિર્ભય બનો.

પ્રિય, તમારી ગત પત્ની માટે બહુ વિચારશીલ ન થાઓ. તે સ્વર્ગમાં આનંદ કરે છે. તે સાંસારિક સંબંધથી મુક્ત થઈ છે, અને તેને દુનિયાઈ સહાયની પરવા નથી કે ઇચ્છા પણ નથી. તે સુખમાં છે. આ દુનિયાના બંધનો, માત્ર મશ્કરી રૂપ હોઇ, સહજમાં શિથિલ થઈ, તુર્તમાં અદૃશ્ય થઈ જાય છે. જે બંધન શિથિલ થતું નથી, એ એક માત્ર આપણા અને શ્રી કૃષ્ણ વચ્ચેનું બંધન છે. આ વાત સત્ય માની, તે મુજબ વર્તન કરશો. સુયોગ્ય પિતાના સુયોગ્ય પુત્ર એવા

તમને જોઈ હું ઘણો ખુશી થયો છું. ધૈર્યથી ચાલ્યા જાઓ. તેથી તમારો ઉદ્ધાર થશે અને તમે શાશ્વત સુખ અને આનંદ ધામમાં પહોંચશો.

કૃષ્ણપર પ્રેમ કરો, અને સર્વ જીવ માત્ર પણ કૃષ્ણના છે, તેમ માની તેના પર પણ પ્રેમ કરો. પાપને ધિક્કારો પણ પાપી પ્રત્યે દયા દર્શાવો. દુઃસંગનો ત્યાગ કરશો, પરંતુ દુર્જનો તમારો સહવાસ ઇચ્છે તો તેઓને નિરાશ કરશો નહિ. તમારા દરેક સ્નેહીને કૃષ્ણનું મધુર નામ લેવા કહો. મિષ્ટ પદાર્થો જ્યારે સગાસ્નેહીઓ તેમજ મિત્રોની સાથે વહેંચી ખાવામાં આવે છે ત્યારે વધુ મિષ્ટ લાગે છે. શબ્દોમાં નહિ, પરંતુ કર્તવ્ય પરાયણ વૈષ્ણવ બનો. વધુ પડતો આત્મવિશ્વાસ રાખશો નહિ. પતિતો તેમજ અધમો તરફ તિરસ્કાર દૃષ્ટિથી ન જોતાં, તેમના પ્રત્યે અનુકંપા રાખી, તેમના પરિવર્તન માટે પ્રભુની પ્રાર્થના કરશો. તમારી ધર્મશ્રદ્ધા જ્યાં સુધી દૃઢ ન થાય, ત્યાં સુધી અન્ય સાથે ધર્મના વિવાદમાં ઉતરશો નહિ. જ્યારે પણ તમને નિવૃત્તિ મળે, ત્યારે એકાંત સ્થલમાં જઈ, ઉચ્ચ સ્વરે મધુર એવું પ્રભુ નામ લેશો. તમારા ચક્ષુમાંથી પ્રેમાશ્રુ વહેશે અને તદ્દ્વારા દુઃખના બોજાથી ભારે થયેલું તમારૂં હૃદય હલકું થશે. કૃષ્ણમાં દૃઢ ભાવના રાખશો, તો તમને કોઇનો કે કશાનો ભય રહેશે નહિં.

પ્રિય, ભલા શેઠની નોકરી કરો છો એ સાંભળી મને

આનંદ થયો છે. ભલા થશો તો સકલ જગત્ તમારૂં ભલું ઇચ્છશે. મ્હારા સ્નેહીઓ કે કટ્ટા શત્રુઓ, જેઓ મને આલેખે છે તેવો હું દેખાઉં છું, તેથી સાવધ રહી ચેતતા રહો.

શુભેચ્છા સાથે તમારો સ્નેહી
**હરનાથ**

(૪)

**જમ્મુ**, તા. ૭-૩-૧૯૦૮

**મારા પ્રિય નાથાભાઈ,**

તમારા પત્રથી મને અતિ આનંદ થયો........

પ્રિય, સૌ કોઈની અને ખાસ કરીને તમારા જમાઈની વ્યાધિઓ જાણી હું ઘણો દુઃખી થયો છું, અને આવા દુઃખના સમયમાં તેમને સહાય કરવા અશક્ત છું, તેથી મને વિશેષ કષ્ટ થાય છે. હું તો ઉપાધિરૂપ છું. મારા સહવાસથી અન્યમાં જે કાંઈ સારૂં હોય તે પણ નાશ પામે છે. પ્રભુ પતિતોનું કલ્યાણ કરો, અને નિરાધારને સહાય કરો. કૃષ્ણનું મધુર નામ લેવા તેઓને કહો, અને સાચા અંતઃકરણથી તેનો આશ્રય લેવા કહો, કે જેથી આલોક તેમ જ પરલોકમાં તેઓનું કલ્યાણ થાય. કૃષ્ણનામ ભવરોગનું નિવારણ કરે છે, તો પછી દેહના દર્દનું તો પૂછવું જ શું ? પોતે વાવેલા સારા કે નરસા કર્મરૂપી વૃક્ષના ફલ દરેક મનુષ્યે ભોગવ્યે જ છૂટકો. પરંતુ ભવિષ્ય માટે

તો સાવધ રહેવું જ જોઈએ. કોઈપણ મનુષ્યે કૃષ્ણ તેમજ કૃષ્ણનામને ભુલવું નહિ. જેને આલોક તેમ જ પરલોકમાં સુખી રહેવું હોય તેણે કૃષ્ણનામનો જાપ કરવો અને કૃષ્ણનો પૂર્ણપણે આશ્રય લેવો. પ્રભુકૃપાથી અમો સૌ કુશલ છીએ. પ્રભુ તમને પૂર્ણ આનંદમાં અને સુખમાં રાખે. પ્રિય, ભયભીત થશો નહિ. તે તમને નિજના દાસ અવશ્ય બનાવશે ફરીથી તમો સર્વને મારો પ્રેમ આપતો.

હું છું,
તમારો સ્નેહી
**હરનાથ**

(૫)

જમ્મુ, ૨૫-૩-૧૯૦૮

**મારા વ્હાલા નાથાભાઈ,**

તમારો માયાળુ પત્ર મળ્યો. તે વાંચી આનંદ થયો. આ નાલાયક બાળક પ્રત્યે આખરે માતાજીનું ધ્યાન પણ ખેંચાયુ છે એ જોઈ વિશેષ આનંદ થયો. તેમને મારા આદરપૂર્વક પ્રેમવંદન કહેશો અને તેમને ખુશમિજાજમાં રહેવા જણાવશો. તેમની સમીપ કશું જ અનિષ્ટ આવી શકે તેમ નથી. તે બધી રીતે યોગ્ય છે ને જો તે પરમદયાળુ પ્રભુ કૃષ્ણનો સંપૂર્ણ આશ્રય કરશે ને તેના મધુર નામને સર્વદા યાદ કરશે તો આખી જીંદગીભર તેવી સ્થિતિમાં જ રહેશે. વ્હાલા મિત્ર, શરીરને જેમ ખોરાકની જરૂર પડે છે તેમ

આત્માને પણ સમયસર ખોરાકની જરૂર રહે છે. તેના વગર તે આર્ત્ત બને છે ને દિવસે દિવસે નબળો પડતો જાય છે. જેમ શરીરની પુષ્ટિ આપણે જે કેટલોક ખોરાક પચાવીએ છીએ તેના ઉપર આધાર રાખે છે–જો તે ખરાબ હોય તો શરીર પર તેની ખરાબ અસર થાય છે ને સારો હોય તો સારી થાય છે–તેમ આત્માની બાબતમાં પણ બને છે. આત્માના યોગ્ય વિકાસ માટે આધ્યાત્મિક ખોરાક લેવો રહ્યો. સાધુ મહાત્માઓ તેમ જ બધાં જ શાસ્ત્રો એક જ અવાજે કૃષ્ણનામમાં કેટલી શક્તિ રહેલી છે તે વિષે કહે છે. કેવળ નામ જ સર્વ પ્રકારનું સુખ ને સિદ્ધિ પ્રાપ્ત કરાવશે. કોઈ સિદ્ધિ પાછળ ભટકો નહિ, પછી ભલે તે ગમે તેવી સારી કે કીમતી હોય; પરંતુ, તેની કશીપણ દરકાર કર્યા વગર નામનો જપ કર્યે જાઓ ને તમો સુખી થશો. તમારી પાસે કોઈ પણ પ્રકારની આપત્તિ કે દિલગીરી આવી શકશે નહિ, તમારો માર્ગ બરાબર સુરક્ષિત રહેશે ને સુંદર રીતે સુશોભિત થશે. નામનો જપ કરવાથી તમને સર્વ પ્રકારની આધ્યાત્મિક સહાય મળી રહેશે ને તમારી અંદરની હરેક પ્રકારની લોલુપતા નિશ્ચિતપણે અદૃશ્ય થઈ જશે. જો નામ ભૂલી ગયા તો પછી સ્વર્ગનું રાજ્ય મળે તો પણ તે કાંઇ ચાહવા જેવી વસ્તુ નથી. સ્વર્ગમાં પ્રભુના નામ વગર રહેવું તેના કરતાં પ્રભુનામનું રટણ કરતાં કરતાં નરકમાં રહેવું વધારે સારૂં. તો કૃપા કરીને તેના ઉપર

આધાર રાખો ને તમારાં જે કોઈ નજીકનાં ને સગાંસંબંધી હોય તેમને તેના ઉપર આધાર રાખતાં શીખવો.

કૃષ્ણ મહારાજનો જે સાધુજનો આશ્રય રાખતાં શીખ્યા હોય તેવાઓનો સત્સંગ સેવવો એ બીજો પુષ્ટિકારક ખોરાક છે. તેઓ ખરાં લોહચુંબકો છે, જે કાંઇ અશુદ્ધ હોય તેને શુદ્ધ ને પવિત્ર કરવા અને તેમને સારા બનાવી દેવાની તેમનામાં તાકાત હોય છે. માટે સાચા હૃદયથી પ્રભુના માનીતા એવા તેમનો સંગ કરવાની ઇચ્છા કરવી. તેઓ જ તમને પરમ સુખનો સાચો ને સહેલો રસ્તો બતાવશે ને તમને કૃષ્ણજી પાસે દોરી લઇ જશે, જ્યાં તમે એકવાર ગયા કે પછી તમારે કદિપણ પાછું આવવું નહિ પડે ને જ્યાં સુખનો પ્રવાહ કદીએ બંધ પડશે નહિ.

ત્રીજી વાત કૃષ્ણજી આપણી પર દયા કરે ને સહાય કરે એવું કરવાને જેઓ પતિત હોય, અધમ હોય તેમની ઉપર આપણે દયા કરવી ને મદદ કરવી જોઇએ. આપણે તેમનો તિરસ્કાર ન કરવો પણ તેમના કૃત્યોનો તિરસ્કાર કરવો. આપણે પાપોને ધિક્કારવા, પાપીઓને નહિ. આપણે તેમનો સંગ ન સેવીએ પરંતુ તેઓ આપણી નજીક આવે અને આપણી સાથે મોક્ષ ને પાપનિવારણ માટે પ્રભુને ભજે એવો આપણે પ્રયત્ન કરવો રહ્યો. માટે ગમે તે ભોગે પણ તેમને મદદ કરવાનું ચૂકવું નહિ.

ભૂખ્યાને ભોજન આપવું, વસ્ત્ર વગરનાઓને વસ્ત્રો આપવાં ને જેઓ માર્ગ ભૂલેલા હોય ને નાશીપાસ થએલા હોય તેમને સારી શિખામણ આપવી. તમારા દુશ્મનને પણ કષ્ટ આપવું નહિ કે તેમ કરવાનો વિચાર સુદ્ધાં મનમાં ન લાવવો. બધાંનું જ શુભ થાય એવું ઇચ્છવું પછી તે આપણો જાણીતો કે અજાણ્યો દુશ્મન હોય કે મિત્ર હોય. આમાં ભૂલ થાય નહિ. તમારે સદાયે યાદ રાખવું કે વિચારો કરતાં કાર્યો ઓછાં બળવાન હોય છે, માટે તમારે તમારા વિચારો સર્વદા પવિત્ર ને કશા પણ મેલ વગરના સ્વચ્છ રાખવા. સારા વિચારો કરવાથી સારી કલ્પનાઓ ઉપજે છે ને કલ્પના વડે જ માણસ સારો કે ખોટો થઇ શકે છે. માટે કૃપા કરીને તમારા વિચારોને સુરક્ષિત ને સંયમમાં રાખવાનું ભૂલતા નહિ. આવું વધારે પડતું લખવા માટે તમે મને ક્ષમા આપશો. આ બધાં સત્યો એક પહેલી પંક્તિના દુષ્ટ જનના મોંમાંથી આવે છે. વ્હાલા માણેકલાલને અને વિઠ્ઠલભાઇને મારા પ્રેમવંદન. તેઓ સુખી થાય ને દુન્યવી તેમ જ આધ્યાત્મિક સંપત્તિ પ્રાપ્ત કરે એવું હું સદાયે ઇચ્છું છું. તમો સર્વને મારા પ્રેમવંદન, બહાલા મંચેરશા ને અન્ય કુટુમ્બ જનોને મારા સ્નેહવંદન કહેશો.

તમારો સ્નેહી,

હર

(૬)

શ્રીનગર, ૨૬-૪-૧૯૦૮

મારા વ્હાલા નાથાભાઈ,

મને યાદ કરવાને માટે તમારો આભાર. હા, શ્રીનગર જતાં અટલબિહારી મારફત તમારો પત્ર મને મળ્યો છે. તમે સર્વ સુખી છો એ સાંભળી મને અત્યંત ખુશાલી ઉપજી છે. પ્રભુકૃપાથી અમે અહીં સહીસલામત આવી પહોંચ્યા છીએ. અમારી ચિંતા કરશો નહિ. પ્રિય માણેકલાલ, વિઠ્ઠલ અને સૌથી વિશેષ નટવરલાલ બધા જ આનંદમાં છે, તે મને હંમેશાં સંભારે છે એ જાણી મને આનંદ થયો છે. કૃપા કરીને માતાજીને કહેશો કે, આ નામચીન બાળક સદાયે એમની સેવા માટે તત્પર છે. જો કૃપા કરીને મારી ઉપર તેમની અમીદષ્ટિ ઢળશે તો હું એમનો ઘણો જ આભારી થઇશ. કૃષ્ણ કરે ને માતા ને બાળક નજીકમાં ભેગાં મળે. માતાને હંમેશાં સારૂં રહેતું નથી એ સાંભળીને મને દિલગીરી ઉપજી. કૃષ્ણપ્રભુ વિશિષ્ટભાવે તેમની સંભાળ લે એવું હું ઇચ્છું છું. કૃપા કરીને માતાજીને કહેશો કે, હરકોઇ રોગ કે અસ્વસ્થતા માટે મધુર કૃષ્ણ નામનો જપ એ સૌથી સારામાં સારો ઉપાય છે. તે પોતાનો સમય ખોટી ખોટી આશાઓમાં તથા વ્યર્થ ચિંતાઓ ને ઉદ્યોગોમાં ન ગાળે એ જોશો. સંપૂર્ણપણે પ્રભુ ઉપર જ તેને આધાર રાખતાં શીખવો ને સૌ સારૂં થઈ જશે.

પ્રિય નટવરલાલ, તું મને વ્હાલ છે. હું તને બહુ ચાહું છું ને તું સર્વ રીતે સુખસંપન્ન થાય એમ ઇચ્છું છું. કૃષ્ણ સદાયે તારી સંભાળ લો, ને તેની કૃપા ને આશીર્વાદો તારા ઉપર ઉતરો. શરૂઆતથી જ તું પવિત્ર જીવન ગાળતાં શીખ ને સર્વે તારી પ્રત્યે આદરભાવ રાખશે. પ્રિય માણેકલાલને મારા પ્રેમાશીષ પહોંચાડજે. આશા રાખું છું કે તનથી ને મનથી તે પૂરેપૂરો સાજોતાજો હશે. તેને કહેજે કે ખરાબ વિચારોથી તે તેના મનને દૂર રાખે. ખરાબ વિચારો જ હૃદયને મલિન કરે છે ને સાધુને પણ અસાધુ બનાવે છે. સેતાન એવા તરફ જ ગતિ કરી રહ્યો હોય છે. ખરાબ કૃતિ કરતાંયે ખરાબ વિચાર વધારે નુકશાનકારક છે. માટે આપણે સર્વદા સદ્વિચારોને જ સેવવા. એમ કરવાથી આપણું હૃદય શુદ્ધ થાય છે ને કૃષ્ણનો તેમાં આવેશ થાય છે. અસદ્વિચારો હળાહળ ઝેરની પેઠે જીવનું જીવત્વ હરી લે છે ને તેને નિષ્ક્રિય ને અશુદ્ધ બનાવે છે. માટે એક નિયમ તરીકે ખોટા વિચારોને પ્રયત્નપૂર્વક હડસેલી મૂકવા જોઈએ.

વ્હાલા વિઠ્ઠલભાઇને મારા સ્નેહસ્મરણ. તેને કહેજે કે કૃષ્ણના મધુર નામનો જપ બધા યોગોને પણ ટપી જાય છે. કેવળ નામ જ નામ ગ્રહણ કરનારને સર્વ આશીર્વાદો ને ઇષ્ટ સિદ્ધિઓને પાત્ર બનાવે છે. માટે તેને પણ કહેજે કે રાધાકૃષ્ણનું નામ લે. તેવું કરવાથી તે સુખી

થશે ને તેની બધી મુરાદો પાર પડશે. કેટલાંક અજાણ્યાં ને અકથ્ય કારણોને લઈને હું તેની ઉપર જુદો પત્ર લખતો નથી તેથી તે મને માફ કરે એમ પણ કહેજો. હું ઇચ્છું છું કે મનથી તે તેની વ્હાલી પત્નીને જુએ. શાહ જુઓ ને બધું જ થઈ રહેશે. 'ભૂલી જવું ને સહન કરવું' એ મુદ્રાલેખ તે આખી જીંદગી પર્યંત સેવે એમ એને કહેશો. તેવું કર્યેથી તે ખચિત જ તેનો હેતુ પાર પાડી શકશે.

હું છું
તમારો સ્નેહી,
"હર"

(૭)

શ્રીનગર, ૧૩-૫-૧૯૦૮

મારા વ્હાલા વિઠ્ઠલભાઈ,

તમારો સ્નેહાળ પત્ર વાંચતાં મેં જે આનંદ અનુભવ્યો છે તેને હું શી રીતે વ્યક્ત કરી શકું? તમારી તબીઅત સારી રહે છે એ જાણી મારા આનંદમાં વધારો થયો છે. હા, વ્હાલા મિત્ર, બીજું બધું જ કોરે મૂકી દઈને પ્રભુ કૃષ્ણના મધુરમય નામનો જપ કર્યા કરો. તેનું વિસ્મરણ કરવું નહિ કે જીવ્હા ઉપરથી તેના નામને અળગું કરવું નહિ. તેના નામ માત્રનો જપ જ તમને સર્વ જાતનાં સુખશાંતિ આપશે. અરે, શોકની છાયા સુદ્ધાં તમારો સ્પર્શ કરી શકશે નહિ. કૃષ્ણજીને સંભારતાં

સંભારતાં નરકમાં રહેવાનું થાય અને તેને વિસ્મૃત કરીને સ્વર્ગનું રાજ્ય ભોગવવાનું થાય, તો તેમાં પહેલું ઘણું વધારે સારૂં છે. વ્હાલા મિત્ર, ખરૂં જોતાં તો સ્વર્ગ ને નરકમાં તફાવત જ નથી. એક ભોગભૂમિ છે, બીજી શુદ્ધિની ભૂમિ છે. સ્વર્ગ ને નરક સેવકવૃત્તિને કારાગૃહ નિવાસના જેવાં છે. ઉભય સ્થિતિમાં આપણે આપણા પોતાના ધણી હોતા નથી. જે માણસ નોકરીમાં હોય તે પોતાની નોકરીની જગ્યા પોતાની સ્વેચ્છાનુસાર છોડી શકતો નથી. એક કેદની બાબતમાં પણ તેવું જ છે. અહીં તમે બન્નેની બાબતમાં કેવો તફાવત રહેલો છે તે જોઈ શકશો. આપણે નોકરીમાં હોઈએ ત્યારે કંઈક સુખચેનમાં આપણું જીવન પસાર કરી શકીએ એટલું જ, જ્યારે એક કેદી એવું નહિ કરી શકે. આજ મુખ્ય તફાવત છે જે ખરૂં જોતાં નહિ જેવો છે. માટે જ હું તમને શિખામણ આપું છું કે તમે પ્રભુના નામને ભૂલશો નહિ, એટલું જ નહિ, પણ દુનિયાદારીના લાભો કે સુખો માટે ટળવળશો નહિ. આપણા પ્રાણનાથ સિવાય સર્વ વસ્તુ સર્વદા વિકારવશ ને નાશવંત છે. માટે તેના ઉપર આધાર રાખવો ને તેને પોતાની કરવા મથવું, એ બરાબર નથી.

વ્હાલા મિત્ર, આ દુનિયામાં દરેક જીવ પરીક્ષાના સ્થળે આવેલો છે, તેને કેટલાક પ્રશ્નો આપવામાં આવ્યા છે, અર્થાત્ તેને કેટલાંક કર્મ સુપ્રત કરવામાં

આવેલાં છે; અને તદનુસાર તે સુખદુઃખ ભોગવવાનો છે. એટલે કે આપણા આ જીવનનાં કાર્યો આપણાં પ્રારબ્ધ કર્મો અનુસાર નિયમિત થશે માટે તેની પાછળ આર્ત્ત થવાની જરૂર નથી. વ્હાલા, ધર્મને બદલે ત્રિભુવનનું રાજ્ય મળે તો તેની પણ ઈચ્છા કરવી નહિ.

ધર્મને ધર્મની ખાતર ચાહતાં શીખો, તેને દુન્યવી લાભાર્થે કે પ્રાપ્તિ અર્થે ન ચાહો. હૃદય સદાયે કોમળ ભાવોથી ભરેલું નરમ રાખો. દુનિઆનાં દુઃખોને હળવાં કરવાનો પ્રયત્ન કરો. તેમને ધિક્કારો નહિ. ભલે તેમનાં ભૂતકાળનાં કાર્યોને ધિક્કારો પણ તેમની તો સદાયે દયા ખાઓ: જેઓ તંગ હાલતમાં હોય તેમને મદદ કરવાને તમારો હાથ ખુલ્લો રાખો, તમારા વિચારોને કાબુમાં રાખો ને તમારા શબ્દોને નીતિના ચોકઠામાં અંકુશિત કરો. તમારા દુશ્મનનું પણ ભલું કરવાને તત્પર રહો, જો તેમ કરશો તો તમને સર્વ કાંઈ મળી રહેશે ને આ દુનિયા તમારી થઈને રહેશે. સર્વ મિત્રોનાં તેમ જ દુશ્મનોનાં હૃદય એકસરખી રીતે જીતવાનો જો કોઈપણ જાતનો રામબાણ ઉપાય હોય તો તે આજ છે. વર્તમાનમાં સંતોષથી જીવવાનું શીખો, બડબડાટ કરવો નહિ. ચીડાવું એ જ બધાં અનિષ્ટોનું ને તેનાથી નીપજતી આપત્તિનું મૂળ છે: તમારા માલિકને ખુશી કરવાને પ્રયત્નશીલ થવું એ સહજ ધર્મ છે. તમારૂં હિત વધારે સારૂં કરવાની તે જ ચિંતા કરશે. તમારા અંગત

સ્વાર્થ માટે તેને હેરાન કરો નહિ.

તમારાં માતપિતાને મારા પ્રેમ પાઠવશો ને તમારા ભાઈ માણેકલાલને કહેશો ને નટવરલાલને વિશેષ ભાવથી તે જણાવશો. પ્રભુ તમને સર્વને ખુશખુશાલ રાખો. તમારા પૂજ્ય પિતાજી તરફથી આવેલ પત્ર તમારા મીઠા ઘરની તમામ સુખદ હકીકત જણાવે છે, ચિંતા કરશો નહિ.

પ્રેમમાં તમારો,

**હરનાથ**

(૮)

**વ્હાલા મિત્ર નટવરલાલજી,**

આવી રીતે મને યાદ કરવા માટે હું તમારો કેટલો ઉપકાર માનું. તમે દીર્ઘાયુ ભોગવો ને સર્વ રીતે પ્રગતિ કરો. તમે જાણો કે તમે મને સૌથી વધારે વ્હાલા છો ને હું તમારો વિજય ચાહું છું. તમારા દાદાની સલાહ પ્રમાણે અક્ષરશઃ અનુસરવાનો પ્રયત્ન કરજો ને તમે આ ફાની દુનિયાના એક શોભારૂપ છો એવું પૂરવાર કરજો. કદિપણ ખોટો સંગ કરશો નહિ. જાતે સારા થવું ને વચન ને કૃત્યોથી બીજાઓને તેવા કરવા. તમારા મનમાં ખરાબ ને ગંદા વિચારોને આવવા દેશો નહિ. તમારે જ તેને હમેશાં સુક્ત, પવિત્ર ને પ્રેમથી ભરપૂર રાખવું, જેથી ભગવાન કૃષ્ણ તેમાં પોતાનો નિત્ય વાસ કરી શકે. તમે બંગાળી ભાષા પણ શીખો છો એ જોઈને મને આનંદ

થાય છે. સારા શ્લોકોને સ્તોત્રો મોઢે કરવાં ને હમેશ મોઢેથી ગાવાં. તમારો મીઠો ચહેરો જોવાને હું ઘણો આતુર છું. વધુ વિલંબ વગર પ્રભુ તેવી તક વહેલી આપે એવું ઈચ્છું છું. અમે બધા અહીં સારા છીએ.

પ્રેમમાં તમારો,
હર

(૯)

શ્રીનગર, તા. ૨૧–૫–૧૯૦૮

પ્રિય નાથાભાઇ,

તમારા ઉપરા ઉપરી બે પત્ર વાંચી મને આનંદ થયો છે, અને તમો સૌના કુશલ સમાચાર જાણી મને અતિહર્ષ થયો છે. આ જ પ્રકારે તમારી રજાના દિવસો નિર્ગમન કરો. શ્રીમદ્ભાગવતનો પાઠ કરતા રહો, તેથી તમને પરમાનંદ પ્રાપ્ત થશે અને તમારો આત્મા નિર્મલ બનશે. શ્રીમદ્ભાગવત પ્રભુપ્રાપ્તિનો અચૂક તેમ જ સરલ માર્ગ બતાવે છે. આ વાત નિઃસંદેહ છે. તેમાં સઘળું દીવાપ્રકાશવત્ સ્પષ્ટ છે. તે ફરી ફરી વાંચતા રહો અને આખરે તમને શાશ્વત આનંદના સ્થાને પહોંચવાનો સુપંથ સાંપડશે. શાસ્ત્રનુ કથન છે કે ભાગવત શ્રીકૃષ્ણ ભગવાનનુ સ્વરૂપ છે.

પ્રિય માણેકલાલપર લખેલા મારા પત્રથી તમે આટલા બધા આનંદિત શાથી થયા તે મને સમજાતું નથી. ખરે જ, એ પ્રભુના કૃપાપાત્ર છે. એનો આત્મા પવિત્ર છે. આ

લોકમાં તેમ જ પરલોકમાં એની સમૃદ્ધિ થતી જોઈ મને આહ્લાદ થશે. પ્રિય, દિન પ્રતિદિન તમો મને નજીક ને નજીક ખેંચતા રહો છો અને તેથી હું તમારા સૌમાં વધુ ને વધુ આસક્ત થતો જાઉં છું. હવે તો હું તમારો કુટુંબીજન જેવો થઈ ગયો છું, અને તમો સૌને મળવા ઉત્સુક થયો છું. પ્રભુ મને તમારી પાસે સત્વર લઇ જાય કે જેથી તમારા સંસર્ગમાં હું સુખી થાઉં. કૃપા કરી માને કહેજો કે, તેમનો લાડકવાયો પુત્ર તેમને મળવા ઘણો આતુર છે. હું તેમની પાસે હાજર થઇશ ત્યારે તેઓની ભૂલ તેમને સમજાશે. સારા હોય કે નઠારા, માને તો સર્વ બાલક પર સમભાવના હોય છે. પોતાના બાલકોના ગુણદોષ જોઈ મા પ્રેમ કરતી નથી. તે તો તેમને સહજ ચાહે છે. એટલે મને પણ મારી માપાસેથી સ્નેહ તથા પ્રેમ પ્રાપ્ત કરવાની આશા છે. આશા છે કે તેઓની પ્રકૃતિ કુશલ હશે. તેઓને મારો આદર આપશો. મારી મા મોતીગૌરીને પણ મારો આદર જણાવશો, અને કહેશો કે તેમના પુત્રને ભુલી ન જાય. શ્રીકૃષ્ણનો સંપૂર્ણ આશ્રય રાખી તેના મધુર નામનું સતત રટણ કરવા કહેશો. વિશેષમાં કહેજો કે આ જગત્ કેવલ પરીક્ષા સ્થાન છે. તેથી તેને સુયોગ્ય તૈયાર થઈ રહેવું કે જેથી કંઈ ન્યૂનતા ભાસે નહિ. આ જગત્ના મોજ-શોખ તેમ જ આનંદ દૈવીસાજથી સજેલા દૈત્યો છે. જેઓ તેમની પાછળ જાય છે, તેઓને એ દૈત્યો અવળે માર્ગે

દોરી દુઃખમાં ડૂબાડે છે અને તેઓનો વિનાશ કરે છે. તેથી વધુ સાવધાન રહેવાનો સમય આવી પહોંચ્યો છે. સમય વિતશે તો પસ્તાવું પડશે. તેઓ દુઃખમાં વૃદ્ધિ કરે છે તેથી જીવમાત્રે પુખ્ત વિચાર કરી વર્તન કરવું. આ જગતની સર્વ ચીજને ભૂલી શ્રીકૃષ્ણને પોતાનું સર્વસ્વ માનવું તે તેમને માટે ઉચિત છે.

પ્રિય નટવરલાલજી, તમારી એક લીટી માટે ઉપકાર. તમારા દરેક શબ્દે મને સંતોષ આપ્યો છે. કૃષ્ણ તમને સહિસલામત અને કુશલ રાખી તમારા જીવનમાં સુયોગ્ય માર્ગ બતાવે. કૃષ્ણને ચહાવા દીર્ઘાયુ રહો.

પ્રિય માણેકલાલ તથા વિઠ્ઠલભાઈને મારો ઉત્તમ પ્રેમ કહેશો. તેઓને પ્રભુ સર્વદા સર્વ પ્રકારે આનંદમાં રાખે. તેઓ કૃષ્ણને ન ભૂલે. તેમ કરવાથી તેઓની ખાત્રી થશે કે દુઃખની છાયા સરખી પણ તેમને દષ્ટિગત થશે નહિ. તમને તથા માને આદર આપી હું અટકું છું. પ્રભુકૃપાથી બાલકો કુશલ છે.

તમારો સ્નેહી
હર

(૧૦)

**શ્રીનગર, ૨૯–૬–૧૯૦૮**

**મારા વ્હાલા માણેકલાલ,**

હું કાંઈ પણ લખું તે પહેલાં તમને ભૂલી જવાનું સહી લેવાનું કહીશ....આજે મને બે પત્રો મળ્યા, એક

તમારા માનનીય પિતા તરફથી અને બીજો તમારી તરફથી, જેમાં એક જ સરખા વિચારો સમાયેલા છે. તમે શા માટે એટલા બધા ગભરાઈ ગયા છો? તમે ચોક્કસ જાણી લો કે તમે મને એટલા બધા વ્હાલા છો. તમને અહીં છોડીને હું એટલો વહેલો જતો રહેવાનો નથી. હું તમને બહુ ચાહું છું ને તમને મળ્યા વિના જવાનો નથી. તમારા પિતા તમને સર્વને મારી પાસે મોકલી આપવા માગે છે પરંતુ હું કહું છું કે તેટલા જ માટે એટલા બધા પૈસા નકામા નાંખી દેવા એ બીન જરૂરી છે. હું જ તમારી પાસે આવીશ તે વધારે સગવડભર્યું ને ઓછું ખર્ચાળ થશે. વ્હાલા મિત્ર, હું ફરીથી કહું છું કે મારે માટે તમારે આટલી બધી ચિન્તા કરવી નહિ. મારી તબીયત તદ્દન સારી છે. કૃપાળુ પ્રભુ તમને સર્વને સાજાતાજા રાખો. પ્રિય મિત્ર, મને નવાઈ લાગે છે કે તમારા શેઠના પુત્ર વ્હાલા ઈશ્વરદાસજી પ્રત્યે આટલું બધું આકર્ષણ મને શાથી થયું છે. આટલે દૂરથી પણ હું તેનો સુંદર ચહેરો જોઈ તેના સદ્ગુણોને વખાણું છું. કૃષ્ણ તેનું ભાવિ મનોહર બનાવે ને તે ચિરંજીવ થાઓ. કૃપા કરીને તેને કહેશો કે મારી ઉપર તે રહેમ-નજર રાખે. તે કૃષ્ણજીના માનીતાઓ પૈકીનો એક છે. કૃષ્ણ તેને હમેશાં પોતાની ખાસ સંભાળ હેઠળ રાખશે. તેને મારા પરમ પ્રેમનું દાન કરશો ને કહેશો કે હું હમેશાં જ તેની સેવામાં તત્પર છું. મને આશ્વાસન મળે એવી બે

લીટીઓ તેની પાસે લખાવવાનું કરશો. પ્રભુ તેને સાચી ભક્તિ શીખવે અને મને સાચાં કૃષ્ણપ્રેમનું દાન કરે. તે તેના નામને લાયક નીવડો ને તેનું જીવન દુનિયાને નમૂનારૂપ થાઓ. ફરીથી હું મારો પ્રેમ દાખવું છું ને જીંદગીમાં તેનો સર્વતોમુખ વિજય થાઓ એવું ઈચ્છું છું.

હમણાં હમણાં તમને ઠીક રહેતું નથી એ જાણી મને દિલગીરી થઈ છે. છતાં, ચિન્તા નહિ. પ્રભુકૃપાથી સર્વ વસ્તુ ઠીક ઠીક થઈ રહેશે. કૃષ્ણજી ને તેના મધુર નામને ભૂલશો નહિ, તમે હરેક પ્રકારે સુખી થશો. કૃષ્ણ પોતાના ભક્તો પ્રત્યે ઘણાજ દયાળુ છે; તે તેમની ખાસ સંભાળ લે છે એટલું જ નહિ પણ તેમને સર્વ પ્રકારના ભયથી દૂર રાખે છે. કૃષ્ણજીને ભૂલી, સ્વર્ગમાં રાજ્ય કરવું એ યત્કિંચિત્ ઈષ્ટ નથી. તમે અને તમારો મિત્ર ઇશ્વરદાસજી દીન ઉપર કૃપાયુક્ત આંખ રાખો એ માટે વિનંતિ કરું છું. તેમની દયા ખાઈ તેમને સહાય કરવાને અનતો પ્રયત્ન કરવો. જેઓ તેનાં સૃષ્ટજનોને ચાહે છે તેમને કૃષ્ણ ચાહે છે. કૃષ્ણની કૃપા મેળવવાનો એ જ ધોરી રસ્તો છે. જો જો કે તમારા બારણેથી કોઇ પણ ગરીબ માણસ ભૂખ્યો જાય નહિ. તમારા ભલા ને માયાળુ શેઠને પ્રભુએ તેની કૃપાનું દાન કર્યું છે તેથી ગરીબોનાં દુઃખો ઓછાં કરવાનુ કાર્ય તેમને માટે મુશ્કેલ કે અગવડ ભર્યું નથી.

પ્રભુની દયા કે અમે બધા અહીં સારા છીએ. છોકરાંની તબીયત તો વધારે સારી છે ને તેઓ બધા જ પરીક્ષાની તૈયારી કરી રહ્યા છે. પ્રભુ તેમને તેમાં વિજય અપાવે. તમારા પત્રમાં તમારાં માતપિતાને અને વ્હાલા નટવરલાલને મારો પ્રેમ પાઠવશો. કૃષ્ણ તેમને સદાયે પ્રસન્ન રાખે.

હું છું,
પ્રેમમાં તમારો
હરનાથ

(૧૧)

શ્રીનગર, ૧૫-૮-૧૯૦૮

મારા વ્હાલા વિઠ્ઠલભાઈ,

મને તમારા પત્રની પહોંચ સ્વીકારતાં ઘણો આનંદ થાય છે. તમે બન્ને સારી હાલતમાં છો જાણી ખુશ થયો. પ્રભુ તમને બન્નેને વધારે નજીક લાવે ને વધારે વ્હાલ ભર્યા બનાવે. તમારાં વ્હાલાં પત્નીને મારો પ્રેમ ને શુભ લાગણી આપશો. તમારા પૂજ્ય પિતાએ કૃપા કરીને મારી ઉપર જે ફોટો મોકલ્યો છે તેમાં મેં તમને સર્વને જોયા છે. તમને સર્વને જોઈ મને આનંદ થયો છે. તમારા સર્વ ચહેરા મને તદ્દન પરિચિત છે; મને કોઇપણ અજાણ્યો લાગતો નથી: આમ, આપણે બધા લાંબા સમયથી જોડાએલા છીએ. કૃષ્ણજીને આપણા શિરોમણિ તરીકે રાખેલા હોય, એવા આપણે સર્વે એક જ કુટુમ્બના સભ્યો છીએ. વ્હાલા

મિત્ર, તેને ભૂલી જશો નહિ; તે એટલો દયાળુ છે કે આખરે તેણે આપણને આવી રીતે એકત્ર કર્યા. તેને લાખોવાર નમસ્કાર હો. એને અને એના મધુર નામને કદિએ ભૂલી જતા નહિ. દરેક બાબતે તેના ઉપર આધાર રાખો ને સર્વત્ર તમારૂં ભલું થશે. તેને ભૂલી જતાં તમને સ્વર્ગનું સામ્રાજ્ય મળે તોપણ તેની ઇચ્છા કરશો નહિ. પ્રિય મિત્ર, તમે તમારી ફરજ, ધર્મ સમજી બજાવો. તમે તમારી આર્થિક, સામાજિક ને આધ્યાત્મિક બધી સ્થિતિમાં સરખી રીતે વધારે ઉન્નત થાઓ એમ હું ઇચ્છું છું. સમયના અમરંગોમાં અને વહેણોમાં ખેંચાતા નહિ. ધીમે ધીમે પ્રગતિ કરો. અહીં ને તહીંના તમારા માલેકોને પ્રસન્ન કરવાનો યત્ન કરો. આ દુનિયાદારીના માલેકોને દુનિયાદારીના લાભ માટે, તો મોક્ષ માટે તમારા આધ્યાત્મિક માલેકને સેવો. વાણી ને કૃતિમાં સરલ થાઓ. કદિયે પ્રપંચને પસંદ કરશો નહિ. પ્રપંચો બહુ જ ખરાબ છે, અહિત કરનારા છે એવા કુમાર્ગે પ્રથમ આપણે ફુલતા લાગીએ ખરા પણ અંતે તો તેનું પરિણામ ઘણું જ ખરાબ આવે છે. માટે સાચો રસ્તો ગ્રહણ કરવો, તોપછી ભય રાખવાનું કશું પણ કારણ નથી. જીંદગીના જોખમે પણ ધર્મનો ત્યાગ ન કરવો. કૃષ્ણ ઉપર દૃઢ વિશ્વાસ રાખવો. તે તમારી સર્વ રીતે સંભાળ લેશે. પ્રભુ સર્વત્ર છે અને કૃપાસાગર છે. કૃપા કરીને તેને જ ચાહો,

તેનો બિલકુલ ભય ન રાખો. તે જ આપણા પ્રેમનો અને નહિ કે આપણા ભયનાં હેતુ છે. પ્રભુકૃપાથી અમે બધા અહીં સારા છીએ. તમે ઘેર પત્ર લખો તેમાં અમારા વતી તમારાં માતપિતાને તેમ જ વ્હાલા નટવરલાલને અમારો પ્રેમ પાઠવશો.

પ્રેમમાં તમારો
હર

(૧૨)

જમ્મુ, તા. ૮-૨-૧૯૦૯

પ્રિય માણેકલાલ,

તમે મને અવારનવાર યાદ કરો છો તે માટે આભાર. તમારી પ્રકૃતિ કુશલ છે જાણી હું ઘણો ખુશી થયો છું. તમારા ભલા અને માયાળુ શેઠની પુત્રવધુઓની માંદગીના સમાચાર જાણી મને ઘણું દુઃખ થયું છે. આ વ્યાધિનું કારણ પ્રભુ જ જાણે, પ્રભુ તેમને જલદી આરામ કરે. પ્રિય, આ જગત્ પરીક્ષાસ્થાન છે, અને તેથી આપણે દુઃખ સહન કરવા આવ્યા છીએ, નહિ કે મોજશોખ કરવા. જેને અહીંનું સાચું સુખ કહીએ છીએ તે તો સ્વપ્નવત્ છે. જેને આપણે અહિં સુખ માનીએ છીએ, તેને તો અનેક આપદોમાં કંઇક અલ્પ સમયનો આરામ માત્ર માનવો. સાચું સુખ તો ધર્મના ફલમાં છે. જેને સુખની વાંચ્છના હોય તેણે દૃઢ શ્રદ્ધાથી ધર્મનો આશ્રય લેવો જોઈએ.

જગતની સંપત્તિ કે પ્રતિષ્ઠા મનુષ્યને કોઇ પ્રકારનું સુખ આપી શકતી નથી. તે તો જીવનને વિશેષ દુઃખી અને કંગાલ બનાવે છે. આ કારણથી બુદ્ધિમાન તો તેનાથી સતત દૂર રહેવા પ્રયત્ન કરે છે. જગતના કહેવાતા સુખને બંધનરૂપ જાણીને તે તો પોતાનો સમય એકાંતમાં અને આત્મોન્નતિમાં વિતાવે છે. દુનિયાના મિથ્યા વિચારો ત્રાસદાયક અને બોજારૂપ છે. તે આપણને સુખી કરતા નથી તેમ જ આપણા વિચારોને ઉન્નત થવા દેતા નથી. પ્રિય, તેથી આ દુઃખદ વિચારોથી દરેક જીવે ક્રમશઃ દૂર થતાં રહેવું એ જ ઉત્તમ છે, કારણ કે તેનું અંતિમ તો નિરાશામાં જ પરિણમે છે. આ જગત્ તેમ જ તેમાંના સર્વ પદાર્થને પડછાયાવત્ સાચા અંતરથી માની શ્રીકૃષ્ણના પાદપદ્મનો આશ્રય લેવો, તે જ સાચા સુખનું નિધાન છે. તમે તે પ્રમાણે વર્તન કરો, અને તમારા મિત્રો તેમ જ સંબંધીઓને પણ તેમ કરવા કહો. કૃષ્ણને તેમ જ તેના મધુર અને પ્રભાવશાલી નામને ભૂલશો મા. એ નામના સતત જાપથી તમારૂં ધ્યેય પ્રાપ્ત કરી શકશો.

મારા પ્રિય ઈશ્વરદાસે પુનઃ અધ્યયનનો આરંભ કીધો છે તે જાણી મને આનંદ થયો છે. આ વર્ષે પ્રભુકૃપાથી તેઓનો પ્રયાસ સફલ થાય. તેમને મારો સ્નેહ આપશો.

તમારા માતાપિતા તેમ જ મારા પ્રિય નટવરલાલજીના કુશલ સમાચારથી મને આનંદ થયો છે. શ્રીકૃષ્ણ તેઓને

સર્વદા પરમાનંદમાં રાખો. મને તમારા પિતા તરફથી પણ પત્ર મળ્યો છે, પરંતુ હું જવાબ આપી શક્યો નથી, તે માટે દિલગીર છું. તેનું કારણ માત્ર આળસ છે, બીજું કંઇ નથી. તેઓને મારો ઉત્તમ પ્રેમ કહેશો.

મારા પ્રિય વિઠ્ઠલભાઇને પણ મારો પ્રેમ લખશો તો હું ખુશી થઇશ. આશા છે કે તેઓ કુશલ હશે. પ્રભુકૃપાથી અમો કુશલતામાં છીએ. મારા પુત્રો પરીક્ષામાં ઉતીર્ણ થવા માટે પ્રયાસ કરી રહ્યા છે. પ્રભુકૃપાથી તેઓના પ્રયાસ સફલ થાઓ.

તમારો સ્નેહી,
હરનાથ બેનરજી

(૧૩)

શ્રીનગર, તા. ૧૨-૯-૧૯૦૯

મારા વ્હાલા વિઠ્ઠલભાઈ,

તમારા પત્રની બીના વાંચી હું અતિ પ્રસન્ન થયો અને પ્રભુની કૃપાથી એક તાત્કાલિક આફતમાંથી તમે બચવા પામ્યા એ સાંભળી મને ઘણું સારૂં લાગ્યું. ગીતાજીમાં આપણા ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે "હે અર્જુન, જાણ કે મારા ભક્તો કદિયે નાશ પામતા નથી." તે પોતાના ભક્તો ઉપર હંમેશાં તેની નજર રાખે છે. તમે તેના પસંદ કરવામાં આવેલ ખાસ પ્રેમપાત્ર છો તેથી તમારે કશાની બ્હીક રાખવી નહિ. આ જ રસ્તે ચાલ્યા જાઓ, તમને તેનું પરિણામ જણાશે. વ્હાલા, દુન્યાના કોઇ

ખોટા મોજશોખ તમે હાલ જે પંથે ગતિ કરી રહ્યા છો તેમાંથી વિચલિત ન કરી જાય તેની ખાસ દરકાર રાખજો. આ જ પંથ નિત્ય આનંદ ને પરમ શાંતિનો છે. કૃષ્ણને ચાહતાં શીખો, તમને સર્વ કાંઈ જે તમે ઇચ્છો તે મળી રહેશે એટલુંજ નહિ પણ કાંઈક વધારે. પણ વ્હાલા, કાશ્મીર કે જે હમણાં પાણીમાં ડૂબી ગયુ છે તેની વર્તમાન હાલત સાંભળી તમને દિલગીરી થશે. પાણીની જબરી વિશાળ સપાટીથી અમે ચોતરફ ઘેરાઇ ગયા છીએ. પરંતુ, અમારૂં શ્રીનગર અદ્યાપિ સહીસલામત છે. આનો અંત કેવો આવશે તે તો પ્રભુ જાણે. ગરીબ લોકોના દુઃખનો પાર નથી. ઘણાં મોટાં મોટાં મકાનો જમીનદોસ્ત થઈ ગયાં છે. મૂળ નદીની સપાટીથી પાણી ૪૪ ફુટ ઉંચે ચઢ્યું છે. પંદર દિવસના અંતે આજે સૂરજની ગરમીનો અનુભવ થયો. આમ છતાં, વ્હાલા, તમારે અમારી ચિન્તા કરવી નહિ. આપણો પ્રભુ સર્વત્ર છે અને સર્વ વસ્તુ તેની આજ્ઞા પ્રમાણે બને જાય છે. જો હવે વરસાદ વધારે વરસશે નહિ તો અમે ભયમુક્ત થઇશું ને એક અઠવાડિયામાં પાણીને ઉલેચી નાંખવામાં આવશે. તમારા માતપિતા પણ મારી ચિન્તા ન કરે એમ કહેશો. તેમને તથા તમારી વ્હાલી પત્નીને પણ મારા સર્વોત્તમ પ્રેમ નિવાજશો. તેનું સર્વ રીતે સારૂં થાય એવું હું ઈચ્છું છું. તેના લહેજતપણાને મનમાં લાવશો નહિ. તે તરતજ ઠેકાણે આવી જશે.

નાસિકથી તમે સર્વે સાજાતાજા ઘેર પાછા આવી ગયા, એ સાંભળી મને આનંદ થયો. આ વર્ષની અમરનાથની યાત્રા તો એક પ્રકારની અવર્ણનીય કરુણરસની ગાથા નીવડી. સેંકડો માણસો નાશ પામ્યા. હવામાન ઘણું જ ખરાબ હતું ને યાત્રીઓને બરાબર મદદ મળી શકી નહિ ને તેથી પરિણામ અનિષ્ટ આવ્યું. મને આશા છે કે તમારાં માતપિતા સારી પેઠે તંદુરસ્ત હશે. વ્હાલા નટવરલાલને મારા સ્નેહવંદન. તે મારા મિત્ર બને એવું કહેશો. હું તેની જોડે રમવા ચાહું છું. અન્યોન્યની સોબત આપણે ભોગવી શકીએ. અમે અન્યોન્યની સોબત સાથે સેવીએ એવું આપણા પ્રભુએ જ કરી આપ્યું. હું તદ્દન સારો છું.

પ્રેમમાં તારો,

હર

(૧૪)

શ્રીનગર, તા. ૨૬-૧૦-૧૯૦૯

મારા વ્હાલા વિઠ્ઠલભાઈ,

તમારો પત્ર વાંચી મને અતિશય આનંદ થયો. તમે જપનો કાર્યક્રમ બહુ જ સંતોષકારક રીતે પૂરો કર્યો છે, એ સાંભળી ઘણું જ સારૂં લાગ્યું. પ્રભુ સદાયે તમને સારી ઉત્તેજના આપે ને તમને તેની ખાસ સંભાળ હેઠળ રાખે. વ્હાલા મિત્ર, તેના મધુર નામને દઢતાથી ઝાલી રાખજો ને તમારો વિજય ચોક્કસ છે. તમે જો કૃષ્ણને

નહિ ભૂલો તો તે તમને નહિ ભૂલે, તે સર્વદા તમારી સાથે રહેશે ને તમને યોગ્ય રસ્તે દોરશે. તેને જ ખરા દિલથી ચાહો ને તમને સદા તેની હાજરીનો સ્વાનુભવ થશે. વ્હાલા મિત્ર, તમને ખબર છે જ કે મોડો કે વહેલો કોઈ દિવસ તો આવવાનો છે, જ્યારે સુંદરતા ને પ્રાપ્તિઓ બધું જ આ દુનિયામાં મૂકી આપણે જવાનું છે. અંત સમયે આ વિશ્વમાં એવું કંઇ નથી જે આપણી સાથે આવે. માટે આપણે દુન્યવી હોય એવી કોઈ પણ ચીજથી આકર્ષાવું ન જોઈએ. કૃષ્ણજી જ આપણને તરછોડશે નહિ માટે આપણે તેને સૌથી વધારે ચાહવા પ્રયત્ન કરવો અને તેને એકલાને જ આપણો સૌથી નજીકનો ને સૌથી વ્હાલો સાથી બનાવવો. જો કૃષ્ણજીને છોડી દીધા તો જે જે કાંઈ ને આપણે આપણા પૂરા હૃદયથી ચાહીશું, તે વખત આવ્યે આપણને દગો દેશે એ નિઃસંશય છે. માટે આવા પ્રપંચોથી ચેતતા રહેવું ને સદાયે સહીસલામત બાજુએ રહેવાનો યત્ન કરવો. તમે જાતે આમ કરો ને બીજાઓને પણ તેમ કરવાનું કહો. તમે બધા જલદી ઉન્નત સ્થિતિએ પહોંચો એ જોવાનું મને બહુ ગમશે. સાચું ધ્યેય સિદ્ધ કરવામાં કૃષ્ણ તમને સર્વને મદદ કરે એવું ઇચ્છું છું. તમને જાણીને આનંદ થશે કે આવતી કાલે હું જમ્મુ જાઉં છું; તેથી હવે પછીના સર્વ પત્રો ત્યાંના સરનામે મોકલશો. આજે તો અમારી લાંબી ને કંટાળાભરી મુસાફરીની તૈયારીમાં

મશગુલ બન્યા છીએ, માટે તમો સર્વે સુખી થાઓ, એવું પ્રભુ પાસે માગી, હું અહીં જ અટકીશ.

પ્રેમમાં તમારો,
હર

(૧૫)

જમ્મુ, ૧૬-૧-૧૯૧૦

**મારા વ્હાલા માણેકલાલ,**

તે દિવસે તમારા વ્હાલા પિતા **નાથાભાઈના** પત્ર સાથે મેં તમારી ઉપર પણ એક પત્ર બીડેલો તે પહોંચ્યો હશે. પ્રભુ તમે સર્વને પ્રત્યેક પળે ખુશખુશાલ રાખે એવું હું ઈચ્છું છું. હું સદાયે તમારી સેવામાં હાજર છું અને ઇચ્છું છું કે આલોકમાં ને પરલોકમાં તમે સુખસંપન્ન થાઓ. સદાયે તમે સત્પંથે વિચરો તો તમારે કશાથી ડરવાનું નથી. સામાન્ય રીતે સત્કર્મો સદાયે તેવાં કર્મ કરનારાને પ્રસન્ન ને પ્રામાણિક રાખે છે. વ્હાલા મિત્ર, મારા જવા માટે તો વિઠ્ઠલભાઇના પત્ર ઉપરથી તમે સર્વ જાણી શકશો. અદ્યાપિ કશું જ નક્કી થયું નથી. વ્હાલા, પ્રભુ સર્વ વસ્તુનો નિયામક છે માટે આપણે કશાની ચિન્તા કરવી નહિ. આપણે તો રાહ જોયા કરવી ને જે કાંઈ સારૂં કે બુરૂં બને તેને પ્રસન્ન ચિત્તે વધાવી લેવું. કૃપા કરીને સંપત્તિ તેમ જ આપત્તિમાં ખુશમિજાજમાં રહેતા શીખો. તત્ત્વતઃ કશું જ ખોટું નથી. દયાળુ પ્રભુ

જે સત્સ્વરૂપ છે તેની પાસેથી ખોટું હોય તેવું કશું જ આવી શકે નહિ. તમારૂં હૃદય હમેશાં નિર્મળ રાખો ને તમે સુખી થશો. સત્યથી વિચલિત ન થતા, પોતાની જાતે નિશ્ચલ બનવું અને આ દુનિયાના ખળભળાટથી અલગ રહેવું. કર્મ ને વચનથી સાચા ને સરળ બનવું. આપણને કોઈ માફ કરે એવું જો આપણે ઇચ્છતા હોઇએ તો આપણે જ ભૂલી જતાં ને માફ કરતાં શીખવું જોઇએ. જો બીજાઓ તમને ચાહે એવું તમે ઈચ્છતા હો તો તમે જ દરેકને તમારા મિત્ર પેઠે ચાહો. જે કાંઈ સારૂં હોય તે કટિબદ્ધ થઇને કરો ને જે કાંઈ બૂરૂં હોય તેને આવતી કાલ માટે મુલતવી રાખો, જેથી તમને તે ઉપર વિચાર કરવાનો અવકાશ મળે અને તમે તેવી સર્વ ખરાબ વસ્તુઓ કરતાં પાછા પડો. ધર્મના ખરા અર્થમાં તમે ધર્મ પાછળ ગાંડા બનો પણ ધર્માંધ ન થતા. **પ્રભુ સર્વાત્મા છે ને સર્વ પ્રજાઓ સરખી રીતે તેની છે માટે કોઇ પણ ધર્મનું બૂરૂં બોલતા નહિ.** અણુ અણુએ પવિત્ર બનો; કોઈપણ બાબતમાં ઉપરચોટિયા ન થવું કેમકે તે ભયાવહ છે. તમારી વાણી ને વર્તન વડે હરકોઈને રાજી રાખવા પ્રયત્ન કરવો. સારા શબ્દો બોલતાં આપણને કશી કીંમત આપવી પડતી નથી તો આપણા દુશ્મન જોડે વાત કરતાં પણ શા માટે આપણે સારા શબ્દો ન વાપરવા? કુશબ્દો અન્યને નુકશાન કરતા નથી તેના બોલનારને જ

નુકશાન કરે છે માટે બીજાઓ પ્રત્યે ખરાબ શબ્દો બોલી તૂમારા માથા ઉપર અનિષ્ટને વહોરશો નહિ. બીજાઓને મદદ કરવાની તક લોકો તો તેવી તક કદીએ ગુમાવવી નહિ, નહિતો જ્યારે તેવી તક જતી રહી હશે ત્યારે તમારે તેનો પસ્તાવો કરવો પડશે. વ્હાલા મિત્ર, તમારે યાદ રાખવું જોઈએ કે દરેક જન આ દુનિયામાં સરખી રીતે સુખ, સંપત્તિ, ને પૈસા સાથે જન્મ લે એવું હોઈ શકે નહિ, માટે પૈસાવાળાઓનો ધર્મ છે કે ગરીબોનો તેમ જ જેઓ તેમના આશ્રયે હોય તેમના તેઓ વાલી છે એમ ગણી તેમને તેઓએ બને તેટલી મદદ કરવી જોઇએ. કૃપા કરી તમે જે કાંઇ કમાઓ તેમાંથી થોડો હિસ્સો ગરીબો ને નિરાધારનાં દુઃખ દૂર કરવા પાછળ ખર્ચશો; જો તમે તેમ કરશો તો પ્રભુની શુભાશિષો તમે મેળવી શકશો. પ્રભુકૃપાથી હમણાં હમણાં મારી તબીઅત વધારે સારી રહે છે. મારી ચિંતા કરશો નહિ. તમને મારા પ્રેમ પાઠવું છું ને વ્હાલા ઇશ્વરદાસને મારા પ્રેમવંદન મોકલી આપશો. ઘેરથી પત્રો મળ્યા છે. છોકરાંછૈયાં સારાં છે. તમે સારા છો એવું દરરોજ જાણવા મળે તો તેથી મને આનંદ થશે. તમે સર્વને મારા સ્નેહવંદન.

તમારો

હરનાથ

(૧૬)

જમ્મુ, તા ૨૫-૧૧-૧૯૧૦

મ્હારા વ્હાલા ને સ્નેહી નાથાભાઈ,

પ્રભુ જાણે કે તમે તમારા પત્રોમાં એવી તે કેવી અજબ વસ્તુ ભરી દોછો કે, તેનાથી મારા ઉપર એવી તો શિતિલ ને સુખદ અસર થાય છે કે વાત નહિ. વિઠ્ઠલદાસને એક પત્ર રૂશિયામાંથી અને બીજો શ્રી શાસ્ત્રી તરફથી એમ બે પત્રો મળ્યા કે નહિ, તે જાણવાને આતુર છું. રૂશિયાથી આવેલો પત્ર તો અતિ રસમય છે. તમે તે જોયો? હા; વ્હાલા માણેકલાલ દ્વારકાની યાત્રાએ જવાના છે એ મેં પ્રિય વિઠ્ઠલ પાસેથી સાંભળ્યુ. પૂર્ણ રીતે સંતુષ્ટ થઇ તેઓ પાછા આવે એમ ઈચ્છું છું. તે સહીસલામત પાછો આવે તેની આતુરતાપૂર્વક રાહ જોઇ રહ્યો છું. ખરે, પ્રભુ જ જાણે છે કે તે પરમ પવિત્ર ભૂમિની યાત્રા કરવાને અમે ક્યારે ભાગ્યશાળી થઈ શકીશું. ગરીબ મનુષ્યની ઇચ્છાઓ હંમેશાં તૃપ્ત થતી નથી. હા, મારાં ધર્મપત્ની પ્રિય અટલની સાથે જવાને બહુ જ ઇચ્છે છે પણ મને અહીં એકલો મૂકી તે સુખથી તેમ કરી શકે તેમ નથી. જોઈએ હવે શું થાય છે. તમને જાણીને આનંદ થશે કે પાગલ હર-નાથનો ત્રીજો ભાગ આખરે બહાર પડ્યો છે. મારા પ્રેમાળ પિતા નંદલાલ તેનો પણ તરજુમો કરશે. તેમનું લખાણ

સર્વત્ર વખણાય છે. તે કોઈ મહાન સુભાગી પળે જ હાથમાં કલમ આવે છે. પ્રભુ તેમને દીર્ઘાયુ બનાવો. આપણો પ્યારો શ્યામચરણ દરરોજ સુધરતો જાય છે ને હવે તો તે પૂરેપૂરો ભયમુક્ત છે, એ જાણી તમને આનંદ થશે. મારા પિતા નંદલાલનો પણ પત્ર છે. તેમની તબિયત સારી રહેતી નથી. તેમને કિડનીનું દર્દ છે, તેથી બરાબર રહેતી નથી. માતાની તબીયત સારી હોવાના શુભ સમાચાર જાણી હું ઘણો જ ખુશ થયો. કૃપા કરીને અમારી તરફની શુભાશીષ ને પ્રેમ દર્શાવશો ને કહેશો કે અમને તેમના એક નજીકના નિજજન જેવા ગણે. તમારું કુટુંબ ખરા કૃષ્ણ-ભક્તોનું બનેલું છે. તમે આ દુનિયાના ભૂષણરૂપ છો. જો તમારા જેવા આત્માઓ આ દુનિયા પર વસતા હોય તો ખરેખર તેની આગળ સ્વર્ગનું તેજ પણ ઝાંખું પડી જાય. પ્રભુ આ ફાની દુનિયાને સુશોભિત કરવાને તમારા જેવાઓને મોટી સંખ્યામાં મોકલે તો કેવું સારું ? બીજાઓને સાચી શાંતિ ને સંપૂર્ણ સુખના ખરા માર્ગો કેવા હોય તે દર્શાવવા તમે દીર્ઘાયુ થાઓ.

હા, પ્રિય મિત્ર, તમારા વ્હાલા ને લાયક પુત્રોએ સૂચનાઓ બરાબર જ કરી છે. વૃદ્ધ અવસ્થા બીજાઓની સેવા માટે લાયક નથી, તે અવસ્થા તો દયાળુ પ્રભુને ભજવાની છે. કેમકે જ્યારે દરેકે દરેક જન આપણને તરછોડી જાય છે ત્યારે તે એવો એક જ છે કે જે આપણને

છોડી દેતો નથી. નિવૃત્તિ અને આરામ માટેનો સમય પાકી ગયો છે. આટલા બધા વર્ષોની સખત કામગીરી બાદ તમારા નિર્વાહ માટે તમારૂ કેળવણી મંડળ તમને થોડુંઘણું કાંઈક આપે તે માટે પ્રયત્ન કરો. જો ન આપે તો કાંઈ નહિ. પ્રભુ તમારી સંભાળ રાખશે ને તમે સુખી થાઓ તેવું બધું જ કરશે. સર્વ માનુષી મદદની અવજ્ઞા કરો. તમે પણ નિવૃત્ત થવાના છો એ સાંભળી મને ઘણો આનંદ થયો. હવે આરામ ને ભક્તિમાં બાકી રહેલો સમય ગાળવાનો ખરો વખત આવી પહોંચ્યો છે. કૃષ્ણ ઘણો દયાળુ છે. ખરે, મારી હાલની સ્થિતિથી હું પણ કંટાળી ગયો છુ. હું પ્રભુના આદેશની રાહ જોઇ રહ્યો છું. હવે શું થાય છે તે જોઇએ. વ્હાલા મિત્ર, તમારે કોઈ પણ પ્રકારની ચિંતા કરવી નહિ, તેમ જ નિવૃત્તિ પછી કાંઈ ખરાબ થશે એવુ ધારવું નહિ. તમે બધી જ રીતે સુખી થશો, કૃષ્ણજી સદાયે તમારી સાથે હશે. હુ ધારૂ છું માતાજી પણ આપણા પંથીનાં એક છે ને તમારી નિવૃત્તિની બાબતમાં તેમની પણ સંમતિ છે. મારી પ્રત્યે તે સ્નેહાળભાવે જુએ એમ કહેશો. તમારા સાથમાં અને ખાસ કરીને માતાજીના સાથમાં રહેવાનો પ્રસંગ ક્યારે આવશે તેની અમે આતુરપણે રાહ જોઈ રહ્યા છીએ. જો અનુકૂળ હશે ને એકલાં આવવાનું તેને ગમશે તો અહીંસ સાથે મારાં પત્નીને મોકલવા પ્રયત્ન કરીશ. પ્રિય

મિત્ર, નિવૃત્ત થયા કેડે પાગલ હરનાથનો અનુવાદ ગુજરાતી ભાષામાં કરવાનું કાર્ય હાથ ધરવા યત્ન કરશો. મને લાગે છે કે તે સામાન્ય જનતાને ફાયદો કરનારૂં થઈ પડશે. હું ધારૂં છું કે તમારે માટે તે મુશ્કેલ કાર્ય નથી.

પ્રેમમાં તમારો,

હર

(૧૭)

**મારા વહાલા નટવરલાલ,**

વારૂં, તમે મૌન કેમ સેવી રહ્યા છો? જ્યારે જ્યારે તમારૂં લખાણ જોઉં છું. ત્યારે મને એટલો બધો આનંદ થાય છે! અંદરથી ને બહારથી એમ બન્ને રીતે તમે પૂરેપૂરી તંદુરસ્તી જાળવી રહ્યા છો, એવું સાંભળી હું ઘણો જ આનંદ પામું. શ્રીકૃષ્ણ તમને દીર્ઘાયુ બનાવે ને તમારી સર્વ માંગણીઓને ઘણી જ ઉદારતાથી બક્ષે. તમે મને બહુ જ પ્રિય છો. તમને સુરતમાં જોતાં મને કેટલો બધો આનંદ થશે તે તો ફક્ત પ્રભુ જ જાણે. મારી એ આતુર અભિલાષા પણ ચિરંજીવ રહો. પ્રિય માણેકલાલ, વિઠ્ઠલદાસ ને તેમનાં પત્નીને મારા પ્રેમ ને આશીષ પાઠવશો. પ્રભુકૃપાએ અમે સર્વ ખુશી આનંદમાં છીએ, અમારી ચિન્તા કરશો નહિ. તમારા અભ્યાસમાં ચિત્ત રાખશો. આધ્યાત્મિક તેમ જ લૌકિક એમ ઉભય દૃષ્ટિએ તમે મોટા માણસ થાઓ. મારાં પત્નિ તમને સર્વને તેનો પ્રેમ ને આશીષ મોકલે છે. તે તમને સુખી ચાહે છે.

મંચેરશાજી ને તેનાં સર્વ કુટુમ્બીજનોને અમારો પ્રેમ ને શુભ લાગણીઓ કહેશો.

પ્રેમમાં તમારો,
હર

(૨૮)

તા. ૩૦-૧૨-૧૯૧૦

**વ્હાલા નાથાભાઈ,**

તમારો પત્ર મને બહુ ગમ્યો. તમે તમારી જીંદગીનાં નવા વર્ષમાં અભિનિવેશ કરો છો એ માટે પ્રભુનો પાડ. તે દયાળુ પ્રભુ તેને ઉપયોગી ને સુખરૂપ બનાવે. તમે તમારૂં નિવૃત્ત જીવન લાંબા સમય સુધી ભોગવો એવું ઈચ્છું છું. તે સમય અતિશય શાંતિમય નીવડો અને તેમાં તમે ઘણી જ આધ્યાત્મિક પ્રગતિ કરો. તમારા પત્ર સાથે અમદાવાદથી મોકલેલો માણેકલાલનો પત્ર પણ મળ્યો એથી ઘણો આનંદ થયો. પરંતુ ત્યાં તેનુ રોકાણ ઘણા જ ટુંકા સમય માટે હશે એમ ધારી તેના પત્રનો જવાબ ત્યાં મોકલવાનું મેં માંડી વાળ્યું છે. જો તમે તેને અમારો પ્રેમ ને શુભેચ્છા પાઠવશો તો તે માટે હું બહુ જ ઉપકૃત થઇશ. સુભાગ્યે જો હું અમદાવાદ જઇ શક્યો હોત તો હું વ્હાલા માણેકલાલનો મીઠો ચહેરો જોઇ શકત. હું આવતા ૧૯૧૧ના ફેબ્રુઆરીથી એક વર્ષની ફરલો રજા ઉપર ઉતરવા ચાહું છું. તેથી ટુંકી રજા ઉપર હમણાં જ અમદાવાદ જવાનું હું દુરસ્ત ધારતો નથી

કેળવણી મંડળ તમે નિવૃત્ત થશો ત્યારે તમને એક વર્ષના પગાર જેટલી રકમ બોનસ તરીકે આપશે એ જાણી મને આનંદ થયો છે. પ્રિય મિત્ર, કશાનીયે ચિન્તા કરવી નહિ. તે ભલો ને દયાળુ પ્રભુ શ્રીકૃષ્ણ કૃપા કરીને પોતાનો વરદ હસ્ત લંબાવશે જ અને તમને તે સર્વ પ્રકારનું સુખ ને શાંતિ આપશે. વર્તમાન, ભૂત ને ભવિષ્ય બધું જ તેને હસ્તક છે. માટે આપણે કોઇપણ બાબતની ચિંતા કરવી ન ઘટે. પ્રભુ, વ્હાલા માણેકલાલ ને વિઠ્ઠલદાસને દીર્ઘાયુ બનાવે. તેઓ જ તમારી સંભાળ લેશે ને તમને સુખ-શાંતિમાં રાખશે. તેઓ ભલા ને લાયક પુત્રો છે. વ્હાલા વિઠ્ઠલદાસને ને તેમનાં ભલાં સુપત્નીને અમારા પ્રેમને શુભ લાગણી પાઠવશો. સ્નેહાળ માતાજીની તબીઅત સારી નથી રહેતી એવું સાંભળી મને ઘણી દીલગીરી થઈ છે. આપણાં માતાજીની તબીઅત માટે તમારે ચિંતા કરવી નહિ. ડાક્તરોના કહેલા અભિપ્રાયો હમેશાં સાચા પડતા નથી. હું ચાહું છું કે તે સુરત તદ્દન સુધરીને પહેલાં હતી તેવી થઈ પાછી વળે. તેમને જલદીથી આરામ થઇ જાય ને તે સુરત આવી જાય એવું સાંભળવાને અમે ઘણા આતુર છીએ. તમે પત્ર લખો તેમાં કૃપા કરીને અમારો પ્રેમ, શુભાશીષ ને શુભ લાગણી પાઠવશો. અમને તે ભૂલી ન જાય એવું કરશો.

તમને જાણીને આનંદ થશે કે તે જ સમર્થ હસ્તે ત્રીજા

ભાગનો અનુવાદ કરવાનું કાર્ય હાથ ધર્યું છે. અમને આશા છે કે મારા વ્હાલા ને સ્નેહાળ પિતા નંદલાલ તે કાર્ય બને તેટલું વહેલું પૂરૂં કરવામાં કશીપણ કચાશ રાખશે નહિ. પ્રભુ કૃષ્ણ કૃપાકરીને તેમના કાર્યને સંપૂર્ણપણે ફતેહમંદ બનાવે તમને જાણીને આનંદ થશે કે એક ભાગવતચંદ્ર મિત્ર, ૧૬, તલ બાગન લેઇન, કલકત્તામાં 'M.ગલ હરેનાથના ચોથા ભાગને પ્રકટનું કામ માથે લીધું છે. તેને માટે તે સામગ્રી એકઠી કરી રહ્યા છે. તે એક પ્રમાણિક માણસ છે. તેનું હૃદય સાચું ને ભક્તિવાન છે. અમે બધા તેને બહુ ચાહીએ છીએ. વ્હાલા મિત્ર, જો તમને એ ચોથા ભાગનો અનુવાદ ગુજરાતીમાં કરવાનું સલાહ ભરેલું ને ઠીક લાગે તો તમે જ એ કામ હાથમાં લેશો, નહિ તો પછી નકામા પૈસા વેડફી દેવા ઠીક નહિ. તમે એ કામ હાથમાં લો તે આગાઉ બધાં જ દષ્ટિબિંદુઓની તુલના કરશો. વ્હાલો સી. પી. સિંગ તેનો ઉર્દુમાં તરજુમો કરે છે. હમણાં તે બીજનોરમાં છે અને તેણે વકીલાતના ધંધામાં પ્રવેશ કર્યો છે.

હમણાં જ વિઠ્ઠલદાસનો પત્ર મળ્યો, જેમાં તે માતાજીની સુખાકારીના સમાચાર લખે છે, તેથી મને અત્યંત સંતોષ થયો. પ્રભુનો પાડ માનો કે હવે તેને પહેલાં કરતાં ઘણું સારૂં છે ને પૂરેપૂરો સુધારો એ માત્ર થોડા જ દિવસનો સવાલ છે. તમારી નિવૃત્તિના સમયમાં એ તમને

મદદગાર થઈ પડો ને લાંબુ જીવો. તમારા કુટુમ્બમાં એ એક દેવી છે. તમે બધાંજ અમને બહુ વ્હાલાં છો. તેમને મળવાને અમે બહુ જ આતુર છીએ. પ્રભુ તે દિવસ જલદીથી લાવે. હવે અમને ખરેખર અધિરાઇ થઇ છે.

પ્રેમમાં તમારો,

હર

(૧૯)

ડીસેમ્બર, ૧૯૧૦

માશ વ્હાલા વિઠ્ઠલભાઈ,

તમારો પત્ર મળ્યો તમારી તબીયત સારી છે જાણી ઘણો આનંદ થયો પણ વ્હાલા નટવરલાલ બિમાર છે એ જાણી એટલોજ દિલગીર થયો. પ્રભુ એ બિચારાને તંદુરસ્ત હાલતમાં રાખે એવી પ્રાર્થના છે. તેને મારો પ્રેમ પાઠવશો. તમારાં વ્હાલા પત્નીને પણ મારો ખરો દિલનો પ્રેમ આપશો. હું ઇચ્છું છું કે તમારા કુટુંબના આભૂષણ રૂપ નીવડો ને સર્વના પ્રેમનું પાત્ર બનો. આપણે સર્વે ભેગા બેસી વાતો કરીએ એવો શુભ પ્રસંગ કયારે આવશે તેની તો એકલા પ્રભુને ખબર. હું તેવા દિવસ માટે ઘણી આતુરતાથી રાહ જોઈ રહ્યો છું. સ્નેહાલ પિતા નાથાભાઇ તરફથી ઘણા લાંબા સમયથી કાંઈ સમાચાર નથી. પ્રભુ તેમને સુખી હાલતમાં રાખો. કૃપા કરીને તેમને ને માતાજીને મારા પ્રેમવંદન પાઠવશો. આશા રાખું છું કે

માતાજીની તબીયત સારી હશે ને ખુશ મીજાજમાં હશે. તે આપણાં પ્રેમી માતાજી છે તેથી આપણા સર્વનાં મોજ-મજાઓ ને વિલાસો તેમનામાં કેન્દ્રિત થએલા છે. આપણને આનંદ આપવા તે લાંબા વખત સુધી જીવો. યાત્રાએથી તમે બધાં સુખરૂપ આવી ગયા છો એ જાણી મને ઘણો જ આનંદ થયો છે. જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે અન્ય જુદાંજુદાં પવિત્ર ધામોએ પણ આવી સુખમય યાત્રાએ જવું. વ્હાલા મિત્ર, એટલું મનમાં સદાયે યાદ રાખવું કે સર્વ પ્રકારની બહુલતાથી ભરેલી આ દુનિયાને છોડીને આપણે કોઈને કોઇ દિવસે જવાનું તો છે જ. આપણી સાથે કેવળ આપણા સદ્દગુણો જ આવશે માટે કોઈપણ કીંમતે તેવા સદ્દગુણો કમાવા રહ્યા. ગમે તેમ આપણે આ દુનિયા પર મુકરર સમય પસાર કરી આવતા જીવન માટે બમણી ચઢતી મેળવવાની છે. તમારાં પત્નીને પણ આ જ વસ્તુ કહેશો. તમારાં પત્નીએ જે થોડીક લીટીઓ લખેલી તે વાંચી મને ઘણો આનંદ થયો. ખરે, પ્રભુ તેને સુખી કરશે ને દરેક રીતે મદદગાર થશે. તે કૃષ્ણભક્ત થશે. તેને કૃષ્ણના મધુર નામનો જપ કરતાં શીખવજો અને તે પોતાનો હેતુ પાર પાડી શકશે. તેને જોવાને હું ઘણો અધીરો છુ. કૃપા કરીને તેને કહેશો કે હું તેને બહુ જ ચાહુંછું. વ્હાલા માણેકલાલજીને મારો પ્રેમ આપશો અને કહેશો કે આ નવું વર્ષ તેની વિપુલતાથી

તેને સુખી બનાવે એવું હું ઇચ્છું છું. આશા છે કે તે સારો હશે. અત્યાર આગળથી તમને 'પાગલ હરનાથ' ની ચોપડી મળી ગઈ હશે અને તેની અંદરના કેટલાક પત્રો વાંચી સંતોષ થયો હશે. તમારા સ્નેહી મંડળમાં તેમ જ સાથે કામ કરતા અધિકારી વર્ગમાં તેની બને તેટલી વધારે નકલો વેચવા યત્ન કરશો. પ્રભુકૃપાએ હું હમણાં વધારે સારો છું ને ગુમાવેલી તંદુરસ્તી જલદીથી પાછી મેળવવાની આશા રાખું છું. ફરીથી કહું છું કે વ્હાલા નાથાભાઇને તેમ જ માતાજીને મારા પ્રેમવંદન પાઠવશો.

પ્રેમમાં તમારો,

હર

## પ્રકરણ ૩૦ મું.

### સીમલા પહાડ ઠાકુરશ્રી હરનાથ.

હિંદના ઉત્તર અને પશ્ચિમ પ્રદેશના સ્થાનોમાં જ્યાં જ્યાં બંગાલીઓનો વસવાટ થયો છે ત્યાંના દરેક સ્થાનમાં બંગાલીઓએ કાલી માતાના મંદીરની સ્થાપના કરી છે અને મંદીરમાં પૂજા વીગેરેની વ્યવસ્થા માટે ખાસ બંગાલી બ્રાહ્મણની નિમણુંક કરી છે. સીમલા પહાડ ઉપર પણ એક કાલીમાતાનું મંદીર છે. પહાડી પ્રદેશોમાં વસ્તા બંગાલીઓ કાલીમાતાના દર્શન કરી કૃતાર્થ માને છે.

શ્રીયુત અટલબિહારીનન્દીની ઠાકુરશ્રી હરનાથની અઠ્ઠાવીસ પત્રોની પત્રાવલીનો પ્રથમ ભાગ સંજોગવશાત શ્રીયુત બામાચરણ ચટ્ટોપાધ્યાયના વાંચવામાં આવવાથી તેમનો ઠાકુર હરનાથ પ્રત્યેના ભક્તિ ભાવમાં ઘણો વધારો થયો હતો. આ મહાશયના પુત્ર શ્રીયુત કાશીચરણ ચટ્ટોપાધ્યાય નોકરી કરતા હોવાથી તેઓ પુત્રને અવારનવાર મળવા માટે સીમલા આવજા કરતા હતા. આ મહાશયને સીમલામાં સંજોગવશાત્ સીમલાની એડજ્યુટન્ટ જનરલની ઓફીસમાં એક મોટા અધિકારી મહાશય સતીશચંદ્ર બન્દોપાધ્યાય સાથે મેળાપ થયો હતો અને તેમની સાથે વાર્તાલાપમાં તેમને માલમ પડયું કે આ મહાશય ઠાકુરશ્રી હરનાથ પ્રત્યે અદભુત્ ભાવ ધરાવે છે જે જાણી તેમના આનંદનો પાર રહ્યો નહિ. મહાશય સતીશચંદ્ર બન્દોપાધ્યાયે ઠાકુર હરનાથની દીવ્ય શક્તિની ઘણી વાતો પોતાની ઓફીસના એક બીજા અધિકારી ઓફીસર મહાશય ભોળાનાથ ચટ્ટોપાધ્યાય પાસેથી સાંભળી હતી. આથી મહાશય સતીષચંદ્ર બન્દોપાધ્યાયના મનમાં ઠાકુર પ્રત્યેના પૂજ્યભાવની ઉંડી છાપ પડી હતી અને તેમને ઠાકુરશ્રી હરનાથ સાથે પત્રવ્યવહાર કરવા જીજ્ઞાસા થઇ. શ્રીયુત અટલબિહારીનન્દી સાથે તેઓએ પત્રવ્યવહાર શરૂ કર્યો અને તેમના તરફથી ઠાકુર હરનાથનું કાશ્મીરનું સરનામું મેળવી તેઓ સાથે પત્રવ્યવહાર કર્યો. તેમના પત્રના ઉત્તર ઠાકુર તરફથી સ્નેહ-

પુર્વક આવ્યા કરતા હતા. આ પત્રવ્યવહારથી શ્યામનામ તેમના હૃદયમાં પહોંચ્યું અને તેમના પ્રાણમાં ઠાકુર હરનાથના દર્શન માટે તીવ્ર જીજ્ઞાસા થઈ.

ઠાકુર હરનાથ કોણ વ્યક્તિ છે તે સાર્વજનીક કલ્યાણ માટે જાહેર કરવાની ઈચ્છા મહાશય સતીશચંદ્રને થવાથી તેઓએ એક હરિ સભાની સ્થાપના કરી અને તે કાર્યમાં તેમને ઘણા બંગાલી બંધુઓનો સાથ મળ્યો. આ સભામાં વખતોવખત કૃષ્ણકથા, કીર્તન તથા ઠાકુર હરનાથ એક મહાન દૈવી વ્યક્તી છે તે સંબંધી વાતો થવા લાગી. ઠાકુર સંબંધી આવી ચાલુ સતત વાર્તાલાપથી સભામાં આવવા વાળાની ભક્તિમાં વધારો થતો ગયો અને ઠાકુરશ્રી હરનાથના મધુર નામ સ્મરણની આનંદની લહેરીઓ તેમના મનમાં આવવા માંડી. તેઓના મનમાં વીચાર આવતા કે જેઓ ઠાકુરશ્રી હરનાથના અંગત સંબંધમાં આવ્યા છે તેના આનંદની તુલના કોણ કરી શકે? ખરેખર જેઓએ તેઓને જોયા છે તેઓ કામકાજ છોડી તેની પાછળ પાગલ થઈ ફરતા હશે!

હરી સભાના ભજન ક્રમથી મહાશય સતીશચંદ્ર અને બીજા ભક્તોને ઠાકુરને સીમલા પધારવા આમંત્રણ આપવા તીવ્ર જીજ્ઞાસા થઇ. મહાશય સતીશચંદ્રે એક પત્ર ઠાકુરને સોનામુખી લખ્યો અને સીમલા પધારવા માટે વિનંતી કરી. આ પત્ર ઠાકુરને જ્યારે સોનામુખી મળ્યો ત્યારે ઠાકુર

પોતે હરસના વ્યાધીને લઈને કેટલાક દિવસ પથારીવશ હતા અને તેને લઈને તેઓનું શરીર ઘણું અસ્વસ્થ થયું હતું. મહાશય સતીષચંદ્ર અને બીજા ભક્તોના આગ્રહને વશ થઈ ઠાકુરે સીમલા જવા પોતાની અનુમતી દર્શાવી અને ઈ. સ. ૧૯૧૨ના અકટોબર માસમાં શ્રીકુસુમકુમારી દેવી સાથે સીમલા જવા માટે સોનામુખીથી રવાના થયા.

ઠાકુર હરનાથ અને માતા ઠાકુરરાણીના સીમલે પધારવાના શુભ સમાચાર ત્યાના ભક્તલોકોને મળવાથી તેમના આનંદનો પાર રહ્યો નહિ. સીમલાના લશ્કરબજારના એક મોટા બંગલામાં તેઓના ઉતારા માટે મહાશય સતીષચંદ્રે બંદોબસ્ત કીધો. ઠાકુર અને માતા ઠાકુર રાણીના સત્કાર માટે ગાડીના સમયે સીમલા સ્ટેશને લોકની મોટી મેદની થઇ હતી એકે ખાસ ગાડીમાં ઠાકુર અને માતા ઠાકુરરાણીને ગાજતેવાજતે ખાસ ઉતારા ઉપર લઇ જવામાં આવ્યા. સરકારી ઓફીસના નાના મોટા ઓફીસરો, પંજાબીઓ, અને ઘણા હીન્દુઓ તેઓના દર્શન માટે એક ખાસ મોટા હોલમાં આગળથી બેસી ગયા હતા. સૌ ઠાકુર અને માતા ઠાકુરરાણીને પગે પડયા અને સવારનો ચાહ તથા નાસ્તો લઈ સૌ હોલમાં ઠાકુરની દીવ્ય વાણી સાંભળવા મંડપમાં બેઠા. શરૂઆતમાં પ્રભુનું નામ સંકીર્તન શરૂ થયુ અને એકત્રીત થયેલા ભક્તલોકો બંગાલીઓ સાથે સંકીર્તનમાં સુર મેળવી કીર્તન કરવા લાગ્યા સંકીર્તન ખલાસ

થયું અને ઠાકુરનું પ્રવચન શરૂ થયું અને કલાકોના કલાક ચાલ્યું. સૌ આનંદમુગ્ધ થઈ ગયા. કેટલાક લોકો ઠાકુરની પરિક્ષા કરવા ઈશ્વિર સંબંધી કેટલાક અણઉકેલ રહે એવા પ્રશ્નો સાથે લાવ્યા હતા પણ તેમના પ્રશ્નોના જવાબ ઠાકુરના પ્રવચનમાં વિના પૂછયે મળી જવાથી તેમના આનંદનો પાર રહ્યો નહિ. ઠાકુર જેટલા દિવસ સીમલા રહ્યા તેટલા દિવસ પુરુષવર્ગ ઠાકુર અને માતા ઠાકુર-રાણીના સમાગમનો લાભ લેતા તેમ જ તેમના ઘરની સ્ત્રીઓ પણ ઘર કામ ભૂલી ઠાકુર અને માતા ઠાકુર-રાણીના સમાગમનો લાભ લેતી. પુરુષવર્ગ નોકરી માટે ઑફીસ જતાં પરંતુ તેઓ વખતોવખત કાંઈ ખાસ કારણ કાઢી હરનાથના દર્શન કરવા જતા.

ઠાકુરના સીમલા પધારવાનાં સમાચાર વાયુવેગે પ્રસરવા લાગ્યા અને લોકોની મેદની મોડી રાત સુધી રહેવા લાગી. સતત ઉજાગરા અને ઠાકુરના કલાકોના કલાકો પ્રવચનથી ઠાકુર અને માતા ઠાકુરરાણીની પ્રકૃતી અસ્વસ્થ બની. તેઓ સખત બિમાર પડયા. આનંદને સ્થાને શોક છવાઈ ગયો. ઠાકુરને માતા ઠાકુરરાણીને જોવા માટે સીમલાના બંગાલી તથા પંજાબી ડૉક્ટરો અને વૈદો આવવા લાગ્યા. સીમલાના સીવીલ સરજન સ્મીથ પણ તેઓને તપાસવા આવ્યા. ભક્ત લોકોના તીવ્ર સ્નેહના કારણે ઠાકુર તથા ઠાકુરરાણીની પ્રકૃતી સુધારા ઉપર આવતી ગઈ.

અને તેઓ બંન્ને પૂર્ણ તંદુરસ્તીમાં આવી ગયા. ડૉ. સ્મીથે ઠાકુરને તપાસતાં પોતાનો મત ત્યાંના મુખ્ય ભક્ત લોકોને દર્શાવતાં કહ્યું કે ઠાકુરનું શરીર દુર્બળ થઈ ગયું છે અને તેઓના દેહમાં લોહી ઘટી ગયું છે. આ કારણથી તેઓને કાશ્મીર નોકરીમાંથી જલદી છૂટા થવા પોતાની સલાહ આપી. સીમલાના ભક્ત લોકોએ ડૉ. સ્મીથનું ઠાકુરની પ્રકૃતી સંબંધી ઉપલું સરટીફીકેટ લઈ કાશ્મીર રાજ્યમાં મોકલી આપ્યું.

ઠાકુર અને ઠાકુરરાણી સીમલાથી જવા નીકળ્યા ત્યારે ભક્તોમાં હાહાકાર થઈ રહ્યો. તેઓએ ઠાકુર સાથે રહી જે અપાર આનંદ અનુભવ્યો હતો તેની પ્રતિ ક્રિયા રૂપે જ ઠાકુરના જવાથી નીરાનંદમાં છવાઈ ગયો. સ્ત્રી, પુરુષો, બાળકો–બાળીકાઓ અખંડધારાથી રડવા લાગ્યા. જેવી રીતે પ્રિયધન કૃષ્ણચંદ્રની વિરહ વેદના ગોપીઓ અને વૃન્દાવનવાસીઓને થઈ હતી તેની યાદ આ દ્રશ્ય આપી રહ્યું હતું!!

## પ્રકરણ ૩૧ મું

### શ્રીજગન્નાથપુરીમાં હરનાથ આશ્રમની પ્રતિષ્ઠા.

ઈ. સ. ૧૯૧૦માં કલકત્તાના શ્રીયુત ભાગવતચંદ્ર મિત્રને ખબર મળ્યા કે પુરી ધામમાં ઠાકુરનો જન્મોત્સવ ઉજવવાનો છે અને તે પ્રસંગે કાશ્મીરથી રજા લઈને

ઠાકુર હરનાથ પણ પુરી આવ્યા છે અને ત્યાંના મેજીસ્ટ્રેટ ચૂંચુડા નીવાસી શ્રીયુત્ દીનનાથ મહાશયને ઘેર ઉતર્યા છે. વિશેષમાં ભાગવતચંદ્રે સાંભળ્યું કે જુદા જુદા ભાગના ભક્તો પણ ભેળા થયા છે. આ સમાચાર જાણ્યા પછી તેઓ વિલંબ કર્યો વિના શ્રીજગન્નાથ દેવના પૂન્ય તીર્થમાં પહોંચ્યા અને શ્રીઠાકુર હરનાથના દર્શન કરી કૃતાર્થ થયા. તે સમયે રથયાત્રાનો દિવસ હોવાથી લોકોની ઘણી ભીડ હતી. અસંખ્ય યાત્રાળુઓ આવેલા હતા. "रथेस्थं वामनं दृष्ट्वा पुनर्जन्म न विद्यते ॥" આ કારણથી લોકોની ગીરદી જામી હતી. તે સિવાય રથમાં વામન પ્રભુનાં દર્શન થશે અને દીનનાથ ડે મહાશયને ઘેર ઠાકુર હરનાથનાં પણ દર્શન થશે, આ બંને કારણને લીધે પુરીમાં આ વખતે લોકોની મોટી સંખ્યા જમા થઇ હતી. આવી ભીડમાં રથ જોવા ગયેલ હરનાથના ભક્તોમાંની બે સ્ત્રીઓ ગુમ થઈ ગઇ. બંને સ્ત્રીઓની શોધખોળ કરવા માટે ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા. પુરીના પોલીસોએ પણ ઘણી તપાસ કરી, પરંતુ તે સ્ત્રીઓને શોધવામાં સૌ નિષ્ફળ ગયા. આ જાણી ઠાકુર ઘણી ચિંતા કરવા લાગ્યા. એટલામાં ભાગવતચંદ્રે તેઓના ચરણમાં આવી નિવેદન કર્યું કે, "જો મને આજ્ઞા આપો તો હું તેઓને શોધવા માટે જાઉં". ઠાકુરે આજ્ઞા આપી.

અંધકારમાં ખોવાયેલી બે સ્ત્રીઓને શોધવા માટે પોતાની જાતને ભૂલી નીકળ્યા.

આ બે સ્ત્રીઓ જે ગુમ થયેલી હતી તેમાં એક સ્ત્રી વૃદ્ધ હતી અને બીજી યુવતી હતી, યુવતીનું નામ વિનોદિની હતું. તેને 'વીની વીની' કહી સૌ બોલાવતા હતા. વૃદ્ધા અને યુવતી ભાગવતચંદ્રને ઠાકુરના ભક્ત તરીકે ઓળખતી હતી. જ્યારે ભાગવતચંદ્ર રાજમાર્ગે ચાલ્યા જતા હતા ત્યારે જુએ છે કે અસહ્ય ગીર્દી હોવાથી માણસ માણસ પર સુતા છે જ્યારે કોઈ બેઠેલા છે. આવી રીતે પુરીનો રાજમાર્ગ મનુષ્યોથી ઢંકાઈ ગયો હતો. એક તો રાત્રીનો અંધકાર અને તે ઉપરાંત ભીડ પણ ઘણી હતી તેથી કેવી રીતે સ્ત્રીઓને શોધવી તેનો નિર્ણય ભાગવતચંદ્ર કરી શક્યા નહિ. છેવટે 'જય હરનાથ' બોલી પ્રભુ હરનાથનું સ્મરણ કરી "વીની" "વીની" એમ મોટેથી બોલાવવા લાગ્યા. ભાગવતચંદ્રની અવસ્થા જોઈ ભગવાનને દયા આવી અને આ ઘોર અંધકાર અને લોકોની ભીડ વચ્ચેથી કોમળ કંઠનો એક અવાજ સંભળાયો કે:—"કોણ ભાગવતદાદા?" ભાગવતદાદાએ કહ્યુ:—"હાં, તમે ક્યાંથી બોલો છો?" કોમળ કંઠથી જવાબ આવ્યો કે,—"અમો બંને અહીંયાં બેઠા છીએ." અંધકારને લઈને અમો આવી શકીએ તેમ નથી. તમો અહીં આવો અને અમને લઈ જાઓ.

ભાગવતચંદ્રે કહ્યું, “હું એટલા માટે તો આવેલો છું. હું તારું નામ લઈને મોટેથી બોલ્યા કરીશ, તમો મારો અવાજ ધ્યાનમાં રાખી, મારા તરફ આવો હું તમારી સામે ચાલ્યો આવું છું.”

ભાગવતચંદ્ર ‘વીની વીની’ કહી મોટે અવાજે બોલાવવા લાગ્યા અને તે અવાજની દીશા તરફ વૃદ્ધા અને યુવતિ ચાલ્યા આવ્યા, અને ભાગવતચંદ્રને મળ્યા. આ બંને સ્ત્રી મળી જવાથી ભાગવતચંદ્રને હાથમાં સ્વર્ગ મળવા જેટલો આનંદ થયો. પછી તે બંને સ્ત્રીઓને લઈ, ભાગવતચંદ્ર દીનાનાથ કે મહાશયને ઘેર આવ્યા, અને શ્રી ઠાકુર હરનાથના શ્રીચરણમાં ભક્તિભાવથી પ્રણામ કર્યો.

પ્રભુ હરનાથની કૃપાથી ખોવાયેલા રત્નો ફરી મળ્યા એ જાણી ઠાકુરના આનંદનો પાર રહ્યો નહિ. તેઓએ ભાગવતચંદ્રના માથા ઉપર હાથ મૂકી આશીર્વાદ આપ્યો કે, “બાબા, તમારો પાંચસો રૂપીઆ પગાર થાઓ.” મીલીટરી એકાઉન્ટસ ઓફીસમાં થોડા દીવસ થયા ભાગવતચંદ્ર નોકરી કરતા હતા. ત્યાં તેમનો સાધારણ પગાર હતો. પાંચસો રૂપીઆ પગાર થશે એટલું સાંભળી ભાગવતચંદ્ર વિચારવા લાગ્યા કે, “ઠાકુર આ શું બોલ્યા ! મારો એટલો પગાર થવા સંભવ છે ?” ભાગવતચંદ્રને વિચારમાં મગ્ન થયેલા જોઈ, વામાચરણ ચટ્ટોપાધ્યાય નામના દક્ષિણેશ્વર

નિવાસી એક ભક્તે કહ્યું કે, "ભાગવતચંદ્ર શું વિચાર કરો છો ? પાંચસો રૂપીઆ પગારની વાતનો ? ઠાકુરની દયાથી બધણું થઇ શકે છે, એમાં વિચાર કરવા જેવું કંઈ નથી." ભાગવતચંદ્ર મૌન રહ્યા.

દેશોદેશના લોકો પુરીમાં એકઠા થયેલા હતા. એ વાતનો ઉલ્લેખ આગળ થઇ ગયો છે. સોનામુખીથી ઠાકુર હરનાથનાં કુટુંબીઓ અને સંબંધીઓ પણ આ ઉત્સવમાં આવેલા હતા. તેમાંથી એક સ્ત્રીને કોલેરા લાગુ પડ્યો. આથી મેજીસ્ટ્રેટ દીનાનાથ ડે ને બીક લાગી, અને તે સ્ત્રીને હોસ્પીટલમાં મોકલી આપી. આ મહિલા મેજીસ્ટ્રેટના આશ્રયમાંથી હોસ્પીટલમાં ગઈ, તેથી તે નિરાશ્રય બની ગઈ. ભાગવતચંદ્રને આ વાતની ખબર પડતાં ઘણું દુઃખ થયું. પરંતુ તે શું કરે ? ઉપાય નહિ, છતાં ભાગવતચંદ્ર દિવસમાં ત્રણ ચાર વાર હોસ્પીટલના કોલેરા વોર્ડમાં જઈ તે સ્ત્રીને પોતાની સેવાથી મદદ કરતા હતા.

દીનાનાથ ડે. મહાશયે જાણ્યું કે, ભાગવતચંદ્ર કોલેરા-વોર્ડમાં જાય છે તેથી તેને આ વાત ગમી નહિ. કારણ કે ભાગવતચંદ્ર આવી રીતે કોલેરા વોર્ડમાં દર્દી પાસે જાય તો ઘરમાં પણ કોલેરાના પરમાણુ દાખલ થઈ જાય (તો શું કરવું) એવી તેમને બીક લાગી. એક દિવસ દીનાનાથ મહાશયે આ વાતને માટે ભાગવતચંદ્રનો ઘણો તિરસ્કાર કર્યો. મેજીસ્ટ્રેટના સોબાને લઇને ભાગવતચંદ્ર

કંઈ બોલ્યા નહિ. પરંતુ તેઓનું મુખ જોતા સ્પષ્ટ દેખાતું હતું કે તેઓનો તિરસ્કાર થવાથી તેમને ઘણું દુઃખ થયું હતું.

ભાગવતચંદ્રનો તિરસ્કાર થવાથી તેમને ઘણું દુઃખ થયું છે તે ઠાકુર હરનાથે પણ જાણ્યું. આ વખતે શ્રીયુત જગન્નાથ મોકટા નામે એક માણસ ઉતકલવાસી વહેવાર જીવી ઠાકુરના ભક્ત હતા, જે ત્યાં હાજર હતા, તે ઠાકુરની પાસે દિવસમાં બે વખત આવતા. આજે કોર્ટમાં રથયાત્રાની રજા હોવાથી તે બપોરને વખતે પણ આવેલા હતા. જગન્નાથ મોકટાને જોઈ ઠાકુરે કહ્યું, "ચાલ, તારે ઘેર આવું છું, પુરીમાં જેટલા દિવસ રહીશ તેટલા દિવસ તારે ઘેર રહીશ." આટલું કહી ઠાકુર ઉભા થયા. ઠાકુરને ઉભા થયેલા જોઇ બધા લોકો ઉભા થઈ ગયા. જગન્નાથ મોકતા વિચાર કરે છે કે, "અહા મારા ઉપર એકદમ ઠાકુરની આટલી કૃપા કેમ થઈ." તેઓ કારણ જાણી શકયા નહિ. પરંતુ આ ઘટનાથી મુકતાના મનમાં એવા આનંદના તરંગો ઉઠવા લાગ્યા કે સ્વર્ગનાં નંદનવનમાં પણ તેને આટલો આનંદ થાય નહિ. મેજીસ્ટ્રેટનો રાજમહેલ જેવો બંગલો પરિત્યાગ કરી ઠાકુર હરનાથે એક સાધારણ માણસની ભાંગેલી ઝુંપડીમાં જઈ તે ઝુંપડીને પ્રકાશિત કરી દીધી. ઘણાં ભક્તોની ચરણરજ મળવાથી તે ઝુંપડી પણ પવિત્ર થઈ ગઈ.

આ બનાવ બન્યા પછી ઠાકુર હરનાથે સઘળાં ભક્તોને

કહ્યું કે, "આ તીર્થસ્થાનમાં ઘણાં લોકો ભેગા થાય છે, અને તેથી ઘણાં દુઃખી દર્દી લોકોને કયાંય આશ્રય મળતો નથી માટે અહીં એક આશ્રમ સ્થાપવામાં આવે એવી વ્યવસ્થા કરો." સઘળાં ભક્તોએ આશ્રમની જરૂરીયાત છે એવો મત આપ્યો. દક્ષિણેશ્વર નીવાસી વામનચરણ ચટ્ટોપાધ્યાય મહાશયે આશ્રમને માટે જમીન ખરીદવાનો ભાર સ્વીકાર્યો અને તે માટે તેઓને પુરીમાં રહેવાનું કહી ઠાકુર હરનાથ કાશ્મીર ગયા અને સૌ ભકતો પોતપોતાને સ્થાને ગયા. ભાગવતચંદ્ર કલકત્તામાં આવ્યા. ઠાકુર હરનાથના આશીર્વાદ પ્રમાણે પાંચસો રૂપીયા પગાર થવાનુ તો દૂર રહ્યું, પરંતુ તેને બદલે તેઓ ઘણાં બિમાર પડી ગયા. તેનુ જીવન લેવાને માટે યમના દૂતો વચ્ચે ખેંચતાણ થવા લાગી, અને છેવટે ડૉક્ટરોએ પણ કહી દીધું કે તે જીવી શકે તેવી આશાનું ચીન્હ દેખાતું નથી. ભાગવતચંદ્રના પત્નિએ એક રીપ્લાઇ તાર ઠાકુરને કર્યો અને પોતાના સ્વામીના જીવન માટે ભીક્ષા માગી. ઠાકુર હરનાથે તે તારનો જવાબ આપ્યો પણ તેમાં રોગની વાત કંઈજ ન હતી. ઉલટું "તમારા સ્વામીનો પગાર પાંચસો રૂપીયા થશે" એટલુંજ લખેલું હતું. મિત્રગૃહીણી સમજી ગઈ કે, "મારા પ્રભુએ જે જવાબ આપ્યો છે, તેથી આડકતરી રીતે મારા પતિના જીવનની રક્ષા થશેજ. ડૉકટરોએ ભલે ગમે તેમ કહ્યું પણ મારા સ્વામીનું કંઈ

પણ અમંગલ થશે નહિ અને મારા સેંથાનું સીંદુર અખંડ રહેશે."

મિત્રગૃહીણીનું આ અનુમાન સાચુ ઠર્યું. અને ભાગવતચંદ્ર સાજા થઈ ગયા. શરીરમાં શક્તિ આવ્યા પછી ઓફીસમાં ગયા. કોણ જાણે શામાટે મોટા સાહેબની કરૂણાદ્રષ્ટિ તેમના ઉપર પડી. તરતજ મોટા સાહેબે પોતાની ઓફીસમાં ભાગવતચંદ્રને બોલાવ્યા અને કહ્યું કે,—"બાબુ, તમે એકાઉન્ટશીપની પરિક્ષા આપો." ભાગવતચંદ્રે કહ્યું, "સાહેબ, હું પાસ કેમ થઈ શકીશ?" સાહેબે કહ્યું, "કેમ પાસ નહિ થઇ શકો? પ્રયત્ન કરશો તો નક્કી પાસ થઇ શકશો."

ભાગવતચંદ્રે એકાઉન્ટશીપની પરિક્ષા આપી. પાસ થયા, અને તેઓને બીજી નોકરી મળી. તેઓને ફોર્ટ વીલીયમમાં પાંચસો રૂપીયાને બદલે છસોનો પગાર થયો. પાસ થયા પછી સાહેબે કહ્યું, "બાબુ તમારે નૈનીતાલ જવું પડશે." ભાગવતચંદ્રે કહ્યું, "ઘણું સારૂં"

સાહેબે કહ્યું, "તૈયાર રહેજો. ઓર્ડર આવતાં જવાનું થશે." બીજી તરફ પુરીમાં આશ્રમ બનાવવા માટે જુદે જુદે ઠેકાણેથી ફંડ શરૂ કરવામાં આવ્યું. હાથરાસના અટલબિહારી નંદી આ કામ માટે ઘણી મહેનત કરી રહ્યા હતા. તેઓએ ઘણાં રૂપીયા ભેગા કરેલા હતા.

ફંડ ચાલુ થઈ ગયુ, પણ જમીન મળવાનું ચોક્કસ થયુ નહિ. શ્રીયુત વામાચરણ ચટ્ટોપાધ્યાય મહાશય જમીન ખરીદવા માટે પુરીમાં ઘણાં દિવસ રોકાયા પણ જમીન મળી શકી નહિ અટલબિહારીએ ઠાકુરને લખ્યું કે "જો જમીન મળી શકતી નથી તો પછી લોકોના પૈસા નકામા રાખવા તે ઠીક નથી." ઠાકુરની આજ્ઞા થતાં સૌ લોકોના પૈસા પાછા આપી દેવામાં આવ્યા. આ વાત જાણવાથી ભાગવતચંદ્રને ઘણું દુઃખ થયુ. તેઓએ ઠાકુરને લખ્યું કે "જો મને આજ્ઞા આપો તો હું જમીન ખરીદવા માટે પ્રયત્ન કરૂં." ઠાકુરે લખ્યું, 'ઘણું સારૂં.' આ વખતે ભાગવતચંદ્રને નૈનીતાલ જવાની વાતચીત ચાલતી હતી. ઓફીસનો હુકમ આવ્યા પછી નૈનીતાલ જવાનુ હતું. તેથી તેણે ઓફીસમાં જણાવ્યુ કે થોડા દિવસ માટે મારે પુરી જવા રજાની જરૂર છે; દરમિયાન મને પુરીમાં ખબર આપવામાં આવશે તો હું તે હુકમ પ્રમાણે નૈનિતાલ જઈશ. આ પ્રમાણે ઓફીસમા ખબર આપી ભાગવતચંદ્ર જમીન ખરીદવા પુરી ગયા.

આ વખતે શ્રીયુત નગેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય પુરીના ડેપ્યુટી માજીસ્ટ્રેટ હતા. આ નગેન્દ્રબાબુ પણ ઠાકુરના ભક્ત હતા. શ્રીયુત વામાચરણ ચટ્ટોપાધ્યાય પણ નગેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયને ઘેર આશ્રમ માટે જમીન ખરીદવા રોકાયા હતા. ભાગવતચંદ્ર પણ તેમને ત્યાં જઈ રહ્યા.

ઇ. સ. ૧૯૧૧માં ઘણા દિવસની મહેનત પછી દરિયાકિનારે સ્વર્ગદ્વાર ઉપર સાડાત્રણ એકરનો જમીનનો પ્લોટ મેળવી શકયા. ભાગવતચંદ્રને નૈનીતાલ જવા માટે ઓફીસ તરફથી તાર મળ્યો. તેથી તેઓએ તે જ દિવસે ખરીદેલી જમીનનું ખત રજીસ્ટર્ડ કરાવ્યું અને પછી ભાગવતચંદ્ર કલકત્તા આવી નૈનીતાલ પોતાની નોકરી ઉપર ગયા. એક શ્રીમંત ભક્ત બાબુ રાધાચરણદાસે ફંડ ઉઘરાવી આ જગ્યા ઉપર એક સુંદર મકાન બંધાવ્યું અને તેનું નામ "હરનાથ અનાથ આશ્રમ રાખ્યું." બંગાલ, બિહાર, ઓરીસા, નાગપુર, મદ્રાસ અને મુંબઇના ઠાકુર હરનાથના ભક્તોને ઠાકુરને મળવા માટે આ આશ્રમ બહુ અનુકૂળ થઈ પડયો.

આસરે સાડીચારસો વર્ષ ઉપર આ જ સ્થલે શ્રીગૌરાંગપ્રભુનું રોજ આગમન થયાં કરતું અને આ સ્થળના આગલા ભાગના ઘાટ પર શ્રીગૌરાંગપ્રભુ સમુદ્રમાં સ્નાન કરતાં હતા. વળી આ સ્થળ ઉપર શ્રીગૌરાંગપ્રભુ હમેશાં સંકીર્તન કરતા હતા. આ સંકીર્તનનો ધ્વનિ હજુ પણ સાંભળવાની ઇચ્છા ધરાવનારને મધ્ય રાત્રીના સમયમાં સંભળાય છે. આશ્રમના ઈશાન ખુણામાં મકાન બાંધતાં એક પરાત બાંધવામાં આવી હતી તેના એક વાંસમાંથી "હરિહર બોલ" નો અવાજ હમેશાં આખો વખત નીકળ્યા કરતો હતો. આ અવાજ ઘણા લોકોએ સાંભળ્યો હતો. આ વાત જ્યારે

ઠાકુરશ્રીને કહેવામાં આવી ત્યારે તેઓએ કહ્યું કે, "આ ધામની જગ્યામાં શ્રીગૌરાંગદેવનાં ચરણની ધુલી લાગેલી હોવાથી આ ચરણધુલી લેવા માટે મહાપુરુષો સૂક્ષ્મરૂપમાં અવારનવાર આવ્યા કરે છે. આ ધામની પવિત્રતા જાહેર કરવાના હેતુથી આશ્રમના ઈશાન ખુણામાં એક વાંસમાંથી "હરિહર બોલ" નો ધ્વનિ નીકળ્યા કરે છે માટે આ વાંસની કદીપણ છેડતી કરતાં નહિ." આ વાંસ ઘણા વરસ સુધી રહ્યા બાદ એકાએક જમીન પર પડીને તેના ચૂરેચૂરા થઈ ગયા અને તે ચૂરાઓ અદૃશ્ય થઈ ગયા.

આશ્રમના ઉદ્ઘાટન પ્રસંગે ઘણા જાણવા જોગ બનાવો બન્યા. ઠાકુરે સૌને શ્રીગૌરાંગરૂપે દર્શન કરાવ્યાં અને આ ધામ શ્રીવૃંદાવનરૂપમાં બદલાઈ ગયું અને ત્યાં આવનાર ભક્તો પ્રેમના આવેશમાં નાચી કૂદી દીવ્ય આનંદ અનુભવતા.

આ આશ્રમનુ નિમિત્ત કારણ શ્રીયુત દીનાનાથ ડે. મહાશય બન્યા હતા. જો સોનામુખી નિવાસી કોલેરાવાળી સ્ત્રીને તેણે હોસ્પીટલમાં દાખલ ન કરી હોત, અને ભાગવતચંદ્રનો તે સ્ત્રીની સેવા બદલ તીરસ્કાર ન કર્યો હોત તો આ આશ્રમની સ્થાપના કરવાની કલ્પના પણ ઠાકુર હરનાથના મનમાં ન થઈ હોત. "ઈશ્વર જે કરે છે તે સારા માટે." આ કહેવત જે ચાલી આવે છે તેનો પ્રત્યક્ષ પુરાવો આ આશ્રમ આપે છે. કોલેરા રોગિણી સ્ત્રી-તે

રોગથી પરલોક સીધાવી ગઈ છે એ દુઃખની વાત છે કારણ કે તેણીના નીમીત્તથી આ આશ્રમની પ્રતિષ્ઠા થઇ છે. તેણે જીવતાં આ જાણ્યું હોત તો તેના આનંદનો પાર રહેત નહિ.

## પ્રકરણ ૬૨ મું.

### પ્રભુહરનાથના પ્રયાસ તથા પ્રવાસ.

'પાગલ હરનાથ'ના પ્રથમ ભાગના ગુજરાતી અનુવાદનો અપૂર્ણ ભાગ પૂરો કરવાનું કાર્ય સુરતના શ્રીયુત નર્મદાશંકર બાલાશંકર પંડ્યાએ હાથમાં લીધું. આ ભાઈ નાથાભાઈદ્વારા ઠાકુરશ્રી હરનાથના સંબંધમાં આવ્યા હતા અને તેઓ તેમના હસ્તક બંગાલી શીખ્યા હતા. પાગલ હરનાથનો પ્રથમ ભાગ ગુજરાતીમાં પ્રસિદ્ધ થયો.

શ્રીહરનાથના આદેશથી વિઠ્ઠલદાસ તથા માણેકલાલે પાગલ હરનાથના પુસ્તકોનું પ્રચાર કાર્ય ઉપાડી લીધું. ઠાકુરશ્રીના આશીર્વાદથી કલકત્તામાં શ્રીહરનાથ તત્વ-પ્રચારિણિ સભાએ 'પાગલ હરનાથ' તથા 'ઉપદેશામૃત'ના પુસ્તકો અંગ્રેજીમાં પ્રસિદ્ધ કર્યાં હતાં તેની નકલો મુંબઇ મંગાવી તેના પ્રચારનું કાર્ય તેઓએ આરંભ્યું. હિન્દુસ્તાનના જુદા જુદા ભાગમાં તથા યુરોપ અને અમેરિકાના પ્રદેશમાં થિયોસોફિકલ સોસાઇટી મારફતે પ્રચારનું કાર્ય ફેલાવ્યું.

ઠાકુરશ્રીના આશીર્વાદથી દુનિયાના પ્રત્યેક સ્થળેથી પુસ્તકો માટે અસંખ્ય પત્રો આવવા લાગ્યા. અનેક સજ્જનો અને સન્નારીઓએ ઠાકુરશ્રી સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો અને તેઓ દિવ્ય આનંદનો લાભ લેતા થયા.

કાશ્મીર સ્ટેટની નોકરીમાંથી પ્રભુ હરનાથ ઇ. સ. ૧૯૧૩માં નિવૃત્ત થયા. તેઓનું માસિક પેન્શન રૂા. ૧૭–૧૨–૦ મુકરર થયું હતું.

નિવૃત્ત થયા બાદ પ્રભુ હરનાથે પોતાનું જનકલ્યાણનું કાર્ય શરૂ કર્યું. તેઓના પ્રભુપ્રેમથી પૂર્ણ અપૂર્વ પત્રો જે "પાગલ હરનાથ"ના નામથી જુદીજુદી ભાષામાં પ્રસિદ્ધ થયા હતા તે સમસ્ત ભારતમાં તેમ જ વિશ્વના જુદાજુદા દેશોમાં પ્રભુના યુગ આદેશ તરીકે વિશ્વમાન્ય થયા. પ્રભુ હરનાથ "પાગલ હરનાથ"ને નામે સુવિખ્યાત થયા અને પ્રભુપ્રેમની પ્રાકટ્ય પ્રતિમા "યુગાવતાર હરનાથ" તરીકે પૂજાવા લાગ્યા.

હવે, ભારતના ખૂણેખૂણેથી તેઓને આમંત્રણ મળવા માંડયા. અસંખ્ય પત્રો રોજ તેમને આવતા અને અહર્નિશ તેઓ પત્રસાગરમાં ડૂબ્યા રહેતા. સ્વહસ્તે દરેકને નિયમિત તેઓ પ્રત્યુત્તર આપતા. તેઓના એકધારી લિખિત પત્રોમાં એકપણ છેકો નહિ તે તેમના પત્રલેખનની અપૂર્વતા.

પત્રોદ્વારા પાગલ હરનાથે માનવ સમાજને પ્રભુપ્રેમમાં પાગલ બનાવી આકર્ષ્યા. અનેકોના જીવનમાં પરિવર્તન

કર્યું અને સર્વ ધર્મોનું એકીકરણ કરી વિશ્વપ્રેમદ્વારા તેઓ પ્રત્યેક કોમ તથા ધર્મના ધર્મગુરુ તરીકે માન્ય થયા.

પાગલ હરનાથે ભારતના અસંખ્ય સ્થળોએ પ્રવાસ કરી ભારતભૂમિને પાવન કરી છે. પતિતો પર તેઓનો પ્રેમ અદ્ભુત હતો. રાયથી રંક દરેક જણ પર તેઓનો એકસરખો પ્રેમ રહેતો. પ્રત્યેકને લાગતું કે તેના પર હરનાથનો પ્રેમ અસીમ છે. દુઃખીઓના દુઃખ સ્વયં સહન કરી અને પાપીઓના પાપનો બોજો સ્વયં સ્વીકારી હરનાથ માનવ સમાજને પ્રભુ પ્રતિ ખેંચી જતા. વ્યાધિગ્રસ્તના વ્યાધિઓ સ્વયં ભોગવી અપૂર્વ સુખ અને શાન્તિ દાન કરતા. પંડિતો સાથે પંડિત અને બાળક સાથે બાળક બની સૌના માનીતા થયા.

ભારતવર્ષના વિવિધ સ્થળોએ પ્રભુ હરનાથે પર્યટન કર્યું. દક્ષિણમાં ધનુષ્કોટિ તીર્થથી તે હિમાલયના અમરનાથનો પ્રદેશ, રાવલપિંડીથી કલકત્તા, પૂર્વબંગાલ, ચિતાગોંગ, આસામ, રંગુન તેમજ મુંબઈ, મદ્રાસ તથા પંજાબ પ્રાંતના શહેરમાં અને ગામડામાં ઠાકુરશ્રીએ પ્રવાસ કર્યો.

તેઓનાં મુખ્ય પ્રવાસસ્થળ નીચે પ્રમાણે છેઃ—

૧. ચંદ્રનગર. (શ્રીયુત તારાપ્રસાદ ઘોષ અને દુર્ગાપ્રસાદ ઘોષ)
૨. ચિનસુરા. (શ્રીયુત નંદલાલ પાલ અને શ્રીયુત સુધીરંજન શેઠ)

૩. હુગલી બાગાટી. (શ્રીયુત વિનયમિત્ર)
૪. કાલના. (મહાપ્રભુ બતી, શ્રીયુત આનંદલાલ ગોસ્વામી અને શ્રીયુત નરેશચંદ્ર મુકરજી)
૫. બેંકુરા, પાટપુર. (શ્રીયુત અકિંચન નન્દી)
૬. મિડનાપોર. (શ્રીયુત શિરિષચંદ્રદત્ત અને શ્રીયુત જીતેન્દ્રનાથ ચોધરી)
૭. ખડગપુર. (શ્રીયુત ઘોષ બિહારીદાસ)
૮. નવદ્વિપ. (ગૌરાંગવાડી.)
૯. બરહામપોર. (શ્રીયુત ફિરેન્દુ ઘોષ)
૧૦. હેટમપોર.
૧૧. દેવાસ (સિનિયર) (મહારાજાસાહેબ)
૧૨. મુંબઇ. (પ્રથમ) વિઠ્ઠલદાસ નાથાભાઈ મહેતા, મુલજીભાઈ માધવદાસ ની ધર્મશાળા, માધવબાગ આગળ.
૬ વખત શેઠ કલ્યાણદાસ કેશવદાસ ના કૃષ્ણકુંજમાં)
૧૩. ગંજામ (બેજવાડા ગોપાલપુરમ)બે વખત શ્રીયુત એ. એસ. નારાયણરાવ
૧૪. ગયા. (શ્રીયુત રખાલદાસ મુખોપાધ્યાય ગવર્નમેન્ટ પ્લિડર અને શ્રીયુત રાધીકા પ્રસાદ ન્યુઓગી)
૧૫. ધનબાદ. (શ્રીયુત વિજય કેશવ મીટર, શ્રીયુત શિવદાસ બન્દોપાધ્યાય, શ્રીયુત રામનારાયણ હરી)

૧૬. બાલાસોર. (સ્વ. રાધાચરણદાસ જમીનદાર)

૧૭. કટક. (શ્રીયુત ટહલપ્રસાદ રોય, શ્રીયુત જ્યોતિશચંદ્ર ચોધરી, શ્રીયુત જોગેશચંદ્ર ઘોષ, રાયસાહેબ અઘોરનાથ મુખોપાધ્યાય, શ્રીયુત લલિતચંદ્ર ઘોષ, શ્રીયુત સરલા સુંદરપાલ)

૧૮. પુરી. (શ્રીયુત જગન્નાથ મુખત્યાર, શ્રીયુત જ્યોતિંદ્રનાથ ઘોષ મુનસીફ, શ્રીયુત દીનાનાથ દે હરનાથ અનાથ આશ્રમ)

૧૯. કાનપુર. (શ્રીયુત જ્યોતિચંદ્ર ચરણરાય.)

૨૦. કુકુન્ડ. (શ્રીયુત હેમચંદ્ર ઘોષ)

૨૧. છાપરા. (શ્રીયુત સતિષચંદ્ર સીંગ ઈ. સ. ૧૯૧૯, શ્રીયુત ભુપેન્દ્રનાથ ચક્રવર્તિ માર્ચ ૧૯૧૭, શ્રીયુત ચંદ્રકાન્ત ચક્રવર્તિ સિવિલ સરજ્યન, ડિસેમ્બર ૧૯૧૭.)

૨૨. આસન સોલ. (શ્રીયુત બાદવચંદ્ર ગંગુલી, શ્રીયુત રાધા વિનોદ ન્યુ ગોગી, શ્રીયુત સુરેન્દ્રનાથ મિટર)

૨૩. દિલ્હી. (શ્રીયુત રાધાવિનોદ ન્યુયોગી, શ્રીયુત ચિરંજીલાલ, શ્રીયુત જ્યોતિપ્રસાદ)

૨૪. ડેહરાડુન. (શ્રીયુત સી. પી. સીંગ, બાર–એટ–લો)

૨૫. દ્વારકા. બે વખત.

૨૬. તુંડલા (શ્રીયુત ગોપાલ મુખોપાધ્યાય, શ્રીયુત કાલિચરણ મીટર, પે–કલાર્ક.)

૨૭. ઈટાવા. (શ્રીયુત જ્યોતિપ્રસાદ)

૨૮. ફિરોઝાબાદ. (શ્રીયુત નટબિહારી મુખોપાધ્યાય)

૨૯. નાગપુર. (શ્રીયુત જી. એન ફાટક, શ્રીયુત નિબારન ચંદ્ર પાઠક)

૩૦. ભદ્રક. (શ્રીયુત ભાગવત ચંદ્ર દાસ, સ્વ. રાધાચરણદાસ, શ્રીયુત કાલિચરણરાય, રાયજોગેશચંદ્ર દત્ત બહાદુર)

૩૧. નીલગીરી. (શ્રીયુત રામચંદ્ર મુખોપાધ્યાય—ડા. શશીભુષણ મુખોપાધ્યાયના પિતાજી)

૩૨. ઢેનકનાલ. (રાજ્યબતી)

૩૩. અલીગઢ (શ્રીયુત ગંગાધર ફાટક)

૩૪. વૃંદાવન (હરકુસુમ કુંજ)

૩૫. હાથરસ (સ્વ. શ્રીયુત અટલબીહારી નન્દી)

૩૬. રાવલપીન્ડી (શ્રીયુત શશીભુષણ બંદોપાધ્યાય, શ્રીયુત ગોપાલચંદ્ર દાસ, સ્વ. રાધાવલ્લભ સીલ)

૩૭. સીમલા (શ્રીયુત સતીશચંદ્ર બંદોપાધ્યાય અને શ્રીયુત સઇલેશ્વર બંદોપાધ્યાય)

૩૮. બનારસ (પ્રોફેસર ભુવનમોહન પકરાસી.)

૩૯. અલ્હાબાદ (શ્રીયુત શશી ભુષણ મુખોપાધ્યાય.)

૪૦. શ્રીનગર (પંડીત ગોપાલ જ્યુતુઘર)

૪૧. જમ્મુ (પણીડાખીનુંઘર)

૪૨. ગૈમનસીંગ—અકારાબારી. સુનડેર્ક્લિના. (શ્રીયુત રાયમોહનરાય)

૪૩. શાન્તીપોર (નડીયા)

૪૪. બેરીસલ (રાયસાહેબ અક્ષય્યકુમાર ગુપ્તા હરનાથ આશ્રમ.)

૪૫. રાધાનગર (મીડનાપોર) શ્રીયુત રામગોપાલ ભટ્ટાચાર્યજી

૪૬. ગોખરા (હાઉરા) શ્રીયુત કીશોરીમોહન રોય

૪૭. કલકત્તા. (અવરનવર અનેક વખત)

૧૬૮ (c) અપર સરક્યુલરરોડ, શ્રીયુત નારાયણચંદ્ર ઘોષ

૧૮ શીરીષ ચૌધરીલેઇન, ટલ્લાહ, શ્રીયુત ભાગવતચંદ્ર મીત્ર

૧૫ સુનાપુકરલેઈન, શ્રીયુત દ્વીજેન્દ્રકૃષ્ણદત્ત

૨૪ મીડલરોડ, એનટલી, શ્રીયુત રામરખાલ ઘોષ

૯૦ ડૉકટરલેઈન, ટાલટોલ્લા શ્રીયુત ફ્ણીભુષણ બોઝ

૫૪ માણેકટોલાસ્ટ્રીટ અને બરાનગર શ્રીયુત સરતચંદ્ર ડે.

૨૧ કુમારટલીસ્ટ્રીટ, શ્રીયુત અટલબીહારી કુન્ડુ

૧ બેલટોલારોડ, સ્વ. શ્રીયુત દશરથી સન્યાલ

કૃપણ્ડ મુકરજી લેઇન, શ્રીયુત તરકનાથ
મુકરજી અને વૈદ્યનાથ મુકરજી
૧૫૬ બકુલ બગાનરોડ, શ્રીયુત શીશીરકુમાર
ઘોસાલ

૪૮. હાઉરા (શ્રીયુત જે. એન. મીટર અને શ્રીયુત
પ્રફુલચંદ્ર ગંગુલી.)
૪૯. ખેટીપુર બિષ્ણુપ (શ્રીયુત વસન્તકુમાર મુકરજી)
૫૦. મોંગીર (શ્રીયુત નરેન્દ્રનાથ ચક્રવર્તિ)
૫૧. બેંકુરા (શ્રીયુત મણીન્દ્રનાથ મુકરજી)
૫૨. સુરત (માણેકલાલ તથા વિઠ્ઠલદાસ નાથાભાઈ મહેતા
નટવરલાલના લગ્ન પ્રસંગે)
૫૩. ભરૂચ (શ્રીયુત હરિભાઈ અમીન)
૫૪. ડાકોર
૫૫. વડોદરા (બરોડા સ્ટેટ ગેસ્ટહાઉસ)

ઠાકુર હરનાથની પધરામણીની કેટલીક જાણવા લાયક
ઘટનાઓ.

(૧)

**મુંબઇ.**

સિનિયર દેવાસ સ્ટેટના મહારાજા સર સુકોજીરાવ
કલકત્તાના સુપ્રસિદ્ધ આધ્યાત્મિક માસિક "The Hindu
spiritual magazine"માં ઠાકુરથી સંબંધી લેખ તથા

ઠાકુરશ્રીને મુંબઇ જવા માટે ઘણો વખત થયા ઇચ્છા હતી. તેઓશ્રીએ દેવાસથી એક પત્ર મુંબાઈ વિઠ્ઠલદાસ નાથાભાઈ મહેતાને લખ્યો અને તેમાં જણાવ્યુ કે તેઓ કુટુંબ સહિત દેવાસથી મુબઇ જવા વિચાર રાખે છે. ઠાકુરશ્રીને મુબાઈ પધરાવવા માટે વિઠ્ઠલદાસ, તેમના મોટા-ભાઈ માણેકલાલ તથા ઠાકુરશ્રીના અનેક ભક્તોની ઘો વખત થયાં તીવ્ર ઇચ્છા હતી. આ તકનો લાભ લઇ શ્રીને મુંબઈ પધરાવવા ભાઈ માણેકલાલે શ્રીયુત છોટા-

કલકત્તાની હરનાથ તત્ત્વ પ્રચારિણી સભા તરફથી પ્રગટ થયેલાં "પાગલ હરનાથ" અને "ઉપદેશામૃત" પુસ્તકો વાંચી ઠાકુરશ્રી હરનાથ પ્રત્યે આકર્ષાયા. મહારાજા શ્રીકૃષ્ણના અનન્ય ભક્ત હતા અને શ્રીકૃષ્ણનો જન્મ મહોત્સવ દર વરસે ધામધુમથી પોતાના સ્ટેઇટમાં ઉજવતા હતા.

ઇ. સ. ૧૯૧૩માં શ્રીકૃષ્ણ જન્મમહોત્સવ પ્રસંગે ઠાકુરશ્રીને તેમના કુટુંબ સાથે પોતાના સ્ટેઇટમાં પધરાવવા મહારાજાને વિચાર થયો. સ્ટેઇટના Educational Departmentના મુખી શ્રીયુત ગંગાધરરાવ શાસ્ત્રીએ ઠાકુરશ્રીના સોનામુખીના ઠેકાણા માટે ઠાકુરશ્રીના ભક્ત વિઠ્ઠલદાસ નાથાભાઇ મહેતાને પત્ર લખ્યો અને તેમના તરફથી ઠેકાણું મેળવી મહારાજાએ પોતાના એક ખાસ અમલદારને ઠાકુરશ્રીને તેમના કુટુંબ સાથે સ્ટેઇટમાં ઉત્સવ પ્રસંગે પધારવા વિનંતિ કરવા સોનામુખી મોકલાવ્યા. મહારાજાના આમંત્રણને માન આપી ઠાકુરશ્રી પોતાના કુટુંબ સાથે આ અમલદાર સાથે સોનામુખીથી દેવાસ પધાર્યા.

ઠાકુરશ્રીની પધરામણીથી મહારાજા સાહેબને બહુ આનંદ થયો અને શ્રીકૃષ્ણ જન્મમહોત્સવ પણ અતિ આનંદમાં ઉજવાયો. ઠાકુરશ્રીના દર્શનનો તેમ જ તેઓના અમૃતમય પ્રવચનનો લાભ દેવાસના મહારાજાસાહેબે તેમના કુટુંબવર્ગે અને ત્યાં વસતા ઘણા લોકોએ લીધો.

ઠાકુરશ્રીને મુંબઇ જવા માટે ઘણો વખત થયાં ઇચ્છા હતી. તેઓશ્રીએ દેવાસથી એક પત્ર મુંબઈ વિઠ્ઠલદાસ નાથાભાઈ મહેતાને લખ્યો અને તેમાં જણાવ્યું કે તેઓ કુટુંબ સહિત દેવાસથી મુંબઇ જવા વિચાર રાખે છે. ઠાકુરશ્રીને મુંબઈ પધરાવવા માટે વિઠ્ઠલદાસ, તેમના મોટાભાઈ માણેકલાલ તથા ઠાકુરશ્રીના અનેક ભક્તોની ઘણો વખત થયાં તીવ્ર ઇચ્છા હતી. આ તકનો લાભ લઇ ઠાકુરશ્રીને મુંબઈ પધરાવવા ભાઈ માણેકલાલે શ્રીયુત છોટાલાલ ઇશ્વરલાલ મહેતાને દેવાસ મોકલાવ્યા.

ઇ.સ. ૧૯૧૩ના સપ્ટેમ્બર મહિનાની ૫ મી તારીખે ઠાકુરશ્રી પોતાના કુટુંબ સાથે મુંબઇ પધાર્યા. ઠાકુરશ્રીનો રહેવાનો પ્રબંધ માધવબાગ સામે મુળજીભાઈ માધવદાસની ધર્મશાળામાં એક મોટા બંગલામાં કરવામાં આવ્યો. ઠાકુરશ્રીના મુંબઈમાં આગમનના સમાચાર મુંબઇના પત્રોમાં વાંચી તેમના દર્શન માટે મુંબઈના તેમ જ સુરત, ભરૂચ, અમદાવાદ વગેરે સ્થળોના "પાગલ હરનાથ" અને "ઉપદેશામૃત" પુસ્તકદ્વારા પરિચિત થયેલા ઘણા લોકો આવવા લાગ્યા. મુંબઇના જાણીતા શ્રીજાદવજી મહારાજ ઠાકુરશ્રીના આગમનના ખબર મળવાથી તેઓ પોતાની ભજન મંડળી લઈ ઉપલા સ્થળે રોજ નામ સંકીર્તન કરવા આવતા.

ઠાકુરશ્રીના થોડા સહવાસથી તેમજ તેઓશ્રીની શ્રીકૃષ્ણ સંબંધી અમૃતઝરતી વાણીથી મહારાજશ્રી જાદવજી મહા

રાજને બહુ આનંદ થયો અને ઠાકુરશ્રી મુંબઇમાં એક અઠવાડિયું રહ્યા તે દરમિયાન તેઓ ઠાકુરશ્રી પાસે રોજ આવ્યા કરતા. ઠાકુરશ્રીના પ્રવચનનો લાભ બીજા અન્ય જનોને મળે તે માટે તેઓ પોતાની સાથે મુંબઈના જાણીતા ભક્ત શ્રીયુત અમૃતલાલ પઢિયારને લાવતા અને તેમની પાસે ઠાકુરશ્રીના પ્રવચનની નોંધ લેવડાવતા. આ નોંધ મુંબઈના અઠવાડિક પત્ર "ગુજરાતી"માં છપાવવામાં આવી.

ઠાકુરશ્રીની ત્યારબાદની બીજી છ પધરામણી મુંબઈમાં વાલકેશ્વર રીડજરોડ ઉપર આવેલા શેઠ કલ્યાણદાસ કેશવદાસના "કૃષ્ણકુંજ" બંગલામાં થઈ હતી. શેઠશ્રીના પુત્રો શ્રી. દ્વારકાદાસ, શ્રી. જગમોહનદાસ, શ્રી. ભગવાનદાસ અને તેમના કુટુંબના સૌ જણ જેટલા દિવસ ઠાકુરશ્રી મુંબઈમાં રહેતા તેટલા દિવસ ઠાકુરશ્રીની સેવામાં રાત્રી-દિવસ નિયુક્ત રહેતા. દરેક ધર્મ તથા જાતિના લોકો મોડી રાત સુધી તેઓના દર્શન માટે આવતા અને હજારો લોકો તેમની અમૃતમય વાણીનો લાભ લઈ મુગ્ધ થતાં. શ્રી ભગવાનદાસનાં સહધર્મિણી શ્રીમતી વિમલા મા પ્રભુ હરનાથનાં અનન્ય ભક્ત થયાં. તેઓ પ્રભુ હરનાથને ગોપાલભાવે ભજવા લાગ્યાં. હરનાથ હરગોપાલ બન્યા. શ્રી વિમલા મા પ્રભુ હરનાથ પ્રત્યે અનન્ય પ્રેમ અને ભક્તિ ધરાવે છે અને તેથી તેઓ ભક્તવૃન્દમાં યશોદામા તરીકે વિખ્યાત છે.

(૨)

**નાગપુર.**

નાગપુર નિવાસી અલીગઢના હેલ્થ ઑફીસર શ્રીયુત ડૉ. નારાયણ ગંગાધર ફાટક, જ્ઞાતે મહારાષ્ટ્ર બ્રાહ્મણ, ઇ. સ. ૧૯૨૭ પહેલાં ઠાકુરશ્રી હરનાથના ઘાડા સંબંધમાં આવ્યા હતા. તેમની મારફતે નાગપુરના કેટલાક સુશિક્ષિત લોકો ઠાકુરશ્રીના સંબંધમાં આવ્યા હતા.

ઇ. સ. ૧૯૨૧માં ઠાકુરશ્રીના જન્મ મહોત્સવ આ ભક્ત લોકોએ ઉજવવા નિશ્ચય કર્યો અને તેને માટે ગોઠવણ પણ કરી. પરંતુ કલકત્તાના ઠાકુરશ્રીના ભક્તોના ખાસ આગ્રહથી આ જન્મમહોત્સવ કલકત્તાના બરાનગરમાં ઉજવવામાં આવ્યો. આથી નાગપુરના ભક્ત લોકોનુ દીલ નારાજ થયુ, પરંતુ દૈવ ઇચ્છા બળવાન છે અને પરમાત્મા જે કરે છે તે આપણે માટે જ છે એ ધોરણે તેઓએ પોતાના મનનું સમાધાન કર્યું.

ઇ. સ. ૧૯૨૨માં ઉપલા ભક્ત લોકોએ ઠાકુરશ્રીનો જન્મમહોત્સવ ઉજવવા વિચાર કીધો પરંતુ તે વર્ષે પણ તેમની ઉમેદ પાર પડી નહિ. ઉત્સવ પૂર્વબંગાલના મૈમનસીંગના અકરાબારીમાં ઉજવવામાં આવ્યો. આ પ્રમાણે બે વખત અતત પ્રયાસ છતાં ઠાકુરશ્રીનો જન્મમહોત્સવ ઉજવવા તેઓ ભાગ્યશાળી થયા નહિ તેથી દિન પર દિન

તેમની ઈચ્છા ઘણી વેગવાળી થઈ અને તેમની ઇચ્છા ફળીભૂત કરવાને તેમને ત્યાંના બીજા ઘણા પ્રતિષ્ઠિત માણસોનો સાથ મળ્યો.

ઇ. સ. ૧૯૨૪માં નાગપુરના ભાવીના આગ્રહને વશ થઈ ઠાકુરશ્રી, માતા શ્રીમતી કુસુમકુમારીદેવી, મિડનાપુરના શ્રીયુત તારાપ્રસાદ ઘોષ, કલકત્તાના હરનાથસંઘના ડા. દેવેન્દ્રનાથ મુકરજી, શ્રીહરનાથ ચરિતામૃતના પ્રસિદ્ધ લેખક કવિરાજ સત્યચરણસેન વગેરે અન્ય ભક્તો સાથે ૬ઠ્ઠી જાન્યુઆરીના દિવસ કલકત્તેથી બોમ્બે મેઈલમાં નાગપુર જવા ઉપડ્યા. જે કમ્પાર્ટમેન્ટમાં ઠાકુરશ્રી અને માતા શ્રીમતી કુસુમકુમારીદેવી બેઠાં હતાં તેને સુગંધિત ફુલોથી શણગાર્યો હતો.

બોમ્બે મેઈલ ખડગપુર આવતાં સ્ટેશન સ્ટાફના ઘણાખરા નોકરો અને તે સિવાયના ઘણાખરા લોકો ત્યાં આવી ઠાકુરશ્રીની ચરણરજ લેવા લાગ્યા. ઠાકુર પ્રત્યેના ભક્તિભાવમાં ડૂબી ગયેલા સેવકોની સ્થિતિનું વર્ણન કરવું અશક્ય છે.

ગાડી ખડગપુરથી છૂટી ચક્રધારપુર આવી પહોંચી તે વખતે સ્ટેશન ઉપર શ્રીયુત નગેન્દ્રનાથ ઠાકુરશ્રીના પધારવાના સમાચાર મળવાથી પોતાનાં પત્ની સાથે પચાસ માણસ જમી શકે તેટલાં પુરી, શાક અને મિષ્ટાન્ન લઈ હાજર રહ્યા હતા. ખાવાની ચીજો ગાડીમાં લઈ ખાતાં

પીતાં આનંદ કરતા ફરતા બીજે દિવસે દોઢ વાગે નાગપુર સ્ટેશને સૌ પહોંચ્યા.

નાગપુરમાં જ્યારે ગાડી ઉભી રહી ત્યારે સ્ટેશનનુ પ્લેટફોર્મ અસંખ્ય લોકોથી ઉભરાઈ ગયુ અને "જય હરનાથ"ના ગગનભેદી ધ્વનિથી ગાજી ઉઠયુ. ઘણી જ ધામધૂમ સાથે નાગપુરના ભક્ત લોકોએ ઠાકુરશ્રી અને તેમની પાર્ટીને એક મોટા જમીનદાર શ્રીમાન બુટીના મહાલયમાં ઉતારો આપ્યો ઠાકુરશ્રીના દર્શન માટે ભોમસલે રાજકુટુંબના વંશજ શ્રીરાઘુજી રાજા ભોંસલે, મિનિસ્ટરો, જડજો, મોટા અમલદારો અને બીજાં અન્ય જનો આ મહાલયમા એકઠાં થયાં હતાં. સ્ત્રીઓ પણ ઘરકામ છોડી દઈ સેવા અર્થે આ મહાલયમાં આવ્યાં હતાં. સ્ત્રીઓના ચહેરા ઉપર માતૃ-પ્રેમનો પ્રકાશ ફેલાઈ રહ્યો હતો. ઠાકુરશ્રીની પ્રીતિ પ્રાપ્ત કરવા દરેક પ્રયત્ન કરતું હતું. ભક્તમંડળી પરનો ઠાકુરશ્રીનો સ્નેહ, તેઓનુ વાત્સલ્ય અને તેઓની પ્રેમભીની વર્તણુકનુ વર્ણન થઇ શકે એમ નથી. આ સ્નેહ, વાત્સલ્ય, સન્માન, પ્રેમ અને ભક્તિ—સેવાના પ્રત્યક્ષ પુરાવા જોયા વિના અનુભવી શકાય નહિ.

સવાર થતા પહેલાં માખણમીશ્રી ઠાકુરને ધરવામાં આવતાં, ત્યાર પછી ચા આપવામાં આવતી. આ ચા આપવાનુ કામ શ્રીયુત સત્યગોપાલ દત્ત તથા તેમનાં સહધર્મિણીને સોંપવામાં આવ્યુ હતું. સત્યગોપાલ દત્ત

નાગપુરમાં 'કેલનાર' નામે પ્રખ્યાત છે, કારણકે તેઓ અગાઉ કેલનારની ઓફીસમાં કામકરતા હતા. ત્યાર બાદ તેઓ એકાઉન્ટન્ટ જનરલની ઓફીસમાં કામ કરતા હતા. તેઓ બે વખત સૌને ચા આપતાં હતાં. તે ઉપરાંત જરૂર હોય ત્યારે પણ ચા આપવાનો ભાર તેઓ ઉપાડી રહ્યાં હતાં. ચા પાવાનું કામ પુરૂ થયા પછી સવારના જળપાન(નાસ્તો)નું શરૂ થતું. આ જળપાનને નાસ્તો કહેવો કે ભોજન કહેવું ! કેમકે તેમાં પુરી શાક, મિષ્ટાન્ન, દહીં, ખીર વગેરે અનેક વસ્તુઓ ખવડાવવામાં આવતી હતી. તેથી આ નાસ્તો નહિ, પણ ભોજન જેવું હતું. આ જળપાન વખતે ઠાકુર હરનાથ પણ સૌની મધ્યસ્થળમાં બેસતા અને ચારે બાજુ ઠાકુરના સાથીઓ ઉપરાંત નાગપુરના બંધુઓ અને નાગપુરના આમંત્રિત-અનામંત્રિત અન્ય લોકો સાથે બેસી પ્રસાદ લઈ તૃપ્તી પામતા હતા. આ જમનારાઓની સંખ્યા ગણી શકાય તેમ ન હતી.

સવારનું ભોજનનું કાર્ય સમાપ્ત થયા પછી નિયમ પ્રમાણે સૌ ઠાકુરશ્રી પાસે આવી બેસતાં અને ઠાકુરશ્રીના શ્રીમુખથી નવનવું ઉપદેશામૃત નીરઝરતું તેનું સૌ એકાગ્રતા પૂર્વક આનંદ સહિત પાન કરતા. કોઈ વખતે ચંડીદાસના; કોઈ વખતે જયદેવના અને કોઈવખતે વિદ્યાપતિના તથા કોઇ વખતે હરનાથના ભજન કીર્તનો કરી આનંદ મેળવતાં હતાં. બે અઢી પહોર વીત્યા પછી સ્નાન

કરવામાં આવતું, અને ત્યારપછી બપોરનું ભોજન થતું. આ ભોજન વખતે ભક્તો અભક્તો, બોલાવેલા અને ન બોલાવેલા એવા અસંખ્ય લોકો સાથે ભોજન લેતા હતા. બંગાલી, મરાઠી, પારસી, ભાટીયા, મદ્રાસી, મારવાડી અને ગુજરાતી વગેરે અસંખ્ય લોકો આ ભોજન વખતે પ્રસાદ લઇ, કૃત કૃતાર્થ થતા હતા. ભોજનના પદાર્થોની તો ગણત્રી જ ન હતી. બંગાલીને માટે, મદ્રાસીને માટે. મરાઠીને માટે, એમ જુદા જુદા પ્રાંતોવાળા માટે જુદો જુદો ખોરાક ઠાકુરની સામે પ્રસાદ તરીકે ધરવામાં આવતો હતો. અને નાત જાતનાં ભેદ વિના તે પ્રસાદ સૌને પીરસવામાં આવતો અને જગ્યાના અભાવને લીધે ભેદભાવ વિના એક જ ભાણામાં એક બીજાની સાથે બેસી સૌ જમતાં. આવી રીતે ભોજન લેતી વખતે કોઇના મનમાં સંકોચ ભાવ ભેદભાવ કે વહેમ જેવું દેખાતું નહિ.

ભોજન પછી બપોરના ચા તથા નાસ્તો અને રાત્રીના પણ ઉપર પ્રમાણે ભોજન ચાલતું.

મરાઠી બ્રાહ્મણોમાં જાતિભેદ ખૂબ હોય છે. તેવી રીતે નાગપુરના ધનપતિ શ્રીયુત શીવાજી ગણપતજી સહારીયા પણ મહારાષ્ટ્રી બ્રાહ્મણ હોવાથી તેમને પણ જાતિભેદ ખૂબ હતો. તેઓ ઠાકુરના ભક્ત ન હતા, પણ નાગપુરના ભક્તો તરફથી આમંત્રણ આપવામાં આવ્યું હતું, તેથી તેઓ ઠાકુરના દર્શન કરવા આવેલા હતા. ઠાકુરના દર્શન

કર્યા પછી તેઓનો ભાવ બદલાઈ ગયો અને ઠાકુરના શ્રીયુગલ ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કરી, સઘળાં ભક્તોની સાથે પોતાને ઘેર પધારવાનું આમંત્રણ આપ્યું. શીવાજી ગણપતજીએ પોતાનાં સગાં સ્નેહીઓને બોલાવ્યાં અને ઠાકુરનાં સઘળાં ભક્તોને બોલાવી પોતાને ઘેર ભોજનનો મોટો સમારંભ કર્યો. ત્યારપછી તેઓ હંમેશાં ઠાકુરની સાથે જ રહેવા લાગ્યા, એટલુંજ નહિ પણ તેઓ એક ક્ષણવાર પણ ઠાકુરથી દૂર રહી શકતા નહિ. ભોજન વખતે કહ્યા વિના તેઓ સૌની સાથે ભોજન લેવા બેસી જતા અને ઠાકુરની પાસે પ્રસાદ માગી લેતા. ત્યારપછી તેઓ ભોજન કરતા અને તૃપ્ત થતા. જાતિભેદના આ ચુસ્ત ઉપાસક મરાઠી બ્રાહ્મણ શીવાજી આ રીતે જાતિભેદ ભૂલી ગયા. આ શીવાજી સિવાય પણ નાગપુરના ઘણા જમીનદારો, ભોંસલાના રાજા તથા નાગપુરના પ્રધાનો વગેરેએ ઠાકુરના તરફ એવી ભક્તિ બતાવી કે તેનું વર્ણન થઈ શકે એમ નથી. નાગપુરના નાના મોટા, શ્રીમંત, દરિદ્ર, શિક્ષિત, અશિક્ષિત વગેરેમાંથી કોઇપણ ઠાકુરનો સ્નેહ મેળવ્યા વિના રહ્યા નહિ.

'કલકત્તા સાધન સંઘ'ના સહકાર સાથે નાગપુરના ભક્તોએ એક મોટી સભા બોલાવી, અને શીવાજી ગણપતજી સહારીયાને તે સભાના પ્રમુખ બનાવ્યા. આ સભામાં 'હરનાથ કૌન હૈ' તે સબંધેનું હીન્દી ભાષામાં ભાષણ કરવામાં આવ્યું. ત્યારપછી નાગરપુર નિવાસી ડૅાકટર

નારાયણ ગદાધર ફાટકે ઠાકુર સંબંધે અનેક અદ્‌ભુત પ્રસંગો વર્ણવી લાંબુ ભાષણ આપ્યું અને 'સાધન સંઘ'ના સભાપતિ ડૉકટર દેવેન્દ્રનાથે, પણ હરનાથ સબંધે અંગ્રેજીમાં એક ભાષણ આપ્યું. આ સાંભળી શ્રોતાગણો કૃત કૃતાર્થ થયા. તા. ૧૧ મી જાન્યુઆરીને દિવસે ઠાકુરશ્રીની હાજરીમાં નાગપુર 'તત્ત્વ પ્રચારીણી સભા' નામે એક સભાની સ્થાપના કરવામાં આવી. આ સભાનો ઉદ્દેશ દર રવિવારે સૌએ એકઠા થવું, અને ઠાકુરના ભજન કીર્તનનો લાભ નાગપુરના લોકોને આપવો એ હતો. આ સભાના કાર્યવાહકો નીચે પ્રમાણે નીમાયા.

સ્થાયી સભાપતિ—શ્રીયુત શીવાજી ગણપતજી મહાદીવા.

ઉપપ્રમુખ—શ્રીયુત સુરથપ્રસાદ કાયસ્થી.

મંત્રી— શ્રીયુત નીબારણ પાઠક.

ખજાનચી—શ્રીયુત આશુતોષ ગુપ્તા.

નાગપુરમાં ઠાકુર ત્રણ દિવસ રહેવાના હતા તેને બદલે આઠ દિવસ થયા. એટલે ઠાકુર શ્રીધામ સોનામુખી જવા માટે ઉતાવળા થયા. નાગપુરથી ઠાકુર મુંબઇ આવવાના છે એવા ખબર મુંબઈના ભક્તોને પ્રથમ આપવામાં આવ્યા હતા. પણ હવે નાગપુરમાં આઠ દિવસ થઇ જવાથી મુંબઈ આવી શકાશે નહિ પણ બીજે દીવસે નાગપુરથી સોનામુખી તરફ જવા ઠાકુર રવાના થશે, એવા ખબર મુંબઇના

ભક્તોને પહોંચ્યા, આથી મુંબઇના ભક્તો દિલગીર થઈ ગયા. અને એક પછી એક અસંખ્ય તારો આવવા લાગ્યા.

આ પ્રમાણે ઘણા તારો આવવાથી સોનામુખી જવાનો વિચાર ઠાકુરે બંધ રાખ્યો અને ઠાકુરને લેવા માટે મુંબઇથી બીજે દિવસે મેઇલમાં વિમલા મા વગેરે નાગપુર આવી પહોંચ્યાં હતાં તેમના પ્રેમ આગ્રહને વશ થઈ ઠાકુરશ્રીએ બીજે દિવસે મુંબઈ જવાનું નક્કી કર્યું.

## પ્રકરણ ૩૩ મું.

### સંસ્થાઓ તથા આશ્રમોની સ્થાપના.

ઠાકુરશ્રી હરનાથના વિશ્વપ્રેમ તથા પ્રભુસંદેશનો પ્રચાર કરવા માટે ભારતવર્ષમાં નીચેની સંસ્થાઓ સ્થાપવામાં આવી છેઃ—

| | |
|---|---|
| ૧. હરનાથ મિશન સોસાઇટી. | કલકત્તા |
| ૨. હરનાથ તત્ત્વપ્રચારિણિ સભા. | કલકત્તા |
| ૩. હરનાથ સાધનસંગ. | કલકત્તા |
| ૪. હરનાથ તત્ત્વપ્રચારિણિ સભા. | મુંબઇ |
| ૫. હરનાથ સોસાઇટી. | મુંબઇ |
| ૬. હરનાથ મિશન. | મુંબઈ |
| ૭. ગુજરાત હરનાથ સમાજ. | ડાકોર |

૮. હરનાથ હરિસભા. કલકત્તા
૯. હરનાથ હરિસભા. કટક
૧૦. હરનાથ હરિસભા. મુર્શિદાબાદ
૧૧. હરનાથ હરિસભા. ચંદ્રનગર
૧૨. હરનાથ હરિસભા. સીમલા પહાડ અને દિલ્હી
૧૩. હરનાથ હરિસભા. મૈમનસીંગ
૧૪. હરનાથ હરિસભા અને અનાથાશ્રમ.
મીડનાપોર રાધાનાગર
૧૫. હરનાથ હરિસભા અને આશ્રમ. ખડગપુર
૧૬. હરનાથ લાયબ્રેરી. છોટા જાસુલ્યા
૧૭. હરનાથ સભા. ઝીખરા
૧૮. કુસુમ હરનાથ તત્ત્વપ્રચારિણિ સભા. નાગપુર
૧૯. હરનાથ તત્ત્વપ્રચારિણિ સભા. બાંકુરા
૨૦. હરનાથ તત્ત્વ પ્રચારિણિ સભા. હાવરા
૨૧. હરનાથ અનાથાશ્રમ. પુરી
૨૨. હરનાથ કુસુમ-કુંજ. વૃન્દાવન
૨૩. કુસુમ-કુંજ. સોનામુખી
૨૪. હરનાથ આનંદાશ્રમ. સોનામુખી
૨૫. હરનાથ આશ્રમ. લારુર

## પ્રકરણ ૩૪ મું.

**ઠાકુર હરનાથના જન્મ મહોત્સવો.**

બંગાલી સન ૧૩૨૩માં કલકત્તા નિવાસી ઠાકુરશ્રી હરનાથના ભકત લોકોએ પ્રભુ હરનાથનો જન્મદિવસ ઉજવવા નક્કી કર્યું. આ જન્મમહોત્સવ ઉજવવાનો મૂળ હેતુ એવો હતો કે ઠાકુર હરનાથના સંસર્ગમાં જે દિવ્ય આનંદનો લાભ તેઓના અનુયાયિઓ લઇ રહ્યા હતા તેઓ પ્રતિવર્ષે આ શુભ દિને અરસપરસ મળી વિશેષ આનંદ પ્રાપ્ત કરી શકે તેમજ સાધારણ જનસમાજને ઠાકુરશ્રી હરનાથની કૃપાનો લાભ મળે.

જન્મોત્સવ ઠાકુરશ્રીની ઇચ્છાથી બંગાલી ૧૮ મી અષાડના દિવસે ઉજવવાનું નક્કી કરવામાં આવ્યું. આ તિથિ અંગ્રેજી માસની તા. ૨જી અગર ૩જી જુલાઇના દિવસે દર વર્ષે આવે છે. આ શુભ પ્રસંગે ઠાકુરશ્રી હરનાથે પધારવાનું વચન આપ્યું હતું.

ઠાકુરશ્રી હરનાથે પોતાના અનુયાયી ડૉ. ઉમિયાશંકર ખંભોલજા ઉપર જન્મોત્સવ સંબંધી નીચે પ્રમાણે લખ્યું છેઃ—

"18TH Ashad should be observed by you as the Christians X'mas, Mahomedans Bakri. Id. In a year if you do spend something for the object of your love it does not tax

you much. Money comes and goes but such good gathering comes once in a year. You should not miss the opportunity. xxx."

"ખ્રિસ્તિઓ ક્રિસ્ટમસ અને મુસલમાનો બકરીઈદ ઉજવે છે તેવી રીતે તમારે અઢારમી અષાડ ઉજવવી જોઇએ. તમારા પ્રેમપાત્રને માટે વર્ષમાં એકવાર તમારે કાંઇ ખર્ચ કરવો પડે તો તેનો કાઇ મોટો બોજો લાગતો નથી. પૈસા તો આવે છે અને જાય છે, પરંતુ આવો શુભ મેળાવડો વર્ષમાં એક જ વાર થાય છે. આવી તક તમારે ગુમાવવી નહિ."

ઠાકુર હરનાથના જન્મોત્સવો નીચે મુજબ ઉજવવામાં આવ્યા છે.

૧. ઇ. સ. ૧૯૧૬ કલકત્તા.
૨. ,, ૧૯૧૭ શ્રીજગન્નાથપુરી.
૩. ,, ૧૯૧૮ ,,
૪. ,, ૧૯૧૯ કલકત્તા, બારાનગર.
૫. ,, ૧૯૨૦ મુંબઇ.
૬. ,, ૧૯૨૧ શ્રીજગન્નાથપુરી.
૭. ,, ૧૯૨૨ કલકત્તા, બારાનગર.
૮. ,, ૧૯૨૩ મૈમનસીંગ–અઠારાબાડી.
૯. ,, ૧૯૨૪ નાગપુર. ખાસ ઉત્સવ.
તા. ૯મી જાન્યુઆરી.
૧૦. ,, ૧૯૨૫ શ્રીજગન્નાથપુરી : હીરકમહોત્સવ.

| | | |
|---|---|---|
| ૧૧. | ,, | ૧૯૨૬ મોંગીર. |
| ૧૨. | ,, | ૧૯૨૭ મિડનાપુર. |
| ૧૩. | ,, | ૧૯૨૮ ડીઓલ્ટી. |
| ૧૪. | ,, | ૧૯૨૯ ડીઓલ્ટી. |
| ૧૫. | ,, | ૧૯૩૦ કલકત્તા. |
| ૧૬. | ,, | ૧૯૩૧ ઉલુબેરીયા |
| ૧૭. | ,, | ૧૯૩૨ શ્રીજગન્નાથપુરી. |
| ૧૮. | ,, | ૧૯૩૩ કોકોનેડા–મદ્રાસ. |
| ૧૯. | ,, | ૧૯૩૪ શ્રીજગન્નાથપુરી. |
| ૨૦. | ,, | ૧૯૩૫ શ્રીજગન્નાથપુરી. |
| ૨૧. | ,, | ૧૯૩૬ ખડગપુર. |
| ૨૨. | ,, | ૧૯૩૭ પિરેમબુર–મદ્રાસ. |
| ૨૩. | ,, | ૧૯૩૮ બેઝવાડા. |
| ૨૪. | ,, | ૧૯૩૯ શ્રીજગન્નાથપુરી. |
| ૨૫. | ,, | ૧૯૪૦ શ્રીજગન્નાથપુરી. |
| ૨૬. | ,, | ૧૯૪૧ હાઉરા. |
| ૨૭. | ,, | ૧૯૪૨ કલકત્તા. |
| ૨૮. | ,, | ૧૯૪૩ ઘાટસિલા–જી. સિંગભુમ. |
| ૨૯. | ,, | ૧૯૪૪ જમશેદપુર. |
| ૩૦. | ,, | ૧૯૪૫ શ્રીજગન્નાથપુરી. |
| ૩૧. | ,, | ૧૯૪૬ ભદ્રાચલમ (મદ્રાસ). |
| ૩૨. | ,, | ૧૯૪૭ શ્રીજગન્નાથપુરી. |
| ૩૩. | ,, | ૧૯૪૮ શ્રીજગન્નાથપુરી. |

## જન્મોત્સવ પ્રસંગોની જાણવાલાયક ઘટનાઓ

(૧)

### અઠારાબારી જન્મોત્સવ.

ઇ. સ. ૧૯૨૩ અઠારાબારી, મૈમનસીંગ ઉત્સવમાં લાભ લેવા માટે સૌ ભક્તોએ શ્રીયુત સરતચંદ્ર ડેના બંગલામાં (૫૪ માણિકટોલા સ્ટ્રીટ, કલકત્તા) એકઠાં થવાનો કાર્યક્રમ નક્કી કર્યો હતો. ઠાકુરની મંડળી અને મુંબઇની મંડળીમાં શેઠ જગમોહનદાસ કલ્યાણદાસ, શેઠ ભગવાનદાસ કલ્યાણદાસ, શ્રીમતી વિમળા દેવી અને બીજાં અન્ય ભક્તો પણ આવ્યાં હતાં. ઠાકુરની તબીયત નાદુરસ્ત હતી તોપણ તેઓએ પોતાની તંદુરસ્તી ઉપર પૂર્ણ કાબુ રાખેલો હોવાથી કોઇના આનંદમાં ન્યૂનતાનુ કારણ રહ્યું નહોતું. આ બંગલામાં આખો દિવસ આનંદ કરી સાંજની ગાડીમાં Eastern Bengal Railway ના સ્ટેશન Sealdahથી અઠારા બારી જવાનું હતું. ઠાકુર અને સૌ ભક્તો સ્ટેશન ઉપર સરસામાન સહિત આવ્યા અને સૌ નિયત જગાએ સરસામાન લઈ તેમા બેસી ગયા.

આ વખતે એક ઘટના બની. ગાડી ઉપડવાની વખતે માતુશ્રીદેવીની પેટી ગુમ થયેલી માલમ પડી. સૌ ભક્ત લોકો અને તેની સાથે ઠાકુર પણ આ પેટી માટે ધમાચકડી કરી રહ્યાં હતાં. સ્ટેશન માસ્તરે ગાર્ડને કહીને ગાડી થોભાવી. ઠાકુરના દીકરા શ્રીયુત કૃષ્ણદાસજીને શોધ કરતાં આ પેટી એક ભક્તના સામાનમાં ભળી ગયેલી

માલમ પડી. આ ખબર તેમના તરફથી મળતાં ઠાકુર અને બીજા ભકત લોકો ગાડીમા બેસી ગયા. ત્યાર બાદ ગાડી ચાલુ થઇ. ગાડી બીજે દિવસે સવારના ભાગમાં ઈશ્વરગંજ સ્ટેશન ઉપર આવી તો ત્યાં સ્ટેશન ઉપર ઠાકુરના દર્શન કરવા માટે લોકોની મોટી મેદની પ્લેટફોર્મ ઉપર જમા થઈ હતી. લોકોનો ઉત્સાહ એટલો બધો હતો કે ગાડી પણ અડધો કલાક સ્ટેશન ઉપર થોભી હતી. બે કલાક પછી ગાડી બ્રહ્મપુત્રા સ્ટેશન ઉપર આવી અને ત્યાંથી મૈમનસીંગ જવા માટે ઈસ્ટર્ન બેંગાલ રેલ્વેની સ્ટીમરમાં બેસી બ્રહ્માપુત્રા નદી ઓળંગવા માટે સૌને ગાડીમાંથી ઉતરી સ્ટીમરમાં બેસવું પડયું.

આ સ્ટીમર જયારે નદીના મધ્ય ભાગમાં પહોંચી ત્યારે એક સખત વાવાઝોડું થયું અને તેથી પાણીનાં મોજાંઓ જોરથી ઉછળવા લાગ્યા. સ્ટીમરના પેસેન્જરો અને કેપટનના હોંસ કોસ ઉડી ગયા અને સૌ સહીસલામતી માટે ચિંતામાં પડયા. ચિંતામાં કેપટન આમતેમ દોડવા લાગ્યો. ઠાકુર તેમની પાસે ગયા અને કહ્યું, "બાબા! શું કરવા મુંઝાઓ છો? તોફાન જલદી શાંત થશે. ચિંતા કરવાનું કાંઇ પ્રયોજન નથી." ઠાકુરના અભય વચનથી ભકત લોકોમાં શાંતિ આવી ગઇ અને ચાહ બનાવવાની ખટપટ કરવા લાગ્યા. એક માણુસે સ્ટોવ પેટાવ્યો, બીજાએ કિટલી પાણી ભરી સ્ટોવ પર ચઢાવી અને ચાહના કપ

રકાબી સાફસુફ કરવા લાગ્યા. વાવાઝોડાને લઈને સ્ટીમર આફતમાં છે તે જોઈને એક પેસેન્જર ચાહ બનાવતા લોકો પાસે જઇ બોલ્યો, "મારા સાહેબો! આપણે સૌ શી આફતમાં છઇએ તેનો ખ્યાલ મનમાં આવે છે કે? પલમાં આપણી સ્ટીમર સૌને લઈને ડુબી જશે. આ સમય ચાહ પીવાનો નથી. પરમાત્માનું ભજન કરવા લાગો કે આવેલી આફતમાંથી આપણે સૌ બચી જઇએ." આ ભાઇના જવાબમાં ઠાકુરના એક ભક્ત ભોજનાનન્દ બોલી ઉઠયા, "બાબા! પરમાત્માનું નામ અમારાથી લેવાતું નથી માટે અમો અમારી સાથે પરમાત્માના સાથીને લઈ આવ્યા છઇએ. અમારો સાથી દુનિયાદારીના અગાધ સમુદ્રમાંથીઅમોને સહીસલામત પુગાડશે અને હમણાંનું તોફાન તેની સરખામણીમાં કાંઇજ નથી. એટલે અમોને કાંઈ ધાસ્તી લાગતી નથી."

આવા જવાબથી તે પેસેન્જરને ચીડ આવી અને ખીજવાઇને ત્યાંથી ચાલતી પકડી. ઠાકુરના કહેવા મુજબ તોફાન શાંત થયું અને સ્ટીમરના પેસેન્જરોમાં આનંદ આનંદ થઈ રહ્યો અને સૌ ઠાકુરને વીંટાઇ વળ્યા.

મૈમનસિંગ સ્ટેશન ઉપર ઠાકુરશ્રી અને ભક્તોનો સત્કાર કરવા ઘણા ભકતો આવ્યા હતા. ઠાકુર અને

સૌ ભક્તો એક ભક્તના મુકામ ઉપર સીધાવ્યા અને ત્યાં તે દિવસ રોકાયા. સાંજના ભાગમાં બે પંડિતો ઠાકુર સાથે શાસ્ત્રાર્થ કરવા આવ્યા. ઠાકુરે તેમની સાથે શાસ્ત્રાર્થ કરવા ના પાડી. આ બે પંડિતોમાંના એક પંડિત શાસ્ત્રમાંથી અમુક શ્લોક બોલવાનું શરૂ કર્યું અને તેની ટીપણ ઉપર ટીકા કરતાં કહ્યું કે શ્લોક ઉપર જે ટીપણ થયું છે તે બરોબર નથી અને તેની ટીપણ અમુક રીતે થવી જોઇતી હતી. ઠાકુર થોડા વખત મૌન રહ્યા. ઠાકુરે પછી તે પંડિતને કહ્યું કે તેની શ્લોકો ઉપરની ટીકા અર્થ વગરની હતી અને શ્લોક ઉપર જે ટીપણ થઇ હતી તે બરોબર હતી અને તે વાતને સિદ્ધ કરવા દલીલો સંભળાવી. આ દલીલો સાંભળી પંડિત મુગ્ધ થઇ ગયો અને ઠાકુરને પ્રણામ કરી ત્યાંથી રવાના થયો. બીજો પંડિત પણ ઠાકુરને નમસ્કાર કરી ઠાકુરના આશીર્વાદ મેળવી રવાના થયો.

તે દિવસે રાતના આઠવાગે ઠાકુર અને ભક્ત લોકો એક ખુલ્લી જગ્યામાં બેઠાં હતાં ત્યારે એક શ્રીમંત માણસ જે લકવાના દરદથી બહુ બિમાર હતો તેને એક પાલખીમાં સુવાડી ઠાકુર પાસે લઈ આવ્યા ઠાકુરને આ માણસની બિમારીની વાત કહેવામાં આવી અને તેને સારો કરવા માટે વિનંતી કરી. ઠાકુરે આ બિમાર માણસને જોઈને કહ્યું, "બાબા! પ્રભુનું નામ

સ્મરણ કરો. આ નાશવંત શરીરના તત્ત્વો ભલે સુવર્ણનાં બનેલાં હોય તોપણ તે માટીનાં તત્ત્વો સાથે ભળી જવાનાં છે માટે શરીર માટે કાંઈ ચિંતા કરો નહિ.” આટલુ કહ્યા બાદ તે બિમાર માણસને તેના મુકામ ઉપર લાવવામાં આવ્યો.

આખા દિવસનો પરિશ્રમ દૂર કરવા માટે ઠાકુરે વિનોદી ભક્ત આશુટોષ બાગચી અને બીજા એક ભક્તને બોલાવ્યા. આ ભક્તોએ સૌને ઘણા હસાવ્યા અને તેમના વિનોદથી સૌનો દિવસનો શ્રમ મટી ગયો.

રાતના અગિયાર વાગે સૌ પ્રસાદ લેવા ઠાકુર સાથે બેઠાં. ભોજનમાં દાળ ભાત, પુરી, મિઠાઈની વાનીઓ રાખવામાં આવી હતી. ભોજનથી પરવારી સૌ પોતપોતાના સ્થાને જઈ સૂઈ ગયા. બીજે દિવસે સવારના ભાગમાં તા. ૧લી જુલાઈને દિવસે બપોરના સમયે અહારાબારી જવા માટે સૌ ભક્તો ઠાકુર સાથે સ્ટેશન ઉપર ગયા અને ત્યાંથી ગાડીમાં બેસી અહારાબારી સ્ટેશન ઉપર ત્રણ વાગે પહોંચ્યા. ઠાકુર અને ભક્તોનો સત્કાર કરવા માટે અહારાબારીના ભક્તો પોતાની સ્વયંસેવક ટુકડી સાથે સ્ટેશન ઉપર આવી ઊભા રહ્યા હતા. “જય શ્રીકુસુમ હરનાથ”ની ધ્વનિઓથી સ્ટેશન ગાજી રહ્યું. વર્ષાઋતુ હોવાથી વરસાદથી ઠામઠામ પાણી ભરાઈ ગયાં હતાં. ઠાકુરશ્રી અને સૌ

ભક્તોનો ઉતારો અઠારાબારીના રાજાસાહેબના મોટા મકાનમાં રાખવામાં આવ્યો હતો.

ચાહપાણી અને નાસ્તા બાદ સાંજના ભાગમાં એક મોટા હોલમાં સંકીર્તન શરૂ થયું. આ સંકીર્તનમાં એક બંગાલી યુવક સંકીર્તન કરતાં કરતાં આવેશમાં આવી કલાકોના કલાક નાચતો રહ્યો. આવેશમાં "શંભુ શિવો! શંભુ શિવો!" ઉચ્ચારતો જમીન ઉપર આળોટતો આળોટતો તે ઠાકુરના ચરણમાં પડતો અને ઠાકુર તેના માથા ઉપર હાથ ફેરવી તેને શુદ્ધિમાં લાવતા.

આ વખતે ઠાકુરની તબિયત ઘણી નરમ થઈ ગઈ હતી. તેઓએ શ્રીયુત તારાપ્રસાદ ઘોષને પોતાની પાસે બોલાવ્યા. સૌને હોલમાંથી રવાના કરવાની સૂચના મળેથી તેમણે સૌને હોલમાંથી રવાના કર્યા. હોલની બહાર લોકોના "જય શ્રીકુસુમ હરનાથની જય"ના ધ્વનિથી ત્યાંનું આખું સ્થળ ગાજી રહ્યું હતું. આખી રાત ઠાકુર ઘણા બેચેન રહ્યા.

તા. ૨૭મી જુલાઈના દિવસે ભક્તમંડળી ગામમાં સંકીર્તન કરતી કરતી હોલ આગળ આવી પહોંચતાં ઠાકુર તેઓનું સન્માન કરવા હોલની બહાર આવ્યા અને તેઓને આશીર્વાદ આપી હોલમાં પોતાના બિછાના પર સૂઈ ગયા.

આ વખતે એક અન્ય ઘટના બની. મુંબઇની મંડળીના શ્રીયુત જગમોહનદાસ અને બીજા ભક્તો નદીએ સ્નાન કરવા ગયા. ત્યાં તેઓએ પાણીમાં તરતી એક નાની હોડી જોઇ. આ હોડીમાં બેસવા જતા સૌ પાણીમાં લપસ્યા. આ જોઇને કિનારા ઉપર ઉભા રહેલા એક શ્યામકાન્તિ છોકરાને બહુ હસવું આવ્યુ અને તે સૌની મશ્કરી કરવા લાગ્યો. આ છોકરો હોડી આગળ ગયો અને સૌને હોડીમાં બેસવા મદદ કરી અને સૌ તેમાં બેસી નદીમાં ફર્યા. સ્નાન કર્યા બાદ આ ભક્તો ઠાકુરને પ્રણામ કરવા ગયા ત્યાં તેઓએ તેઓને કહ્યું, "નદીમાં હોડીમાં બેસવાની કેવી મજાહ આવી ! જે છોકરો તમોને હસતો હતો તેને તમોએ ઓળખ્યો?" ઠાકુરની આ વાતચીતથી તેઓને સમજાયુ કે, એ છોકરારૂપે વૃંદાવનના બાલગોપાલ તે વખતે ત્યાં આવી ચઢયા હતા.

આ વખતે ઠાકુર જે હોલમાં બેઠા હતા તે લોકોથી ચીકાર હતો. ઠાકુરે સૌને ત્યાંથી ચાલી જવા કહ્યુ. લોકોના ગયા બાદ હોલના બહારના બારીબારણાં બંધ કરવામાં આવ્યાં. આમ થવાથી સૌને ઠાકુરની તબિયત માટે બહુ ચિંતા થવા લાગી. અને સૌ "જય શ્રીઠાકુર હરનાથની જય"ના ધ્વનિથી સ્થળ ગજાવી રહ્યાં હતાં. પાંચ મિનિટ બાદ હોલનો મોટો દરવાજો ઉઘડ્યો અને ઠાકુર પૂર્ણ લેબાસમાં પવનથી ઉડી રહેલા સફેદ વાળવાળી

દાઢીથી સજ્જ થયેલા બહાર પધાર્યા. આ વખતે ઠાકુરના ઉપર એક દિવ્ય તેજ પડી રહ્યું હતું અને ઘણા આનંદી દેખાતા હતા. આગલા દિવસની રાત્રીની નાદુરસ્ત તબિયતનું ચિન્હ તેઓ ઉપર બિલકુલ દેખાતું નહોતું.

તૈયાર કરેલા એક વિશાળ મંડપમાં ઠાકુર અને પૂજ્ય કુસુમકુમારી દેવીને સોનેરી ગાદી ઉપર બેસાડી વિધિસર પૂજન–આરતિ વગેરે ભક્ત લોકોએ કરી અને ત્યારબાદ સૌને પુરી, ફળ. મિઠાઈ વગેરે પ્રસાદમાં આપવામાં આવ્યાં.

પૂજન બાદ કંગાલ ભોજન શરૂ થયું. જમવામાં લોકોની મોટી મેદની થઈ હતી. દાળ, ભાત, પુરી અને જાતજાતની મિઠાઈની વાનીઓ રાખવામાં આવી હતી અને સૌને વ્હાલ કરી જમાડયા. બાદ એક એક કપડું અને તેના ઉપર કાંઈ દક્ષિણા પણ આપવામાં આવી.

કંગાલ ભોજન નિવૃત્ત થયા બાદ સૌ ભક્તો ઠાકુર સાથે ભોજન લેવા બેઠાં. ઠાકુર અને માતુશ્રીને એક ઉંચા આસન ઉપર બેસાડ્યાં હતાં. ભોજનમાં દાળ ભાત, પુરી, રસગુલ્લા વગેરે મિઠાઈની ભાતભાતની વાનીઓ છાસ, માખણ વગેરે પીરસવામાં આવ્યાં. ભોજન વખતે સૌ એક પંક્તિમાં ભેદભાવ વિના બેસી ગયા. ઠાકુર દરેક ભક્તને પોતાની જમવાની થાળીમાંથી ભોજનની વાનીઓ સૌના ઉપર વૃષ્ટિ કરતા હતા અને સૌ આનંદથી

ભોજન કરી રહ્યાં હતાં. આ સમારંભ શ્રીજગન્નાથપુરીમાં થયેલા ભોજન-સમારંભની યાદ આપતો હતો.

મહોત્સવની રાત્રિના સમયમાં શ્રીહરનાથ તત્ત્વપ્રચારિણી સભાનો કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. સભાના પ્રમુખપદે ઠાકુર બિરાજ્યા હતા. સભાનો કાર્યક્રમ ચાલતો હતો તે વખતે એક દેડકો કૂદતો કૂદતો ઠાકુરના ચરણ પાસે જવા પ્રયત્ન કરતો હતો. આ દેડકાને ત્યાં જતાં અટકાવતા એક ભક્તને ઠાકુરે કહ્યું, "બાબા! આ દેડકાને તમે પિછાણ્યો નથી. આ દેડકો મારો એક જુનો ગાઢ મિત્ર થતો હતો અને તે મને અત્રે મળવા આવવા ઉત્સુક બન્યો છે." આ દેડકો ઠાકુરના ચરણમાં પડી ત્યાંથી રવાના થઈ ગયો.

સભાનું કામ પૂર્ણ થયા બાદ અડારાબારીથી દસ માઇલ દૂર આવેલા એક ગામથી એક વૈષ્ણવ ભજનમંડળી ત્યાં આવી અને તેમણે પોતાનુ કીર્તન શરૂ કર્યું. ભજન-મંડળીના ભક્તરાજ હરદાએ સંકીર્તનમાં તેમની પાસે રાખેલા સોફા ઉપર બેસવા ઠાકુરને વિનંતી કરી. ઠાકુરે બેસવા ના પાડી તેથી માતુશ્રીદેવીને વિનંતી કરી ત્યાં બેસાડ્યાં. કીર્તનમાં રાધાજી કુંજવનમાં દાખલ થાય છે અને કૃષ્ણ કુંજની બહાર છડી લઇને ઉભા રહે છે તેવા ભાવવાળું એક કીર્તન શરૂ કર્યું. આ કીર્તન શરૂ થતાં ઠાકુર એકદમ હોલની બહાર જઇ ઉભા રહ્યા. તેઓને

એક ખુરશી ઉપર બેસાડ્યા અને ઠાકુર એક છડી લઇને ત્યાં એક દરવાન માફક બેઠા. હરિદાસજીએ બીજું કીર્તન "યુગલ મીલન"ના ભાવનું કરતાં ઠાકુરે પોતાનો એક હાથ શ્રીકુસુમકુમારીના ખભા ઉપર અને કુસુમકુમારીએ પોતાનો એક હાથ ઠાકુરના ખભા ઉપર મૂકતાં હરિદાસ ભક્ત આ જુગલ સ્વરૂપને પગે લાગ્યા. હોલમાં બેઠેલા સૌ સભ્યો આ જુગલ સ્વરૂપનાં ચરણરજ લેવા પડાપડી કરી રહ્યા. સૌ ભક્તો આનંદોત્સવમાં આવી ગયાં. રાતના એક વાગે આ જુગલ સ્વરૂપની આરતી થયા બાદ સૌ કૃષ્ણલીલાનો આનંદ અનુભવતા છૂટા પડ્યા.

ઉત્સવના બીજે દિવસે શ્રીયુત ટહલપ્રસાદ રોયનો તાર ઠાકુર પર આવ્યો તેમાં નીચે મુજબ લખ્યું હતું. "Thousand poor fed with Prasad. Thy presence proved marvellous. Write plain whether you were at Atarabari or at Puri on Janmotsav day.

"Tahal."

હજારો ગરીબોને પ્રસાદથી જમાડ્યા. તમારી હાજરીથી કંગાલ ભોજન સુંદર થયું. જન્મોત્સવના દિવસે તમો અટારાબારી હતા કે પુરીમાં હતા તે સ્પષ્ટપણે અમોને લખોઃ– "ટહલ."

આ તારના જવાબમાં નીચે પ્રમાણે ટહલપ્રસાદને ઠાકુરે જણાવ્યું,

"Write plain whether Jagannath was at Puri or Atarabari on Janmotsav day.

"Haranath."

જન્મોત્સવ દિવસે જગન્નાથ પુરીમાં હતા કે અઠારાબારીમાં હતા તે ચોખ્ખું સમજાવો.

"હરનાથ."

શ્રીયુત ટહલપ્રસાદ રોયે ઠાકુરના જન્મમહોત્સવની ઉજવણી શ્રીજગન્નાથપુરીમાં કરી ત્યારે તેમને અને બીજા ભક્તોને ઠાકુરની હાજરી દૃશ્ય થઈ હતી. અઠારાબારીમાં ઉત્સવને દિવસે ભક્તોને શ્રીજગન્નાથના દર્શન થયાં હતાં.

અઠારાબારી જેવા એક નાના ગામમાં ઉજવણી વખતે અન્નપુર્ણાના ભંડાર કેવી રીતે ખુલ્યા તે બાબતમાં ઠાકુરને પ્રશ્ન કરતાં તેઓએ કહ્યું હતું કે, "ભાઈ! અઠારાબારીના લોકોએ મનુષ્યની કરતાં વધારે ભરોસો ભગવાન ઉપર રાખ્યો હતો. જેઓ ભગવાન ઉપર પૂર્ણ ભરોસો રાખે છે તેનાં સૌ કાર્યો બહુ જ સુંદર રીતે ઉકલે છે."

ઉત્સવ સમાપ્ત થતાં સૌ ભક્તો તથા ઠાકુર પોતપોતાના મુકામ ઉપર જવા માટે તૈયારી કરવા લાગ્યા. આ વખતનું દૃશ્ય બહુ હૃદયભેદક હતું. નાનાથી તે મોટાં સુધીના પુરૂષો અને સ્ત્રીઓ ઠાકુરથી અને ભક્તોથી છૂટા

પડતાં વિયોગ અનુભવી રહ્યાં હતાં અને સૌની આંખમાંથી અશ્રુધારા વહી રહી. લોકોની વિહ્વલ દશાથી ગાડી પણ થોભી ગઈ અને અડધો કલાક મોડી થઈ.

## ૨. ૧૯૨૪ નાગપુર ઉત્સવ.

ઇ. સ. ૧૯૨૪ના જાન્યુઆરી માસમાં નાગપુરના કેટલાક ભકતોના આમંત્રણથી ઠાકુર અને માતા શ્રીમતી કુસુમકુમારીદેવી કેટલાક ભકતોને લઇને બે દિવસ માટે નાગપુર પધાર્યા હતા. પરંતુ ત્યાંના ભકતોની ભાવભીની લાગણીથી ઠાકુર અને માતાજી આઠ દિવસ નાગપુર રોકાયાં હતાં. ઠાકુર અને માતાજીના આઠ દિવસના વસવાટથી ઘણાં સુપ્રતિષ્ઠિત જનો તેઓ પર પૂજ્ય ભાવ ધરાવતા થયા. અને તે અઠવાડિયામાં એક દિવસ દર રવિવારે એકઠાં થઇ ઠાકુરના ભજન કીર્તન કરતાં થયાં હતાં. આ લોકોએ બીજા ભકતોના સાથ લઇ ઠાકુરનો જન્મમહોત્સવ જુલાઇમાં ઉજવવા માટે નિશ્ચય કરી તેની આગળથી તૈયારી કરવા માંડી.

નાગપુર રેલ્વે સ્ટેશન નજીક શ્રીરામમંદિરની મોટી ધર્મશાળામાં આ ઉત્સવ ઉજવવા માટે નક્કી થયું. તા. ૩૦મી જુને બોમ્બે મેઇલમાં ઉત્સવનો લાભ લેવા કલકત્તાથી કેટલાક ભકતલોકો નાગપુર જવા માટે ઉપડ્યા. આ મેઇલમાં ખડગપુરથી ઠાકુરશ્રી, માતાજી

કુસુમકુમારીદેવી અને તેમની સાથે કેટલાક ભક્તો જાન્યુઆરી માસમાં તેઓ સાથે નાગપુર ગયા હતા તે સર્વે ભક્તો ત્યાંથી જવા જોડાયા.

ઠાકુર અને માતાજી કુસુમકુમારીદેવી કેટલાક ભક્તો સાથે નાગપુર પધારે છે તે ખબર બહારગામ વસતા ઠાકુરના ભક્તોને મળવાથી બોમ્બે મેઈલના મોટા સ્ટેશનોએ ઠાકુર અને માતાજી કુસુમકુમારીદેવીના દર્શન માટે ગાડીને ટાઇમે સ્ટેશનના પ્લેટફોર્મો લોકોથી ચીકાર થતાં અને ગાડી સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર દાખલ થતાં "જય હરનાથ જય"ના ધ્વનીથી એકઠાં થયેલા લોકો પ્લેટફોર્મ ગજાવી મુકતાં. આવા ભાવભીના સત્કારથી ગાડીમાં બીજા કમપાર્ટમેન્ટોમાં મુસાફરી કરતાં જનોને આશ્ચર્ય થતું અને તેઓ પણ ઠાકુર અને માતાજીના દર્શન કરી કૃતાર્થ માનતા. તા. ૧લી જુલાઇના બપોરના વખતે બોમ્બે મેઈલ નાગપુર પહોંચ્યો. ઉત્સવમાં લાભ લેવા ઠાકુરના મુંબઇના ભક્તો નાગપુર આવી ગયા હતા. આ ભક્તો નાગપુરના ભક્તો સાથે ઠાકુરનો સત્કાર કરવા માટે સ્ટેશન ઉપર ગયા. સ્ટેશન ઉપર માનવ મેદની પ્લેટફોર્મ ઉપર ચોકડી થઈ હતી. મેઇલ પ્લેટફોર્મ ઉપર આવતાં એકઠાં થયેલા લોકોએ "જય હરનાથ જય"ના ધ્વનીથી પ્લેટફોર્મ ગજાવી મૂકયું.

ભારે ધામધુમ ઠાકુર, માતાજી કુસુમકુમારીદેવી

અને તેઓની સાથે આવેલા ભક્તોને ઉત્સવ માટે નીયત કરેલી જગ્યાએ લાવવામાં આવ્યા. આ ઉતારામાં સવાર, બપોર અને સાંજના નીયત વખતે ચાહ અને નાસ્તો અને ત્યારબાદ ભોજનનો ક્રમ સુંદર રીતે ગોઠવ્યો હતો. નાસ્તા અને ભોજન વખતે ઠાકુરના દર્શન માટે બોલાવેલા અને બીજા અન્ય જનો બંગાલી, મરાઠી, પારસી, ભાટીયા, મદ્રાસી, મારવાડી અને ગુજરાતીઓ ઠાકુરનો પ્રસાદ લઈ કૃતાર્થ માનતા. ભોજનની વાનીઓની ગણત્રી જ નહોતી. ઠાકુરના દર્શને આવેલી જુદીજુદી કોમની સ્ત્રીઓના હાથથી બનાવેલી વાનીઓ ઠાકુર અને માતાજી સામે મૂકવામાં આવતી અને ન્યાત જાતના ભેદભાવ વગર લોકો જગ્યાના અભાવે એકબીજાની સાથે બેસી સૌ જમતાં. આવી રીતે ભોજન લેતી વખતે કોઈના મનમાં સંકોચ ભેદભાવ કે વ્હેમ જેવું દેખાતું નહતું.

તા. ૨ જી જુલાઇને દિવસે ઠાકુર અને માતાજી કુસુમકુમારી દેવીના પૂજન માટે ધર્મશાળાના મોટા હોલમાં એક ખાસ મંડપ બનાવવામાં આવ્યો હતો તેમાં સુંદર આસનો ઉપર તેઓ બંનેને બેસાડી પૂજન કાર્ય શરું થયું. પૂજન વખતે ઠાકુર અને માતાજીના મુખારવિંદ ઉપર અલૌકિક તેજ પ્રકાશી રહ્યું હતું. પૂજનનું કાર્ય ઇટવારીનાં પ્રસિદ્ધ જમીનદાર અને બેંકર શીવાજી ગણપતજી સહારીઆં, નાગપુરની શ્રીહરનાથ તત્ત્વપ્રચારિણિ સભાના પ્રેસીડેન્ટના હાથે

ગાયકવાડ સરકારના ધર્મગુરૂ મહારાજ શ્રી દામોદર શાસ્ત્રીએ વિધિસર કરાવ્યું. પૂજન ખલાસ થયા બાદ તૈયાર બનાવેલી જુદી જુદી વાનીઓ તેમને ધરાવવામાં આવી અને આરતી થયાબાદ આ વાનીઓ સૌને વહેંચવામાં આવી.

પૂજનનું કાર્ય ખલાસ થયે સૌ ઠાકુર સાથે ભોજન લેવા બેઠાં અને તે વખતે પ્રસાદ લેતાં ભક્તોમાં અવર્ણ-નીય પ્રેમ ઉછળી રહ્યો હતો.

તા. ૩ જી જુલાઈના દિવસે દરિદ્રનારાયણનો ભોજન-ક્રમ ગોઠવવામાં આવ્યો હતો અને સૌ ભોજનની જુદી જુદી વાનીઓ પેટ પૂરતી ખાઈ આનંદીત થયાં.

સાંજના ભાગમાં ઠાકુરના દર્શન સૌને મળે તે માટે એક મોટું સરઘસ કાઢવામાં આવ્યું હતું. સરઘસના મોખ-રામાં કેટલાક ઊંટો રાખવામાં આવ્યા હતા. નાગપુરના ભક્ત લોકોએ ઠાકુરને સાથે રાખી આ સરઘસને નાગ-પુરના મોટા મોટા રસ્તાઓ ઉપર ફેરવવામાં આવ્યું હતું.

તા. ૪ થી જુલાઈના દિવસે શ્રી નીબારણચંદ્ર પાઠકે ઠાકુર, માતાજી શ્રીમતી કુસુમકુમારી દેવી તથા અન્ય ભક્તોને ભોજન માટે આમંત્રણ આપ્યા હતા.

ઠાકુરના દર્શન માટે તથા તેઓનું પ્રવચન સાંભળવાને માટે હંમેશાં દીવસ અને રાત ઘણાં લોકો રહ્યા કરતા અને ભોજન લેવા બેસે ત્યારે સૌને તેમની સાથે ભોજનમાં બેસાડતા આથી ભોજન વખતે

લોકોનું પ્રમાણ નહિ રહેવાથી કોઈને કોઇ જાતનો વાંધો આવતો નહિ. તેઓની હાજરીથી જેટલી વાનીઓ બનાવી હોય તેમાંથી સૌ જમી રહ્યા બાદ હમેશાં થોડી શીલકમાં રહેતી.

આ સમારંભ પછી ઠાકુર, માતા કુસુમકુમારીદેવી મુંબાઇના આવેલા ભક્તો સાથે નાગપુરથી મુંબઇ જવા માટે નીકળ્યા.

### ૩. ૧૯૨૫ હીરક મહોત્સવ, શ્રી જગન્નાથ પુરી.

ઠાકુર હરનાથને તા. ૨૭ જુલાઈને દિવસે ૬૦ વર્ષ પૂરાં થયેલાં હોવાથી તેઓનો જન્મોત્સવ શ્રીજગન્નાથ-પુરીમાં ઉજવવામાં આવ્યો હતો. આ ઉત્સવમાં કલકત્તા, મદ્રાસ, મુંબઈ વગેરે સ્થળોથી હજારો લોકો હરનાથ અનાથાશ્રમમાં એકત્રીત થયાં હતા.

ઠાકુરની ઇચ્છા થઇ કે આ ઉત્સવમાં શ્રીજગન્નાથ પુરીના બધા પંડાઓને ભોજન કરવા બોલાવવા. આશ્રમના પંડાએ પંડા ભોજન માટે પૈસાની મોટી રકમની માંગણી કરી. પંડાની માંગણીથી સૌ દિગ્મૂઢ થઈ ગયા. ઠાકુરે પંડાને નમ્રતાથી કહ્યું, " બાબા! મેં તમોને ઉંચી શ્રેણીએ ચઢાવ્યા છે તે તમો સારી પેઠે સમજો છો ? " હરનાથ એક ગરીબ માણસ છે એવું કેટલાક લોકની માન્યતા તમારામાં છે એટલે તમે મારી માંગણી તુચ્છકારી કાઢો છો. પંડાનું ભોજન મારાથી ન થઇ શકે તો મારે

તે વાત પડતી મુકવી પડે એટલીજ મારી દુર્દશા છે.”

એકાએક ઠાકુરના બોલવાનો રંગ બદલાયો. તેઓ બોલ્યા, “ બાબા! આ સમુદ્ર તરફ જુઓ કે જેના પટમાં જુદાજુદા ભંડારો ભર્યા છે. હું સાચું કહું છું કે હું જો ઇચ્છા કરૂં તો આ સમુદ્રમાંથી અગણિત ભંડારો તમારા ચરણમાં ખડા કરી શકું. ઋષિઓ અને મુનિઓ જેના ચરણમાં નમે છે, તે ખુદ નીચાં થઇને તમારા ચરણમાં નમે છે તોપણ તમારા મનમાં તેની કાંઇ અસર થતી નથી. જરા થોભો અને જુઓ. હરનાથના આમંત્રણ ને માન આપી બધા પંડાઓ તેમજ સાક્ષાત્ત જગન્નાથ અત્રે હાજર થઇ જશે” આમ બોલતાં બોલતાં ઠાકુર જગન્નાથના મંદિર તરફ જોતાં તેમની આંખો, મુખારવિંદ, અને આખા શરીરમાંથી દિવ્યજ્યોતિ પ્રકટી. ઠાકુર પંડા તરફ નજર કરી અને બોલ્યા, “બાબા, તમારી દ્રષ્ટી હમેશાં દ્રવ્ય ઉપર રહે છે. તમારી આગળ પાછળ શું થાય છે તે જોવા માટે તમો લક્ષ આપતા નથી. જુઓ, શનિ તમારી પાછળ પડ્યો છે તે તમારી માગણી કરે છે.” પંડાના હૃદયમાં અદ્ભુત ફેરફાર થયો. પંડા ઠાકુર પાસે આવ્યા અને હાથ જોડી બોલ્યા, “બાબા, મારે તમારી પાસે પંડાભોજન માટે એક પૈસો પણ જોઇતો નથી. પંડાભોજનનો જે ખરચ થશે તે હું પોતે આપીશ.” આટલુ કહી પંડા ભોજનની વ્યવસ્થા કરવા સીધાવ્યો.

ઠાકુરે બાબુ દ્વીજેન્દ્રનાથ દત્ત, રાયસાહેબ અક્ષય્ય-કુમાર ગુપ્તા, મુંબઈના જગમોહન, કલકત્તા સભાના બધા સભ્યોને આ કાર્ય માટે પૈસા એકઠા કરવાનું કહેતા અર્ધા કલાકની અંદર ઠાકુરના ચરણમાં રૂપિયા બેહજાર આવી ગયા.

હવે એક અજબ ઘટના બની. ગુન્ડીયા બારીથી જગન્નાથ દેવ પોતાના નીજ મંદિરમાં પધારે ત્યારે જગન્નાથ દેવને મંદિરમાં પહેલો ભોગ ધરાવવાના ખર્ચની વ્યવસ્થા એક શ્રીમંતે આગળથી કરેલી હોવાથી તે દિવસે ઠાકુરની પહેલો ભોગ ધરાવવાની ઇચ્છા સાફલ્ય થવામાં મુશ્કેલી આવી. મંદિરના પંડાઓમાં ભોગ ધરાવવાની બાબતમાં ભારે ઝઘડો થયો. ઝઘડો એટલો બધો વધી ગયો કે શ્રી જગન્નાથ દેવને આખો દિવસ અને આખી રાત મંદિર બહાર પોતાના રથમાં રહેવું પડયું. શ્રી જગન્નાથ દેવ બીજે દિવસે મંદિર પધાર્યા ત્યારે તેમણે પહેલો ભોગ ઠાકુર તરફથી સ્વીકાર્યો.

## પ્રકરણ ૩૫ મું.

### પ્રભુ હરનાથના જન્મમહોત્સવ સંદેશ.

(૧)

ઇ. સ. ૧૯૨૧. શ્રીજગન્નાથપુરી.

સોનામુખી.

ભારત ભુમિનાં તથા સકળ જગતનાં મારાં માનનીય મા બાપ,

આજે હું તમોને જે કહું છું તે સાંભળો.

હું એક પાગલ છું—તેથી મ્હારી પાગલ વાતોમાંથી તમોને કંઇ સાર મળી શકવાનો સંભવ નથી એમ મને લાગે છે; કારણ કે, કોઇ કોઈ વખતે મારી વાતોનો હું પોતે વિચાર કરૂં છું ત્યારે તેમાંથી મને કંઇ સાર મળતો નથી અને અંતે હું મનમાં ને મનમાં હસ્યા કરૂં છું.

હું અંદર અને બહાર એક રૂપ નહિ હોવાથી મારા સ્વરૂપનો નિર્ણય કરવામાં તમોને ઘણીજ મુશ્કેલી પડતી હશે.

તમારી સાથેનો મારો આ સંબંધ કાંઇ આજનો નથી પણ યુગયુગાન્તરથી ચાલ્યો આવે છે; માટે આપણે ફરીફરીને મળીશું અને સાથે રમીશું.

ખેલ ખેલવા માટે મેં આ ભયંકર અને અપાર મહાસાગરમાં ઝંપલાવ્યુ છે. પરંતુ તેમાંથી તરીને શું હું પાર થઇ શકીશ ?

આ વખતે મારે પૃથ્વીનો ભાર–બોજો ઉંચકવાનો નહિ હોવાથી મારી સાથે શક્તિને લાવવાની મને જરૂર પડી નથી.

આ જગતમાં મારે અનેક પિતા, માતા, બંધુ, બ્હેનો અને પુત્રો છે. મારો કુટુંબ પરિવાર ઘણો જ મોટો છે–वसुधैव कुटुम्बकम्‌.

મારે જેમ જાતિ કે કુળ નથી તેમ લાજ કે ભય પણ નથી; કારણ કે હું એક અપ્રતીમ પાગલ છું !

મારાં હૃદયમાં નવ નવાં અનેક રૂપે અસંખ્ય ભાવના–તરંગો હમેશાં ઉદ્‌ભવે છે. નવ નવાં ભાવની વિવિધ રમતમાં મ્હારૂં ચિત્ત ઉન્મત્ત રહે છે. પરંતુ તે ભાવોને દેખવાની અને દેખાડવાની મારી ઇચ્છા કોણ જાણે કયારે પૂર્ણ થશે !

જે હો તે હો ! પરંતુ તમો સહુ આનંદમાં રહો છો એટલું જાણી હું મારૂં બધું દુઃખ ભૂલી જઈશ અને હું સુખી થઈશ.

વ્હાલા મા બાપ, તમારા દુઃખ સંકટનાં જેટલા બોજા હોય તેટલાં મારાં માથા ઉપર મુકી દો અને નાવમાં બેસી હસતાં રમતાં તમો આ સંસાર સાગરને તરી જાઓ. વ્હાલાં, તમો સહુ પેલે પાર થયાં છો એ જોવાનો આનંદ શું મારા ભાગ્યમાં લખેલો હશે ?

તમો કોઈ ભવિષ્યને માટે લેશ માત્ર પણ ફીકર કરશો નહિ. ફક્ત વર્તમાનમાં સંપૂર્ણ સુખાનંદમાં રહો.

વ્હાલાં, ખૂબ યાદ રાખજો કે તમારાં સઘળાં પાપોનો બોજો મારા માથા ઉપર ઉંચકવાથી મ્હને લેશમાત્ર ભય, ચિંતા કે દુઃખ થશે જ નહિ.

માયાળુ મા બાપ, તમારી પાસે હું આ જે ગાંડુ ઘેલું બોલી જાઉં છું તે પાગલનો પ્રલાપ છે—ગાંડાના લવારા છે એમ સમજી જતાં કરજો.

વ્હાલાં, તમો કોઈ મારા માટે જરાયે ચિંતા કરશો નહિ, તેમ મને ભૂલી પણ જશો નહિ..............

તમારો સ્નેહી

હર

(૨)

ઈ. સ. ૧૯૨૨. કલકત્તા.

**સોનામુખી.**

ભારત ભુમિનાં તથા સકળ જગતનાં મારાં સૌભાગ્યની સંપત્તિ સ્વરૂપ મા બાપ,

આજે હું તમોને જે કહું છું તે સાંભળો.

આજનો દિવસ મહાન્ ઉત્સવનો હોવાથી સહુ કોઈ આનંદમાં મસ્ત છે, એટલું જ નહિ, પણ દશે દિશાઓમાં આનંદ આનંદ છવાઈ રહ્યો છે.

વ્હાલા, તમો જાણો છો કે પાગલના પ્રલાપોને અને ઘેલાંની ઘેલછાને અંત હોતો નથી. જેમ સાગરના તરંગો અનંત છે તેમ પાગલનાં પ્રલાપો પણ અનંત હોય છે. જેમ સાગરમાં અનેક પરપોટા એક પળે ઉઠે છે અને બીજી પળે ફુટી જાય છે, તેવી રીતે મ્હારી બધી વાતો અધાર્ય ગણી લેજો. વ્હાલા, મારી મનોદશાનો ખરો મર્મ ફક્ત હુંજ જાણું છું.

આ જગત ઉપર હું જ્યારે જ્યારે આવ્યો છું ત્યારે દરેક જન્મમાં મારા આવતાંની સાથેજ તમોયે મારા હૃદય ઉપર સ્વામિત્વ સ્થાપ્યું છે.

મારા આ ખેલને આદિ કે અંત નથી. તે તો નિત્ય ચિરકાલ ચાલ્યા જ કરે છે—આ ખેલ અનંત છે.

હું ભલેને ગમે ત્યાં હોઈશ પરંતુ તમારી રમતમાં તો હું હમેશાં હાજર રહીશ. એક દિવસ એવો આવશે કે આપણે બધાં પાછાં એક સાથે રમીશું એ નિઃસંશય માનજો.

તમો ચોક્કસ માનજો કે, હું આ દેહ તજી જઈશ તો પણ તમોને તજી દઈશ નહિ જ. એ માટે તમો તલ માત્ર પણ ફીકર ચિંતા કરશો નહિ. તમો સૌ મારા મા બાપ અને પ્રિયજન હોવાથી તમારૂં સુખ એજ મારૂં સુખ છે.

વ્હાલા, તમારા સઘળાં પાપનો બધો બોજો ઉંચકવા હું ઘણો ખુશી છું; માટે તમારા પાપનો જેટલો બોજો હોય તેટલો બધો મારાં માથા ઉપર મુકીદો તો હું ઘણાં જ આનંદ સાથે તે હમેશાં ઉંચકયા કરીશ.

વ્હાલાં, આજે મારા હૃદયનું ખાનગી રહસ્યરૂપી એક રત્ન તમોને ભેટ આપવા હું તમારી સામે આવ્યો છું, માટે તમો તે રત્નને માન સહીત સ્વિકારશો અને ઘણી જ સંભાળથી સાચવી રાખશો એવી આશા હું રાખું છું.

વ્હાલા મા બાપ, ઉપરોક્ત રત્નનાં બદલામાં આજનાં મહોત્સવના મંગલમય દિવસે તમારી પાસેથી તમારા પ્રેમની થોડીક ભિક્ષા માંગવાની ઈચ્છા રાખું તો તે ભિક્ષા મને આપશો ?

વ્હાલાં, તમો છો પ્રેમનાં દાનેશ્વરી અને હું છું તમારો કંગાલ ભિખારી!

મારી ગાંડી ઘેલી અને અર્થહીન વાતો સાંભળી તમો હસશો નહિ, કારણ કે લખવા સમયે હું મારાપણું ગુમાવી બેસું છું. માટે તે સંબંધે મને કંઈ પણ પૂછશો નહિ. હું ગાંડાની પેઠે જે લખું છું, બોલું છું તેનો અર્થ કે મહત્વ હું પોતે પણ સમજી શકતો નથી; પરંતુ જો તમો મનન કરશો તો તેનો મર્મ સ્પષ્ટ સમજી શકશો. વ્હાલા, એક દિવસ એવો આવશે કે જ્યારે મારી આ બધી ગાંડી

ઘેલી વાતોનો મર્મ સહુ કોઈ સમજશે; પરંતુ ત્યારે સમજવાથી ફ્લ શું? વ્હાલા, ભગવાનનાં આશીર્વાદને પાત્ર થવું અને આનંદમાં ડૂબ્યા રહેવું એ તમારૂં સાચું કર્તવ્ય છે.

તમારો સ્નેહી

હર

(૩)

ઇ. સ. ૧૯૨૨. અઠારાબારી, મૈમનસીંગ.

સોનામુખી.

ભારત ભુમિનાં તથા સકળ જગતનાં મારાં પ્રીયતમ મા બાપ,

આજે હું તમોને જે કહું છું તે સાંભળો.

આજનાં મહોત્સવને દિવસે તમો સહુને પરમ સુખમાં મ્હાલતા જોઇને મને અપાર આનંદ થાય છે.

ગાંડા માણુસના મગજની લ્હેર કયે વખતે કઈ દિશામાં દોડશે એ જાણવું જેમ કઠણ કામ છે, તેમ મારા માટે જાણવું તે પણ તેટલું જ કઠણ છે.

એક દિવસે હું કેવો હતો તે આજે મારી કલ્પનામાં પણ આવી શકતું નથી તો પછી બીજા કોઈ તો કેમ જ કલ્પી શકે ?

તમારી શક્તિ અમાપ છે તેમાં તો જરા પણ શક જેવું નથી; કારણ કે અતિ ઘણા દૂર દૂરથી પણ તમો મને તમારી પાસે ખેંચી જઈ શકો છો.

વ્હાલા, મારામાં અલ્પ શક્તિ છે એ જાણવા છતાં પણ હું જાણી બૂઝીને આ માર્ગનો પ્રવાસી થયો છું અને મહાસાગરમાં ઝંપલાવી બેઠો છું !

આ લીલા-ખેલનો અંત નથી. તે નિત્યકાળ ચાલ્યા જ કરે છે. એ એક સરખી રીતે નિત્ય ચાલે છે અને નિયમિત માર્ગે હમેશાં ચાલ્યા જ કરશે. કોઈ પણ મનુષ્યની શક્તિ નથી કે તેની ગતિને બદલી શકે. તે જેમ પ્રથમ ચાલતી હતી તેમ આજે પણ ચાલે છે અને ભવિષ્યમાં પણ તેમ જ ચાલ્યા કરશે. માટે જેઓ રમવા આવ્યા છે તેઓને ભય કે ચિંતા શાને હોય ?

વ્હાલાં મા બાપ, તમો મને બોલાવો છો છતાં હું જવાબ દીધા વિના ચૂપચાપ બેસી રહું છું, તેથી એમ ધારશો નહિ કે હું તમોને ભૂલી ગયો છું.

વ્હાલા, તમારાં બધાંયે પાપ તાપના બોજા મારા માથા ઉપર મૂકી દો, એટલુ જ નહિ પણ તમોને જે જે મળે તેઓને પણ પોતાનાં પાપ તાપનાં બોજા મારાં માથા ઉપર મૂકી દેવાનું કહો અને ભાર રહીત થઈને તમો સહુ પવિત્ર ધર્મમય જીવન જીવો.

મારી જાત માટે હું રજ કે બિન્દુ જેટલીયે ચિંતા કરતો નથી તેમ હું કશાનો ભય પણ રાખતો નથી.

વ્હાલા મા બાપ, મારા અંતરનું ઉપરોક્ત ગુપ્ત રત્ન હું ત્હમોને સોંપુ છું, તે સાચવી સંભાળીને હૃદયમાં ધારણ કરી રાખજો.

હું જે જે વાતો બોલું છું તે મારી વાતો છે તેટલા પુરતી માથે ચઢાવશો નહિ, પરંતુ તેનો અનુભવ કરવા પ્રયત્ન કરશો તો તેથી તમારૂં મન શાન્ત થશે અને તમો આનંદમાં રહેશો.

વ્હાલા, ગત સમયને માટે ફીકર કરશો નહિ. તેમ આવતા સમય–ભવિષ્યને માટે પણ ચિંતા કરશો નહિ. પરંતુ ફક્ત અત્યારે વર્તમાનમાં આનંદમાં ડુબ્યા રહો.

વ્હાલા, તમો કાંઈ ભૂલી જવા જેવી મારી વસ્તુ નથી.

વ્હાલા, આજે જે કહી શકાયું નથી તે સમય આવ્યે બીજી વાર તમોને કહી દઈશ.

વ્હાલા, મને યાદ રાખશો!!

તમારો સ્નેહી,
હર

(૪)

ઈ. સ. ૧૯૨૫. હીરકમહોત્સવ, શ્રીજગન્નાથ પુરી.

સોનામુખી.

ભારતભુમિનાં તથા અખીલ જગતનાં મારાં માનનીય મા બાપ,

આજે હું તમોને જે કહું છું તે સાંભળો. આજનો દિવસ શુભ છે.

વ્હાલા, મારા જીવન રૂપ મહાસાગરમાં નવીન લીલાનાં તરંગે દેખાવ દીધો છે. આજે હું જે દિશામાં નજર ફેંકું છું તે દિશા મને આનંદમય દેખાય છે. અહા! આજે સહુ એક જ આનંદમાં મગ્ન અને એક જ નિશામાં ઉન્મત્ત દેખાય છે.

વ્હાલા, મેં અગાઉ જેમ એક બે વાતો તમોને લખી હતી તે પ્રમાણે આજે પણ લખવા ધારૂં છું. પરંતુ મનની અવ્યક્ત વાતો પ્રકટ કરવા જેવી ભાષા કયાંથી લાવું?

પાગલના મુખનાં એકજ વાકયનો અર્થ સમજવાના પ્રયાસમાં અનેક પંડિતોનાં મગજ કામ કરતા નથી. પરંતુ તમો મારી અર્થ હીન વાકય માળાનો ખરો મર્મ જાણી શકશો અને તેમાંથી તમોને જે સત્ય લાગે તે સહુ કોઈને જણાવજો.

ખરેખર, હું ઘેલાની પેઠે કંઇનું કંઇ બોલી નાંખું છું પરંતુ ખૂબ યાદ રાખજો કે, એ બધી વાતો અર્થ વિનાની નથી. પણ ખરી વાત તો એ છે કે પાગલ થયાં વગર પાગલનો ભાવ સમજાતો નથી અને વાતો સાંભળવા છતાં આનંદ થતો નથી!

વ્હાલા, હું કોણ છું તે હુંજ જાણું છું. હું મને પોતાને જેટલે અંશે જાણી શકું તેટલે અંશે બીજા કોઈ જાણી શકે નહિ એ સત્ય માનજો.

મને જાણી શકવાનો કોઈ ઉપાય નથીજ માટે મને કોઇ રીતે જાણી શકશો નહિ. જે વસ્તુ ભાવનાની બહાર છે તેને કઇ ભાવનાથી જાણી શકશો?

મને જાણવા માટે–મારા સંબંધે હું જાતે જે કહું છું તે ખૂબ ધ્યાન પૂર્વક સાંભળો અને તે ઉપરથી મને જાણવા પ્રયત્ન કરો.

વ્હાલા, આ સંસારનાં અસંખ્ય મા બાપનાં પ્રેમ વડેજ હું જીવિત છું. કહો મારા જેવો ભાગ્યશાળી કોઈ હશે? મારા સઘળાં મા બાપ કાંઈ નામનાંજ મા બાપ નથી, પરંતુ સ્નેહ અને પ્રેમની પ્રત્યક્ષ મૂર્ત્તિરૂપ છે.

તમોજ મારૂં જીવન છો અને તમોજ મારૂં સર્વસ્વ છો. તમોયેજ મને આ સંસારમાં બાંધી રાખ્યો છે. જો તમો નહિ હતે તો મારાથી આ સંસારનાં બંધનમાં રહી શકાતેજ નહિ.

ખરેખર તમારા વડેજ આજે હું સર્વસ્વ ભૂલી ગયો છું. વ્હાલા, હવે આ દેહ રહે કે ના રહે, પરંતુ હું તમારોજ છું અને સદાને માટે તમારોજ રહીશ. વ્હાલાં, તમારા સુખે હું સુખી અને તમારાં દુઃખે હું દુઃખી છું; એ વાત કદી પણ ભૂલશો નહિ.

આજે હું મારા મનની એક ગુપ્ત વાત તમોને કહું છું તે સાભળો. આ પુરી ધામમાં જે કંઇ છે તે સર્વ મારૂં પરિચિત છે. મને લાગે છે કે, ઘણાંજ લાંબા વખત પહેલાંથી મ્હને આ સર્વ પરિચિત છે. પુરીનાં લોકોને મેં પ્રથમ જોયેલાં છે. રસ્તાઓ, કિનારા અને ઘાટ ઈત્યાદિ પણ મેં અગાઉ જોયેલા છે એવો મનને ભાસ થાય છે....આ બધી વાતો પ્રકટ કરવા જતાં હું ઘેલો બની જાઉં છું. પરંતુ તે વાત આજે હું છુપાવી શકતો નથી.

જેમ સંતાકુકડીની રમત રમવામાં મજા આવે છે તેમ મને પણ મજા આવે છે. જો રમતમાં આનંદ ન હોય તો રમત કોણ રમે? જો ખેલવા માટે જ આવ્યો છું તો નિત્ય ખેલ્યા કરીશ.

આ જગતનાં દરેક પદાર્થો મારાં છે અને હું સર્વનો છું. આ અખિલ બ્રહ્માંડમાં મારો આ એકજ ખેલ નિત્ય ચાલી રહ્યો છે.

હું સારી પેઠે જાણું છું કે, આ વખતનો મારાં ખેલથી કોઇ પણ જીવને લેશ માત્ર પણ કલેશ થશેજ નહિ,

પરંતુ અનેકને આનંદ રૂપ થશે. આ વખતની મારી લીલા ઘણી અગમ્ય છે, માટે અસાવધ પણે તેનાં તરફ દુર્લક્ષ કરશો નહિ, તેમ ભૂલ્યે ચુકે પણ ખેલને સમાપ્ત થયેલો જોવાની ઈચ્છા કરશો નહિ.

વ્હાલા, મારી આવી દુર્બોધ અવસ્થા ક્યાં સુધી ચાલુ રહેશે તે હું જાણતો નથી. વ્હાલા, આ આનંદ લીલા તજવાની ઇચ્છા થતી નથી.

મા બાપ, આ સંસારની રંગભૂમિ ઉપર હું અનેક વાર અગાઉ આવ્યો છું અને અનેક રાત્રીના ઉજાગરા કરી મેં મારો ખેલ ભજવ્યો છે. આ વખતનો ખેલ ભજવીને થોડો વખત આરામ લઉં એવી ઈચ્છા થયા કરે છે.

વ્હાલા હવે મને લાગે છે કે, આ વખતનો મારો ખેલ પૂરો થયો છે, કારણ કે બંધનો બધાં ધીમે ધીમે ઢીલાં પડતાં જાય છે અને વસ્ત્રો તથા ઘરેણાં વગેરે ઉતારવાની તૈયારી છે. આ ઉપરથી સમજાય છે કે, નવા ખેલમાં નવો વેષ ભજવવા માટે મારે જલ્દીથી જવું પડશે. પરંતુ તમારા પ્રેમનો વિચાર કરતાં આ જગા છોડીને

પડે છે અને હું નવીન ખેલ-લીલાનો આરંભ કરૂં છું.

વ્હાલા, મારો આ દેહ હવે નહિ રહે તો તેથી મને કંઈ દુઃખ જેવું નથી; તેમ મારો ખેલ એથી અટકવાનો નથી. વ્હાલા, હું ગમે ત્યાં જઈશ તો પણ હું સદૈવ તમારી સાથે રહીશ અને ફરીને તમોને મળીશ. ક્ષણિક દેહરૂપનું ક્ષણિક પરિવર્તન જે થાય છે તે તો ક્ષણિકવાર માટે જ છે, તેથી કાંઇ ચિંતાનું કારણ નથી.

આવા ક્ષણિક ફેરફાર માટે તે કોણ રડે? જેઓ એકવાર ગયા પછી ફરી મળવાનાં ન હોય તેઓ જ રડે છે. પરંતુ મારે વિષે તો તેવો ભય છે જ નહિ, કારણ કે હું તો ફરીને પાછો તમોને મળવાનો જ છું. મારા તમારા સંબંધમાં નિત્ય વિચ્છેદનો સંભવ છે જ નહીં.

ફક્ત આ વખતનો પાઠ તમો ચાલાકીથી ભજવી શકો તેથી કાંઈ પાકા ખેલાડી થયાં છો એમ માની લેશો નહીં. કારણ કે મારો ખેલ તો અનંકી છે; માટે દરેક ખેલ માટે જુદી જુદી રીતે તૈયાર થવું પડે છે. રંગભૂમિના મુખ્ય ઉપરી અધિકારી સાથે ગાઢો સંબંધ બાંધી લો. તેનાં પ્રિય પાત્ર અને નિજ જન બની જાઓ. પોતીકા થયા પછી કોઈ ખેલમાં પાઠ નહિ ભજવો તો પણ તમોને સહુ ચાહશે. નાટકના માલીકની નિકટ રહેતા થશો તો પછી તમારે પાઠ ભજવવો પડશે નહિ. આ એક જન્મનાં ખેલને છેલ્લો ખેલ સમજશો નહિ, પરંતુ જન્મોનાં જન્મો

સુધી મ્હારા ખેલમાં સામેલ રહેવું પડશે. માટે કહું છું કે નાટકના અધિકારીના નિજ જન બનવા પ્રયાસ કરજો.

વ્હાલા, જેઓ મારા આ ખેલને ભજવે છે અને ભાવને સમજે છે, તેઓ જ સુખ, શાંતિ અને સંતોષ અનુભવે છે—તેઓ જ સાચા સુખનો સ્વાદ ભોગવે છે.

પોતાનો પાઠ સારી રીતે ભજવવાથી ખેલ જોનારાઓને જેમ આનંદ થાય છે તેમ ભજવનારને પણ આનંદ થાય છે. સૌ સૌને પોતાનો પાઠ ભજવવા દો અને તમો તમારો પાઠ ભજવો.

વ્હાલા, મારી આ બધી વાતોને હસવા સરખી ગણી ઉડાવી દેશો નહિ, તેમ મારી ગાંડાઇ ગણી જતી કરશો નહિ. પરંતુ હમેશાં આ વાતોનું ખુબ મનન, ચિંત્વન કરશો તો તેમાં રહેલાં સત્યને જાણી શકશો.

મારી પાસે છૂપાવી રાખવા જેવું કંઇ નહિ હોવાથી હું જે બોલું છું તે ખુલ્લા મનથી જ બોલું છું.

વ્હાલા, મશ્કરી ઠઠ્ઠામાં વખત ગાળવાના દિવસો હવે વહી ગયા છે. હજુ સમય હાથમાં છે માટે સાવધાન થશો તો કાર્ય સાધી શકશો. મ્હારાં મા બાપ, મારા મનની ઉંડી ઇચ્છા એક જ છે કે, તમો સહુ તમારો ભાર બોજો મારા માથા ઉપર મુકી દો અને સુખી થાઓ.

Gopal better case hopeful.

આ ભાઈને ન્યુમોનીયા થયો હતો. ડોકટરે કહ્યું હતું કે તે સારો થશે નહિ. થોડા દિવસમાં તે રોગ મુકત થઈ ગયો.

## ૬. હરનાથ અને શ્રી. જ્યોતિષચંદ્ર

ઈ. સ. ૧૯૧૧ ના જુન માસમાં ડોકટર દેવેન્દ્રનાથની દાનાપુરથી બદલી થતાં કટકમાં પોતાની નોકરી ઉપર આવ્યા, ત્યારે રાયબહાદુર ડોકટર સનતકુમાર બરાટ કટક મેડીકલ સ્કૂલનાં શિક્ષક હતા. ડોકટર સનતકુમારની બદલી થતાં તેમની જગાએ ડોકટર દેવેન્દ્રનાથ આવ્યા. ડોકટર દેવેન્દ્રનાથને કટકના ડોકટર સનતકુમારે ત્યાંની કેટલીક વાતચીત કરી. અહીંના જમીનદાર લોકો કેવા છે, ખાનગી પ્રેકટીસ કેવી ચાલે છે, સાધારણ લોકોનો વહેવાર કેવો છે, આ પ્રમાણેની અનેક વાતોથી તેઓ જાણીતા થયા. તે વાત મધ્યે ઠાકુર હરનાથ સંબંધની વાત પણ તેમણે દેવેન્દ્રનાથ ડોકટરને જણાવી.

ડોકટર સનતકુમારે કહ્યું, "અહીંયા જમીનદાર શ્રીયુત્ જ્યોતિષચંદ્રરાય ચૌધરી નામે એક પ્રખ્યાત વ્યક્તિ છે. તેમની સ્ત્રી ઘણાં અસાધ્ય રોગથી ઘેરાયેલી હતી, તેથી હું તેઓની પાસેથી સારી પેઠે પૈસા મેળવી શકયો હતો. તેની સ્ત્રીની અવસ્થા એવી હતી કે તેણીને હું નળી દ્વારા દૂધ પાતો હતો. આથી મને બે વખત ફી આપી વીઝીટ કરાવતા

ગૃહસ્થ ઠાકુર હરનાથના ભક્ત હતા. તેઓ કટકમાં 'કાઠજુરી' નદીને કાંઠે રહેતા હતા, અને તેઓને ત્યાં ઠાકુર હરનાથ કોઈ કોઈ વાર આવતા હતા.

એક વખત ઠાકુર હરનાથ અધ્યાપક ગોપાલબાબુને ઘેર આવ્યા હતા. તે વખતે ડૉકટર સનતકુમાર મારી સ્ત્રીને નળી દ્વારા દૂધ પાવા માટે ત્યાં આવતા હતા. ઠાકુર હરનાથ અધ્યાપક ગોપાલબાબુને ત્યાં આવ્યા છે એવા ખબર મળતાં હું તેઓની પાસે ગયો અને મારી સ્ત્રીનો રોગ કોઈપણ રીતે દૂર કરવા મેં વિનંતિ કરી; છેવટે મારા આગ્રહને માન આપી ઠાકુર હરનાથે મારે ઘેર આવવા હા પાડી. ઠાકુર હરનાથે કહ્યું, "બાબુ, હું ડૉકટર કે વૈદ્ય નથી કે તમારી સ્ત્રીનો રોગ મટાડી શકું. હું તો આજેજ અહીં આવ્યો છું અને પાછો તરતજ જવાનો છું." મેં હઠ પકડી અને કહ્યું કે "પ્રભો– પાંચ મિનીટ પણ મારે ત્યાં આવી જવા કૃપા કરો"

હું ઘણાં દુઃખમાં હતો. ઠાકુર હરનાથે મારી ચિંતાતુર સ્થિતિનો વિચાર કરી મને કહ્યું "બહુ સારૂં, હું સ્નાન કરી જમી લઉં અને સ્ટેશને જતાં તમારે ત્યાં આવી જઈશ." મેં કહ્યું "બહુ સારૂં, તેમ કરો." ત્યાર પછી ઠાકુર હરનાથ ઘેરથી નીકળ્યા પણ ટ્રેન આવવાનો ટાઈમ થઈ ગયો હતો તેથી મને ચિંતા થવા લાગી કે ઠાકુર મારે ત્યાં આવી શકશે કે નહિ, 'પણ થોડી વારમાં ઠાકુર હરનાથને લઈ મોટર મારા ઘર તરફ આવી.

મારૂં ઘર ત્રણ ભાગમાં વહેંચાયેલું છે. પ્રથમ પૂજાનો

મહેલ છે, ત્યાર પછી ત્રણ મોટા મોટા બંગલા છે, ત્યાર પછીના ભાગમાં એક મોટું દીવાનખાનું છે, ત્યાર પછી એક મારો મોટો રૂમ અને એક મોટી બેઠક છે. પૂજાના મહેલમાં પૂછ્યા વિના કોઈથી દાખલ થવાતું ન હતું, પણ ઠાકુર હરનાથ કોઈને પૂછ્યા વિના દાખલ થઈ ગયા. હું મકાનમાંથી ઉતરી સામે લેવા જાઉં તે પહેલાં તો ઠાકુર હરનાથ જ્યાં મારી બિમાર સ્ત્રીનો રૂમ છે ત્યાં જઈ પહોંચ્યા.

મારી બિમાર સ્ત્રી પાસે જઈ ઠાકુર હરનાથે કહ્યું, 'મા, તું હવે સારી થઈ જઈશ, બીક જેવું નથી."

આટલી વાત કરતાં થોડી વાર લાગી અને તરત ઠાકુર નીચે આવ્યા, અને તે વખતે હું સામે મળ્યો. ઠાકુર મારા બંગલામાં એક પરીચિત માણસની પેઠે દાખલ થઈ ગયા, અને મારી પત્નિ સાથે વાત કરી પાછા વળ્યા, એ જાણી મને ઘણી નવાઈ લાગી. આથી મેં ઠાકુરને કહ્યું, " ઠાકુર તમો ઉપર જઈને પાછા વળો છો પણ કંઈ વાતચીત કરી નહિ માટે પાછા ચાલો."

ઠાકુરે હસીને કહ્યું, "ના બાબા, વાતચીત કરી છે. મારી મા સારાં થઈ જશે. ટ્રેનનો વખત થયો છે, માટે હું અને સ્ટેશને જાઉં છું." આમ કહી ઝડપથી મોટરમાં બેઠા, મોટર રવાના થઈ. હુ મારી પત્નિ સંબંધે વાતચીત કરતો કરતો તેમની સાથે સ્ટેશને ગયો.

ઠાકુર જ્યારે સ્ટેશનપર પહોંચ્યા ત્યારે ટ્રેન ઉપડવાની તૈયારીમાં હતી તેથી તેઓ એકદમ ટ્રેનમાં બેસી ગયા.

બેઠાપછી મને કહ્યુ, "બાબા ઘેર જાવ અને જુવો કે મારી મા ભાત ખાય છે."

ઠાકુરની આ વાતમાં મને વિશ્વાસ આવ્યો નહિ. હું સમજ્યો કે, ઠાકુર મને આશ્વાસન આપે છે. મેં ફરી કહ્યું "બાબા મારી સ્ત્રી કોઇપણ રીતે તંદુરસ્ત થાય તેવી કૃપા તમારે કરવી પડશે."

ઠાકુરે મને ફરી કહ્યું, "બાબા ઘેર જઈને જુઓ મારી મા ભાત ખાય છે. હું સાચી વાત કહું છું." ટ્રેન ઉપડી, ગઈ, હું ચિંતાતુર મનથી ઘેર આવ્યો. ઘેર આવીને જોઉં છું તો ખરેખર સ્તબ્ધ બની ગયો મારી બિમાર સ્ત્રી ઘણા લાંબા સમય પછી અન્નનું ભોજન કરતી હતી. આ પ્રત્યક્ષ બનાવ જોતાં, મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. હું હરનાથને કોટી કોટી પ્રણામ કરવા લાગ્યો.

આ વખતે ડૉકટર સનતકુમાર બરાટ દરરોજની પેઠે આજે પણ નળીથી દુધ પાવા માટે આવ્યા અને મારી સ્ત્રીને ભોજન કરતી જોઇને તે પણ આશ્ચર્ય પામ્યા; મનમાં વિચાર કરવા લાગ્યા કે આવી રીતે સાધુઓ જો બધા દર્દીઓ તરફ કૃપા કરી રોગ મટાડે તો પછી અમારા જેવા ડૉકટરોનો ધંધો કેમ ચાલી શકે? આ બનાવ બન્યા પછી ડૉકટર સનતકુમારે પોતાની બદલી થતાં આ વાત ડૉકટર દેવેન્દ્રનાથને કહિ હતી કે જમીનદાર જ્યોતિષચંદ્રની સ્ત્રીની માંદગીમાં તેઓ એ વખત વીઝીટ કરવા જતા તેથી સારા પૈસા મળતા તથા

તેઓની મોટર પણ બીજા રોગીને જોવા માટે તેમને મળતી, પણ હવે ઠાકુર હરનાથ નામના એક સંતે તે જમીનદારની સ્ત્રીને સારી કરી દીધી, તેથી તેમની વીઝીટ બંધ થઈ હતી.

ઉપર પ્રમાણેની બધી ઘટનાની વાત જમીનદાર જ્યોતિષચંદ્રે ડૉક્ટર દેવેન્દ્રનાથને જણાવી અને બંને છૂટા પડયા.

## ૭. હરનાથ અને દેવેન્દ્રનાથ.

આ ઘટના ઈ. સ. ૧૯૧૧માં બનેલી છે. ડોક્ટર દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય તે વખતે કટક મેડીકલ સ્કૂલના શિક્ષક હતા. કટકના જમીનદાર શ્રીયુત્ ટહલપ્રસાદરાય ચૌધરી, શ્રીયુત્ જ્યોતિપ્રસાદરાય ચૌધરી, તથા સ્કૂલ વિભાગના ઇન્સ્પેક્ટર શ્રીયુત્ યોગેશચંદ્ર ઘોષ વગેરેના સહકારથી તેઓએ કટકમાં હરનાથ હરિસભા સ્થાપન કરી હતી. એક વખત ઠાકુર હરનાથનો ઉત્સવ પણ ઉજવવામાં આવ્યો હતો.

ડૉક્ટર દેવેન્દ્રનાથ સ્વામી શ્રીમદ્ભોળાનંદ ગીરી મહારાજના શિષ્ય હતા. તેઓને કોઈ જગોએ સાધુ સન્યાસી આવેલ છે એવા ખબર મળે તો તેમના દર્શને જવાની ટેવ હતી. તેઓનો સ્વભાવ બચપણથીજ આવો હતો. ડૉક્ટર દેવેન્દ્રનાથને ખબર મળ્યા કે, ઠાકુર હરનાથ કટકમાં આવેલા છે, અને ઘણાં આનંદ સહિત તેઓનો ઉત્સવ ઉજવવામાં આવે છે. આ સાંભળતાંજ જ્યાં ઉત્સવ થતો હતો ત્યાં તેઓ આવ્યા.

ત્યાં આવીને તેઓ જુએ છે તો કોઈ સાધુ સન્યાસી તેઓનાં જોવા આવ્યા નહિ લોકોની ઘણી ભીડ જામેલી હતી અને તેમાંથી આગળ જવું એપણ તેમને કઠણ લાગ્યું. તે ઉપરાંત વળી ઠાકુર હરનાથનું નામ સાંભળી જેના દર્શન માટે આવ્યા હતા તે હરનાથ કોણ હશે? તે તો દેખાતાજ નહતા! હરનાથ સાધુ પુરૂષ છે તેથી તેનો વેશ પણ સાધુના જેવો હોવો જોઇએ, પણ તેવા સાધુ વેશ વાળા કોઈ પુરૂષ તો આ ઉત્સવમાં દેખાતા નથી, એવા વિચાર કરી તેમણે એક માણસને પૂછયું, "આમાં ઠાકુર હરનાથ કોણ છે? શું તેઓ આવ્યા નથી?" જે માણસને પૂછયું તે માણસે ભીડની અંદર એક જણને આંગળી ચિંધી બતાવતા કહ્યું, "આ રહ્યા તે ઠાકુર છે."

દેવેન્દ્રનાથ અવાક્ થઈ ગયા. તેઓએ હરનાથનાં દર્શને આવતા પહેલાં હરનાથને માટે એક સાધુની કલ્પના કરી હતી. હરનાથને સૌ ઠાકુર કહે છે, માટે તેમણે ગેરૂઆ વસ્ત્ર પહેર્યાં હશે, માથા ઉપર લાંબી જટા હશે, એવી તેમણે તો કલ્પના કરી હતી. પણ તેવું તેમણે હરનાથમાં જોયું નહિ, પણ તેને બદલે હરનાથ એક ગૃહસ્થના જેવો પોષાક પહેરેલા બાબુ જેવા દેખાયા. ઠાકુરનો આવો ગૃહસ્થ વેશ જોઈને દેવેન્દ્રનાથે ડૉકટરને થયું કે, મારે હવે હરનાથના દર્શન કરવા પાસે જવાની જરૂર નથી. એમ વિચાર કરી તેઓ આ ભીડમાંથી નીકળી ઘેર જવા માટે બહાર નીકળ્યા.

વળી તેઓને વિચાર આવ્યો કે, ઠાકુર મહાપુરૂષ હો કે મનુષ્ય હો, પણ જેને સંખ્યાબંધ માણસો ઠાકુર કે મહાપુરૂષ માની સન્માન કરે છે, તો પછી હું આટલે સુધી આવીને પાછો જાઉં તેનાં કરતાં એકવાર ઠાકુરને પ્રણામ કરીને જાઉં તો સારૂં. ડૉકટર દેવેન્દ્રનાથ આવી રીતે વિચાર કરે છે, એટલામાં ઠાકુર હરનાથે હાથ ઉંચો કરી, ડૉકટર દેવેન્દ્રનાથને પોતાની પાસે બોલાવ્યા. દેવેન્દ્રનાથ ભીડ વચ્ચેથી રસ્તો કરીને ઠાકુર હરનાથની પાસે ગયા, અને પ્રણામ કરવાની પોતાની ઇચ્છા પૂર્ણ કરી.

ડૉકટર દેવેન્દ્રનાથને આલીંગન કરી હરનાથે કહ્યું, 'બંધુ તમારે ગર્વે હું ગર્વિણી, રૂપસી તમારે જ રૂપે.'

આ પ્રમાણે ઠાકુરની કૃપા પ્રાપ્ત કરી ધન્ય થયા પછી ડૉકટર દેવન્દ્રનાથ ઠાકુર હરનાથના અનન્ય ભક્ત થઈ રહ્યા. તેઓ ડૉકટરનો ધંધો કરતા હતા તેથી જે કોઈ અસાધ્ય દર્દી હોય, તેને હરનાથને શરણે જવાની સલાહ આપતા. ડૉકટર દેવેન્દ્રનાથે એક વખત હરનાથ હરિસભામાં આવા બનાવની જે હકીકત કહી હતી તે નીચે પ્રમાણે છેઃ—

"હું કટકમાં ડૉકટર તરીકે નોકરી કરતો હતો, ત્યારે એક કુલીનાં ઉપરી નાયકુ કન્યાનાં અસાધ્ય રોગની સારવાર કરવાનું કામ મારા અને સ્થાનીક સીવીલ સર્જનનાં હાથમાં સોંપાયું. ત્રણ મહિના સુધી તેની સારવાર કર્યા પછી તેનો રોગ અસાધ્ય છે એમ અમોએ જવાબ

આપ્યો. પરંતુ નાયડુની સ્ત્રીએ લીધી વાત છોડી નહિ, અને મારી પાસે આવી અને ચરણમાં પડી અને કહેવા લાગી કે, 'ડૉક્ટર, તમે ઘણાં લોકોને જીવનદાન આપેલ છે, તો મારી પુત્રીને પણ જીવનદાન આપો. તેણીને કોઇ પણ રીતે રોગ મુક્ત કરો. હું તમને કોઇ પણ રીતે છોડીશ નહિ.' મેં કહ્યું, 'તમારી પુત્રીનો રોગ મારી ડૉક્ટરી વિદ્યાની બહાર ગયો છે, તેથી તેને સારો કરવાનો કોઈ પણ ઉપાય મારા હાથમાં રહ્યો નથી, પરંતુ જો તમે કરી શકો તો એક ઉપાય છે. 'પાગલ હરનાથ' નામના એક મહાપુરૂષને હું જાણું છું. તેની કૃપાથી ઘણાં અસાધ્ય દર્દો સારા થયા છે, માટે જો તમે તેના ચરણનું શરણ ગ્રહણ કરો, અને તે કૃપા કરે તો તમારી પુત્રી બચી જવા સંભવ છે.'

"ડૉક્ટર, તેઓ કયાં રહે છે ? તેને અહીં બોલાવવાનો બંદોબસ્ત તમો કરી આપો" એમ નાયડુની સ્ત્રીએ જણાવ્યું.

"તે કયાં હશે તે હું ચોક્કસ કહી શકતો નથી, પણ એક તાર કરી આ સબંધે પ્રાર્થના કરી શકું, એમ ડૉક્ટર દેવેન્દ્રનાથે કહ્યું અને સોનામુખી ઠાકુર હરનાથને એક તાર કર્યો:-"Naidu's daughter dying. I place her at thy feet, pray save any how." (નાયડુની દીકરી મરણઘડીમાં છે. તેને તમારા ચરણકમળમાં મુકું છું. કૃપાકરી કોઈ રીતે તેનો બચાવ કરો.)

આખો દિવસ ગયો પણ તારનો જવાબ મળ્યો નહિ તેથી મને સમજાયું કે ઠાકુરનો જવાબ મળ્યો નહિ તેથી

નાયડુ કન્યા બચવા સંભવ નથી. રાત્રી ઝણુ ઝણુ કરતી વીતે છે. મારા બેઠકખાનાની ઘડીયાળમાં એકનો ટકોરો થયો છે, તે વખતે મારા બારણાની સાંકળ કોઈ ખખડાવવા લાગ્યુ. મને થયું કે નાયડુ કન્યા મરી ગઈ હશે, તેથી તેનો જમાઈ મારી પાસે સર્ટીફીકેટ લેવા આવ્યો હશે. હું દરવાજો ખોલી બહાર આવ્યો અને નાયડુના જમાઈને મેં જોયો, પણ તેનાં મોંઢા ઉપર મેં દીલગીરીનું ચીન્હ જોયું નહિ પણ તે આનંદ સહિત હસતો હોય એમ મેં જોયું. નાયડુના જમાઈને હસતો જોઈ મને આશ્ચર્ય થયું. તેણે મારા આશ્ચર્યનું સમાધાન કર્યું. તે કહેવા લાગ્યો કે ડૉકટર અત્યારે તમારે મારે ઘેર આવવું પડશે, કારણ કે મારી પત્નિને સ્વપ્નમાં એક બંગાળી બાબુના દર્શન થયાં છે, અને તે બંગાળી બાબુએ તેણીને થોડું જળ પીવાનું કહ્યું, અને જળ પીવાથી મારી પત્નિની તબીયત સુધારા ઉપર આવેલી દેખાય છે, માટે તમો ત્યાં આવી તેણીની તબીયત તપાસો. આ સ્વપ્નની વાત સાંભળતાં હું સમજ્યો કે સ્વપ્નમાં દર્શન આપનાર તે મારા દયામય ઠાકુર હરનાથજ હશે. હું નાયડુની સાથે તેમને ઘેર ગયો. તેની વાત સાંચી હતી. જે નાયડુની કન્યાને મેં રાત્રે જોઈને નક્કી કર્યું હતું કે તે હવે બચી શકવા સંભવ નથી, તેને બદલે તેને જીવતી જોઈને મને આશ્ચર્ય થયું. તેણીના જીવનની આશા હવે મને બંધાઈ.

હું મારા ખીસામાં હરનાથનો ફોટો લઈ ગયો હતો. મેં તે ફોટો નાયડુ કન્યાને બતાવ્યો. તેણી હાથમાં ફોટો લઈ

જોઈને કહેવા લાગી કે, "મેં સ્વપ્નામાં જોયા તે આજ છે."

મેં નાયડુને કહ્યું કે, "હવે તમે ચિંતા કરશો નહિ, તમારી કન્યાનો રોગ મટી જશે".

નાયડુએ કહ્યું, "મને પણ એમ લાગે છે, છતાં તમે ઠાકુરને અહીં બોલાવી આપો"

મેં કહ્યું, "સવારે વ્યવસ્થા કરીશું."

સવાર થઈ અને ઠાકુરનો તાર આવ્યો.

તેમાં લખેલુ હતું કે, "No anxiety. Krishna's grace Naidu's daughter alright."

તાર વાંચી હું આનંદથી પ્રફુલ્લીન થઈ ગયો.

બીજે દિવસે ઠાકુર હરનાથ પધાર્યા. શૌચઆદી ક્રીયા કર્યા પછી, ઠાકુરે મારી સ્રીને કહ્યું કે, 'મને કંઈ ખાવા આપો.' મારી સહધર્મિણીએ ઠાકુરને જળપાન કરવાનું આપ્યુ. પછી ઠાકુરે મને કહ્યું કે, 'ચાલો નાયડુને ઘેર જઈએ.' ઠાકુરની સાથે હું નાયડુને ઘેર ગયો. નાયડુના ઘરની પાસે પહોંચતાં, ઠાકુરે કહ્યું કે, "છી, કેવી ખરાબ દુર્ગંધ આવે છે. ચાલ જલ્દી ઘરમાં ચાલ."

નાયડુના ઘરની બંને બાજુએ ફૂલોનો બગીચો હતો. મંદમંદ પવનની લહેરથી તે બગીચાના ફૂલોની સુગંધ ચારે બાજુ ફેલાઈ રહી હતી છતાં અહીં દુર્ગંધ આવે છે, એમ ઠાકુરે કહ્યું તેથી મેં ઠાકુરને પૂછ્યુ કે, "ઠાકુર, અહીં તો ફૂલોની સુગંધ આવે છે તો આમ કેમ કહો છો"? ઠાકુર

હરનાથે જવાબ આપ્યો કે, "ના બાબા, ઘણી દુર્ગંધ આવે છે, ચાલ જલ્દી જલ્દી ચાલ."

થોડીક વાર વિચાર કર્યા પછી આમ કહેવાનું કારણ હું સમજ્યો કે નાયડુ કુલીનો ઉપરી છે તેથી તેણે જે ધન મેળવ્યું છે તે અસત્ભાવથી મેળવ્યું છે. એ કારણથી ઠાકુર અહીં દુર્ગંધ આવે છે તેમ કહે છે.

અમો નાયડુ કન્યા પાસે ગયા. નાયડુની કન્યા જે રૂમમાં હતી તે રૂમના દરવાજામાં ઠાકુર ગયા કે તરતજ નાયડુ કન્યા પથારીમાં બેઠી થઈ ગઈ અને તેની તૈલુંગી ભાષામાં કંઈ બોલી. તેની વ્યાકુળતા તથા ભાવ ઉપરથી હું સમજી ગયો કે સ્વપ્નમાં મને દર્શન દેનાર તેઓજ છે એમ તે બોલી હતી.

ઠાકુર હરનાથ તે બિમાર છોકરીની પાસે ગયા. તેણી તૈલુગુ ભાષામાં 'ક્રાઉમાઉ' કરી બોલવા લાગી. તેની ભાષા હું સમજ્યો નહિ, પણ ઠાકુર સમજ્યા અને જવાબ આપ્યો કે, "મા હવે ભય નથી, તું સારી થઈ ગઈ છે." બિમાર નાયડુ કન્યા તૈલુંગી ભાષામાં બોલે છે અને ઠાકુર બંગાલી ભાષામાં જવાબ આપે છે. ઠાકુરની વાત તેણી કેમ સમજી તે હું કહી શકતો નથી, પરંતુ તે નાયડુ કન્યા ઉભી થઈ અને સોળ વર્ષની યુવતી ઠાકુરને અને મને ભેટીને શાન્તિ સુખનો અનુભવ કરતી હોય તેમ લાગી.

રોગથી હાડપીંજર બનેલી આ નાયડુ કન્યા ઉભી થઈ

જોતાં ઠાકુર હરનાથ બેસી ગયા, અને તેને ખોળામાં લઈ આશ્વાસન આપ્યું.

'ભગવાનની પાસે ભકતને સન્માન મળતાં,' તે બોલી "બહુ ભૂખ લાગી છે, મને કંઈ ખાવા આપો"

ઠાકુરે નાયડુની પત્નિને ઈશારતથી ખાવાનું લાવવા કહ્યું. નાયડુની પત્નિએ કહ્યું કે," અત્યારમાં તો કંઇ ખાવાનું તૈયાર થયુ નથી, જે કહો તે તૈયાર કરી આપું",ભકતે કહ્યું, 'ઘણી ભુખ લાગી છે.'

ઠાકુરે કહ્યું, 'જે તે લઈ આવો, નાયડુ પત્નિએ કહ્યું હોય કાલની વાસી રોટલી છે, બીજું કંઇ નથી." '

ઠાકુરે કહ્યું, "તે લાવો."

નાયડુ પત્નિ રોટલી લઇને આવી. આશ્ચર્ય ! જે દર્દીને હું બારલીના પાણી સિવાય કંઇજ ખાવાનું આપી શકતો ન હતો, તેને ઠાકુરે આઠ–નવ વાસી રોટલી પોતાને હાથે ખવડાવી દીધી. નાયડુની આ દર્દી કન્યા રોટલી ખાધા પછી નિરોગી બની. ઠાકુર હરનાથની આવી અસીમ કરૂણા જોઈ હું તેના શ્રીચરણમાં અસંખ્ય પ્રણામ કરવા લાગ્યો.

**૮. હરનાથ અને પોલીસ ઓફીસર -**

શ્રી ઠાકુર હરનાથની અપૂર્વ દીવ્યશકિતનું દર્શન કાશ્મીરમાં, રાવલપીન્ડીમાં હધરામમાં વગેરે જેમ અનેક, ભકતોને અનેક સ્થાને થયું, તેમ ઉડીયા પ્રદેશના લોકો પણ

ઠાકુર હરનાથની દીવ્ય શકિતના પ્રભાવથી મુગ્ધ થવા લાગ્યા. તેની એક અન્ય ઘટના નીચે આપવામાં આવે છેઃ—

બાલેશ્વરના જમીનદાર શ્રીયુત રાધાચરણ દાસની સાથે ઠાકુર હરનાથ બાલેશ્વરના સ્ટેશન ઉપર ઊભા હતા. સ્ટેશનની પાસે ઉડીના પોલીસ સુપરીટેન્ડેન્ટ મી. હીયામડેન સાહેબનું કવાર્ટર આવેલું હતું. પોલીસ ઓફીસર પોતાના કવાર્ટરના વરંડામાં ચિંતાતુર મુખે ફર્યા કરતા હતા. તે જોઈને ઠાકુર હરનાથે જમીનદાર રાધાચરણદાસને કહ્યું "સામે જુઓ, તે સાહેબ શું વિચારથી આમ તેમ ફર્યા કરે છે."

રાધાચરણ, "પ્રભો, હું શી રીતે જાણી શકું? તમો અંતર્યામી છો, તમો કહો."

ઠાકુરે કહ્યું, "તે સાહેબનો પુત્ર વિલાયતમાં છે અને તેનું ઓપરેશન કરવાનો આ ટાઈમ નકી કરવામાં આવેલો છે. તેથી સાહેબ ટેલીગ્રામની રાહ જોતાં આમ તેમ ફર્યા કરે છે.'

રાધાચરણ બાબુ આ સાંભળી ચુપ થઈ ગયા. ત્યારપછી ફરી ઠાકુરે કહ્યું, "તમે તે સાહેબ પાસે જાવ અને ખબર આપો કે, તેઓનાં પુત્રનું ઓપરેશન દશ વાગે સફળતા પૂર્વક થઈ ગયું છે અને ચાર વાગે સાહેબને આ ખબર મળશે."

રાધાચરણબાબુ ઠાકુરના કહેવાથી તે સાહેબની પાસે ગયા, અને ઠાકુરે કહેલી બધી વાત તેઓને જણાવી.

આ બધી વાત સાંભળ્યા પછી રાધાચરણબાબુને સાહેબે પૂછ્યુ કે, "આ બધા ખબર તમે ક્યાંથી જાણ્યા ?"

રાધાચરણ બાબુએ ઠાકુર હરનાથનો પરિચય આપી તેઓએ આ ખબર જાણ્યા છે, અને મને કહેવા માટે મોકલ્યો છે, તેમ રાધાચરણબાબુએ જણાવ્યુ. સાહેબે કહ્યું, "જો તમારી વાત સાચી હશે તો તમે જે ઠાકુરહરનાથને ભજો છો, તેને હું પણ ભજવા તૈયાર છું; પણ જો આ વાત ખોટી ઠરશે તો નહિ."

રાધાચરણબાબુ, "સાહેબ, વિશ્વાસ રાખો. આ વાત ખોટી ઠરશે નહિ." સાહેબ સાથે આટલી વાત કરી રાધાચરણ બાબુ પોતાને ઘેર ચાલ્યા ગયા. ચાર વાગ્યા કે સાહેબને એક તાર મળ્યો. "નિર્વિઘ્ને ઓપરેશન થઈ ગયુ છે, કંઈ ચિંતા કરવા જેવું નથી." સાહેબને આ ખબર મળ્યા પછી તેઓ એક ક્ષણવારની પણ ઢીલ કર્યા વિના પોતાની પત્નીને સાથે લઈ રાધાચરણબાબુને ઘેર આવ્યા. ઠાકુરે કહેલી વાતનો પોતાને વિશ્વાસ ન આવ્યો માટે ઠાકુરના ચરણમાં પડી પોતાની ભૂલ માટે ક્ષમા માગી. આ બીના બાદ બીજા કેટલાક અંગ્રેજો પણ ઠાકુર હરનાથના ભક્તો થયા હતા.

## ૯. ચુંચુડા અને કલકત્તામાં હરનાથ

શ્રીયુત્ અટલબિહારીના અદ્ભૂત અનુભવો 'હિન્દુ સ્પીરીચ્યુઅલ મેગેઝીનદ્વારા પ્રગટ થવાથી દેશદેશાન્તરના લોકોમાં હરનાથનો પરિચય વધવા લાગ્યો. હરનાથના અનુરક્ત ભક્તોની સંખ્યા દિવસે દિવસે વધતી ગઇ. દેશ–વિદેશના લોકો તરફથી હરનાથ પર ઘણા પત્રો આવવા લાગ્યા.

ચુંચુડાના બાબુ નંદલાલ પાલ જેઓ ગવર્નમેન્ટના એક ઉચ્ચ અધિકારી હતા, તેઓએ આ ખબર વાંચ્યા પછી હરનાથની સાથે પત્ર વહેવાર શરૂ કર્યો. છેવટે હરનાથને ચુંચુડા લાવવા માટે તેઓ જાતે હરનાથની પાસે જમ્મુ ગયા અને ત્યાં જઈ હરનાથને પધારવા દૃઢ આગ્રહ કર્યો. 'ભક્તના ભગવાન' એ શાસ્ત્રપ્રસિદ્ધ વાત છે. હરનાથ પણ ભક્ત નંદલાલપાલ મહાશયના આગ્રહને આધીન બન્યા અને રાજ્યમાંથી થોડા દિવસોને માટે રજા લઈ કાશ્મીરથી ચુંચુડા આવ્યા. આ ખબર ભાગવતચંદ્ર મિત્રે નારાયણચંદ્ર ઘોષને આપ્યા. નારાયણચંદ્ર શ્રીયુત ભાગવતચંદ્ર મિત્રના માતૃપક્ષના સગા થતા હતા. તેમણે નારાયણચંદ્રને કહ્યું કે "હું ચુંચુડા જઈશ, તમે મારી સાથે આવશો "? નારાયણચંદ્રે 'કહ્યું. હા.' ત્યારપછી એમ નક્કી થયું કે બંને જણાને સાથે જવાની સગવડ થશે નહિ; માટે જુદે જુદે વખતે બંનેએ ત્યાં જવું અને મળવુ. આ પ્રમાણે નક્કી કર્યા પછી નારાયણ-

Gopal better case hopeful.

આ ભાઈને ન્યુમોનીયા થયો હતો. ડોકટરે કહ્યું હતું કે તે સારો થશે નહિ. થોડા દિવસમાં તે રોગ મુકત થઈ ગયો.

## ૬. હરનાથ અને શ્રી. જ્યોતિષચંદ્ર

ઈ. સ. ૧૯૧૧ ના જુન માસમાં ડોકટર દેવેન્દ્રનાથની દાનાપુરથી બદલી થતાં કટકમાં પોતાની નોકરી ઉપર આવ્યા, ત્યારે રાયબહાદુર ડોકટર મનતકુમાર બશટ કટક મેડીકલ સ્કુલનાં શિક્ષક હતા. ડોકટર મનતકુમારની બદલી થતાં તેમની જગાએ ડોકટર દેવેન્દ્રનાથ આવ્યા. ડોકટર દેવેન્દ્રનાથને કટકના ડોકટર મનતકુમારે ત્યાંની કેટલીક વાતચીત કરી. અહીંના જમીનદાર લોકો કેવા છે, ખાનગી પ્રેકટીસ કેવી ચાલે છે, સાધારણ લોકોનો વહેવાર કેવો છે, આ પ્રમાણેની અનેક વાતોથી તેઓ જાણીતા થયા. તે વાત મધ્યે ઠાકુર હરનાથ સંબંધની વાત પણ તેમણે દેવેન્દ્રનાથ ડોકટરને જણાવી.

ડોકટર મનતકુમારે કહ્યું, "અહીંયા જમીનદાર શ્રીયુત જ્યોતિષચંદ્રરાય ચૌધરીનામે એકપ્રખ્યાત વ્યક્તિ છે. તેમની સ્ત્રી ઘણાં અસાધ્ય રોગથી ઘેરાયેલી હતી, તેથીહું તેઓની પાસેથી મારી પેઠે પૈસા મેળવી શકયો હતો. તેની સ્ત્રીની અવસ્થા એવી હતી કે તેણીને હું નળી દ્વારા દૂધ પાતો હતો. આથી મને બે વખત ફી આપી વીઝીટ કરાવતા

હતા, પણ હમણાં તે કેસ મારા હાથમાં નથી."

ડૉકટર દેવેન્દ્રનાથે પૂછયું, "તમારા હાથમાંથી એ કેસ છૂટી જવાનું શું કારણ બન્યું?"

ડૉકટર સનતકુમારે જણાવ્યું, "ઠાકુર હરનાથ નામે એક વ્યક્તિએ તેને ત્યાં આવી તે સ્ત્રીને સંપૂર્ણ નીરોગી બનાવી દીધી છે તેથી તે કેસ મારા હાથમાંથી છૂટી ગયો છે."

ઉપર પ્રમાણે વાતો કરી ડૉકટર સનતકુમાર કટકમાંથી બદલી થતાં ચાલ્યા ગયા; પરંતુ ડૉકટર દેવેન્દ્રનાથને ઠાકુર હરનાથે આ જમીનદારની સ્ત્રીનો રોગ શી રીતે મટાડયો તે જાણવાની ઘણી ઉત્કંઠા થવા લાગી, તેથી તેણે કટકના જમીનદાર જ્યોતિષબાબુને પોતાની પાસે બોલાવ્યા અને બનેલી વાત સાંભળવા ઇચ્છા બતાવી.

જ્યોતિષબાબુએ કહ્યું, "મારી સ્ત્રીના આવા અસાધ્ય રોગ વખતે ડૉકટર કંઈ સુધારો કરી શકયા નહિ, ત્યારે હું નીરાશ થઈ ગયો. મારી પાસે ઘણી જમીન છે, તે ઉપરાંત રજીસ્ટર ઑફીસમાં હું નોકરી કરૂં છું. સઘળી રીતે મારી સ્થિતિ સારી છે. પણ મારી સ્ત્રીના અસાધ્ય રોગને માટેજ ફક્ત મને ચિંતા રહ્યા કરતી હતી. હું હંમેશાં દિવસરાત મારી સ્ત્રી તંદુરસ્ત થાય તેને માટે ચિંતા કર્યા કરતો હતો"

કટકની રાવેન્સા કોલેજના અધ્યાપક નદીયા શાન્તિપુર નીવાસી શ્રીયુત્ ગોપાલચંદ્ર બંદોપાધ્યાય નામના એક

ગૃહસ્થ ઠાકુર હરનાથના ભક્ત હતા. તેઓ કટકમાં 'કાઠજુરી' નદીને કાંઠે રહેતા હતા, અને તેઓને ત્યાં ઠાકુર હરનાથ કોઈ કોઈ વાર આવતા હતા.

એક વખત ઠાકુર હરનાથ અધ્યાપક ગોપાલબાબુને ઘેર આવ્યા હતા. તે વખતે ડૉકટર સનતકુમાર મારી સ્ત્રીને નળી દ્વારા દૂધ પાવા મારે ત્યાં આવતા હતા. ઠાકુર હરનાથ અધ્યાપક ગોપાલબાબુને ત્યાં આવ્યા છે એવા ખબર મળતાં હું તેઓની પાસે ગયો અને મારી સ્ત્રીનો રોગ કોઈપણ રીતે દૂર કરવા મેં વિનંતિ કરી; છેવટે મારા આગ્રહને માન આપી ઠાકુર હરનાથે મારે ઘેર આવવા હા પાડી. ઠાકુર હરનાથે કહ્યું, "બાબુ, હું ડૉકટર કે વૈદ્ય નથી કે તમારી સ્ત્રીનો રોગ મટાડી શકું. હું તો આજેજ અહીં આવ્યો છું અને પાછો તરતજ જવાનો છું." મેં હઠ પકડી અને કહ્યું કે "પ્રભો– પાંચ મિનીટ પણ મારે ત્યાં આવી જવા કૃપા કરો."

હું ઘણાં દુઃખમાં હતો. ઠાકુર હરનાથે મારી ચિંતાતુર સ્થિતિનો વિચાર કરી મને કહ્યું "બહુ સારૂં, હું સ્નાન કરી જમી લઉં અને સ્ટેશને જતાં તમારે ત્યાં આવી જઈશ." મેં કહ્યું "બહુ સારૂં, તેમ કરો." ત્યાર પછી ઠાકુર હરનાથ ઘેરથી નીકળ્યા પણ ટ્રેન આવવાનો ટાઈમ થઈ ગયો હતો તેથી મને ચિંતા થવા લાગી કે ઠાકુર મારે ત્યાં આવી શકશે કે નહિ, 'પણ થોડી વારમાં ઠાકુર હરનાથને લઈ મોટર મારા ઘર તરફ આવી.

મારૂં ઘર ત્રણ ભાગમાં વહેંચાયેલું છે. પ્રથમ પૂજાનો

મહેલ છે, ત્યાર પછી ત્રણ મોટા મોટા બંગલા છે, ત્યાર પછીના ભાગમાં એક મોટું દીવાનખાનું છે, ત્યાર પછી એક મારો મોટો રૂમ અને એક મોટી બેઠક છે. પૂજાના મહેલમાં પૃછયા વિના કોઈથી દાખલ થવાતું ન હતું, પણ ઠાકુર હરનાથ કોઈને પૂછયા વિના દાખલ થઈ ગયા. હું મકાનમાંથી ઉતરી સામે લેવા જાઉં તે પહેલાં તો ઠાકુર હરનાથ જ્યાં મારી બિમાર સ્ત્રીનો રૂમ છે ત્યાં જઈ પહોંચ્યા.

મારી બિમાર સ્ત્રી પાસે જઈ ઠાકુર હરનાથે કહ્યું, 'મા, તું હવે સારી થઈ જઈશ, બીક જેવું નથી."

આટલી વાત કરતાં થોડી વાર લાગી અને તરત ઠાકુર નીચે આવ્યા, અને તે વખતે હું સામે મળ્યો. ઠાકુર મારા બંગલામાં એક પરીચિત માણસની પેઠે દાખલ થઈ ગયા, અને મારી પત્નિ સાથે વાત કરી પાછા વળ્યા, એ જાણી મને ઘણી નવાઈ લાગી. આથી મેં ઠાકુરને કહ્યું, " ઠાકુર તમો ઉપર જઈને પાછા વળો છો પણ કંઈ વાતચીત કરી નહિં માટે પાછા ચાલો."

'ઠાકુરે હસીને કહ્યું, "ના બાબા, વાતચીત કરી છે. મારી મા સારાં થઈ જશે. ટ્રેનનો વખત થયો છે, માટે હું અને સ્ટેશને જાઉં છું." આમ કહી ઝડપથી મોટરમાં બેઠા, મોટર રવાના થઈ. હુ મારી પત્નિ સંબંધે વાતચીત કરતો કરતો તેમની સાથે સ્ટેશને ગયો.

ઠાકુર જ્યારે સ્ટેશનપર પહોંચ્યા ત્યારે ટ્રેન ઉપડવાની તૈયારીમાં હતી તેથી તેઓ એકદમ ટ્રેનમાં બેસી ગયા.

બેઠાપછી મને કહ્યુ, "બાબા ઘેર જાવ અને જુવો કે મારી મા ભાત ખાય છે."

ઠાકુરની આ વાતમાં મને વિશ્વાસ આવ્યો નહિ. હું સમજ્યો કે, ઠાકુર મને આશ્વાસન આપે છે. મેં ફરી કહ્યું "બાબા મારી સ્ત્રી કોઇપણ રીતે તંદુરસ્ત થાય તેવી કૃપા તમારે કરવી પડશે."

ઠાકુરે મને ફરી કહ્યું, "બાબા ઘેર જઈને જુઓ મારી મા ભાત ખાય છે. હું સાચી વાત કહું છું." ટ્રેન ઉપડી ગઈ, હું ચિંતાતુર મનથી ઘેર આવ્યો. ઘેર આવીને જોઉં છું તો ખરેખર સ્તબ્ધ બની ગયો. મારી બિમાર સ્ત્રી ઘણા લાંબા સમય પછી અન્નનું ભોજન કરતી હતી. આ પ્રત્યક્ષ બનાવ જોતાં, મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. હું હરનાથને કોટી કોટી પ્રણામ કરવા લાગ્યો.

આ વખતે ડૉકટર સનતકુમારબરાટ દરરોજની પેઠે આજે પણ નળીથી દુધ પાવા માટે આવ્યા અને મારી સ્ત્રીને ભોજન કરતી જોઇને તે પણ આશ્ચર્ય પામ્યા; મનમાં વિચાર કરવા લાગ્યા કે આવી રીતે સાધુઓ જો બધા દર્દીઓ તરફ કૃપા કરી રોગ મટાડે તો પછી અમારા જેવા ડૉકટરોનો ધંધો કેમ ચાલી શકે? આ બનાવ બન્યા પછી ડૉકટર સનતકુમારે પોતાની બદલી થતાં આ વાત ડૉકટર દેવેન્દ્રનાથને કહિ હતી કે જમીનદાર જ્યોતિષચંદ્રની સ્ત્રીની માંદગીમાં તેઓ બે વખત વીઝીટ કરવા જતા તેથી સારા પૈસા મળતા તથા

તેઓની મોટર પણ બીજા રોગીને જોવા માટે તેમને મળતી, પણ હવે ઠાકુર હરનાથ નામના એક સંતે તે જમીનદારની સ્ત્રીને સારી કરી દીધી, તેથી તેમની વીઝીટ બંધ થઈ હતી.

ઉપર પ્રમાણેની બધી ઘટનાની વાત જમીનદાર જ્યોતિષચંદ્રે ડૉકટર દેવેન્દ્રનાથને જણાવી અને બંને છૂટા પડયા.

## ૭. હરનાથ અને દેવેન્દ્રનાથ.

આ ઘટના ઈ. સ. ૧૯૧૧માં બનેલી છે. ડોકટર દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય તે વખતે કટક મેડીકલ સ્કૂલના શિક્ષક હતા. કટકના જમીનદાર શ્રીયુત્ ટહલપ્રસાદરાય ચૌધરી, શ્રીયુત્ જ્યોતિપ્રસાદરાય ચૌધરી, તથા સ્કૂલ વિભાગના ઈન્સ્પેકટર શ્રીયુત્ યોગેશચંદ્ર ઘોષ વગેરેના સહકારથી તેઓએ કટકમાં હરનાથ હરિસભા સ્થાપન કરી હતી. એક વખત ઠાકુર હરનાથનો ઉત્સવ પણ ઉજવવામાં આવ્યો હતો.

ડૉકટર દેવેન્દ્રનાથ સ્વામી શ્રીમદ્‌ભોળાનંદ ગીરી મહારાજના શિષ્ય હતા. તેઓને કોઈ જગોએ સાધુ સન્યાસી આવેલ છે એવા ખબર મળે તો તેમના દર્શને જવાની ટેવ હતી. તેઓનો સ્વભાવ બચપણથીજ આવો હતો. ડૉકટર દેવેન્દ્રનાથને ખબર મળ્યા કે, ઠાકુર હરનાથ કટકમાં આવેલા છે, અને ઘણાં આનંદ સહિત તેઓનો ઉત્સવ ઉજવવામાં આવે છે. આ સાંભળતાંજ જ્યાં ઉત્સવ થતો હતો ત્યાં તેઓ આવ્યા.

ત્યાં આવીને તેઓ જુએ છે તો કોઈ સાધુ સન્યાસી તેઓના જોવા આવ્યા નહિ લોકોની ઘણી ભીડ જામેલી હતી અને તેમાંથી આગળ જવું એપણ તેમને કઠણ લાગ્યું. તે ઉપરાંત વળી ઠાકુર હરનાથનું નામ સાંભળી જેના દર્શન માટે આવ્યા હતા તે હરનાથ કોણ હશે? તે તો દેખાતાજ નહોતા! હરનાથ સાધુ પુરૂષ છે તેથી તેનો વેશ પણ સાધુના જેવો હોવો જોઇએ, પણ તેવા સાધુ વેશ વાળા કોઈ પુરૂષ તો આ ઉત્સવમાં દેખાતા નથી, એવા વિચાર કરી તેમણે એક માણસને પૂછ્યું, "આમાં ઠાકુર હરનાથ કોણ છે? શું તેઓ આવ્યા નથી?" જે માણસને પૂછ્યું તે માણસે ભીડની અંદર એક જણને આગળી ચિંધી બતાવતા કહ્યું, "આ રહ્યા તે ઠાકુર છે."

દેવેન્દ્રનાથ અવાક્ થઈ ગયા. તેઓએ હરનાથનાં દર્શને આવતા પહેલાં હરનાથને માટે એક સાધુની કલ્પના કરી હતી. હરનાથને સૌ ઠાકુર કહે છે, માટે તેમણે ગેરૂઆ વસ્ત્ર પહેર્યા હશે, માથા ઉપર લાંબી જટા હશે, એવી તેમણે તો કલ્પના કરી હતી. પણ તેવું તેમણે હરનાથમાં જોયું નહિ, પણ તેને બદલે હરનાથ એક ગૃહસ્થના જેવો પોષાક પહેરેલા બાબુ જેવા દેખાયા. ઠાકુરનો આવો ગૃહસ્થ વેશ જોઈને દેવેન્દ્રનાથે ડૉકટરને થયું કે, મારે હવે હરનાથના દર્શન કરવા પાસે જવાની જરૂર નથી. એમ વિચાર કરી તેઓ આ ભીડમાંથી નીકળી ઘેર જવા માટે બહાર નીકળ્યા.

આપ્યો. પરંતુ નાયડુની સ્ત્રીએ લીધી વાત છોડી નહિ, અને મારી પાસે આવી અને ચરણમાં પડી મને કહેવા લાગી કે, 'ડાકટર, તમે ઘણાં લોકોને જીવનદાન આપેલ છે, તો મારી પુત્રીને પણ જીવનદાન આપો. તેણીને કોઇ પણ રીતે રોગ મુક્ત કરો. હું તમને કોઇ પણ રીતે છોડીશ નહિ.' મેં કહ્યું, 'તમારી પુત્રીનો રોગ મારી ડૅાકટરી વિદ્યાની બહાર ગયો છે, તેથી તેને સારો કરવાનો કોઈ પણ ઉપાય મારા હાથમાં રહ્યો નથી, પરંતુ જો તમે કરી શકો તો એક ઉપાય છે. '**પાગલ હરનાથ**' નામના એક મહાપુરૂષને હું જાણું છું. તેની કૃપાથી ઘણાં અસાધ્ય દર્દી સારા થયા છે, માટે જો તમે તેના ચરણનું શરણ ગ્રહણ કરો, અને તે કૃપા કરે તો તમારી પુત્રી બચી જવા સંભવ છે.'

"ડૅાકટર, તેઓ કયાં રહે છે ? તેને અહીં બોલાવવાનો બંદોબસ્ત તમો કરી આપો" એમ નાયડુની સ્ત્રીએ જણાવ્યું.

"તે કયાં હશે તે હું ચોકસ કહી શકતો નથી, પણ એક તાર કરી આ સબંધે પ્રાર્થના કરી શકું, એમ ડૅાકટર દેવેન્દ્રનાથે કહ્યું અને સોનામુખી ઠાકુર હરનાથને એક તાર કર્યો:–"Naidu's daughter dying. I place her at thy feet, pray save any how." (નાયડુની દીકરી મરણઘડીમાં છે. તેને તમારા ચરણકમળમાં મુકું છું. કૃપાકરી કોઈ રીતે તેનો બચાવ કરો.)

આખો દિવસ ગયો પણ તારનો જવાબ મળ્યો નહિ તેથી મને સમજાયું કે ઠાકુરનો જવાબ મળ્યો નહિ તેથી

વળી તેઓને વિચાર આવ્યો કે, ઠાકુર મહાપુરૂષ હો કે મનુષ્ય હો, પણ જેને સંખ્યાબંધ માણસો ઠાકુર કે મહાપુરૂષ માની સન્માન કરે છે, તો પછી હું આટલે સુધી આવીને પાછો જાઉં તેનાં કરતાં એકવાર ઠાકુરને પ્રણામ કરીને જાઉં તો સારૂં. ડૉકટર દેવેન્દ્રનાથ આવી રીતે વિચાર કરે છે, એટલામાં ઠાકુર હરનાથે હાથ ઉંચો કરી, ડૉકટર દેવેન્દ્રનાથને પોતાની પાસે બોલાવ્યા. દેવેન્દ્રનાથ ભીડ વચ્ચેથી રસ્તો કરીને ઠાકુર હરનાથની પાસે ગયા, અને પ્રણામ કરવાની પોતાની ઇચ્છા પૂર્ણ કરી.

ડૉકટર દેવેન્દ્રનાથને આલીંગન કરી હરનાથે કહ્યું, 'બંધુ તમારે ગર્વે હું ગર્વિણી, રૂપસી તમારે જ રૂપે.'

આ પ્રમાણે ઠાકુરની કૃપા પ્રાપ્ત કરી ધન્ય થયા પછી ડૉકટર દેવન્દ્રનાથ ઠાકુર હરનાથના અનન્ય ભક્ત થઈ રહ્યા. તેઓ ડૉકટરનો ધંધો કરતા હતા તેથી જે કોઈ અસાધ્ય દર્દી હોય, તેને હરનાથને શરણે જવાની સલાહ આપતા. ડૉકટર દેવેન્દ્રનાથે એક વખત હરનાથ હરિસભામાં આવા બનાવની જે હકીકત કહી હતી તે નીચે પ્રમાણે છેઃ—

"હું કટકમાં ડૉકટર તરીકે નોકરી કરતો હતો, ત્યારે એક કુલીનાં ઉપરી નાયડુ કન્યાનાં અસાધ્ય રોગની સારવાર કરવાનું કામ મારા અને સ્થાનીક સીવીલ સર્જનનાં હાથમાં સોંપાયું. ત્રણ મહિના સુધી તેની સારવાર કર્યા પછી તેનો રોગ અસાધ્ય છે એમ અમોએ જવાબ

આપ્યો. પરંતુ નાયડુની સ્ત્રીએ લીધી વાત છોડી નહિ, અને મારી પાસે આવી અને ચરણમાં પડી મને કહેવા લાગી કે, 'ડાક્ટર, તમે ઘણાં લોકોને જીવનદાન આપેલ છે, તો મારી પુત્રીને પણ જીવનદાન આપો. તેણીને કોઇ પણ રીતે રોગ મુક્ત કરો. હું તમને કોઇ પણ રીતે છોડીશ નહિ.' મેં કહ્યું, 'તમારી પુત્રીનો રોગ મારી ડૉકટરી વિદ્યાની બહાર ગયો છે, તેથી તેને સારો કરવાનો કોઈ પણ ઉપાય મારા હાથમાં રહ્યો નથી, પરંતુ જો તમે કરી શકો તો એક ઉપાય છે. 'પાગલ હરનાથ' નામના એક મહાપુરૂષને હું જાણું છું. તેની કૃપાથી ઘણાં અસાધ્ય દર્દો સારા થયા છે, માટે જો તમે તેના ચરણનુ શરણ ગ્રહણ કરો, અને તે કૃપા કરે તો તમારી પુત્રી બચી જવા સંભવ છે.'

"ડૉકટર, તેઓ કયાં રહે છે ? તેને અહીં બોલાવવાનો બંદોબસ્ત તમો કરી આપો" એમ નાયડુની સ્ત્રીએ જણાવ્યું.

"તે કયાં હશે તે હું ચોકસ કહી શકતો નથી, પણ એક તાર કરી આ સબંધે પ્રાર્થના કરી શકું, એમ ડૉકટર દેવેન્દ્રનાથે કહ્યું અને સોનામુખી ઠાકુર હરનાથને એક તાર કર્યો:–"Naidu's daughter dying. I place her at thy feet, pray save any how." (નાયડુની દીકરી મરણઘડીમાં છે. તેને તમારા ચરણકમળમાં મુકું છું. કૃપાકરી કોઈ રીતે તેનો બચાવ કરો.)

આખો દિવસ ગયો પણ તારનો જવાબ મળ્યો નહિ તેથી મને સમજાયું કે ઠાકુરનો જવાબ મળ્યો નહિ તેથી

નાયડુ કન્યા બચવા સંભવ નથી. રાત્રી ઝણુ ઝણુ કરતી વીતે છે. મારા બેઠકખાનાની ઘડીયાળમાં એકનો ટકોરો થયો છે, તે વખતે મારા બારણાની સાંકળ કોઈ ખખડાવવા લાગ્યુ. મને થયું કે નાયડું કન્યા મરી ગઈ હશે, તેથી તેનો જમાઈ મારી પાસે સર્ટીફીકેટ લેવા આવ્યો હશે. હું દરવાજો ખોલી બહાર આવ્યો અને નાયડુના જમાઈને મેં જોયો, પણ તેનાં મોંઢા ઉપર મેં દીલગીરીનું ચીન્હ જોયું નહિ પણ તે આનંદ સહિત હસતો હોય એમ મેં જોયું. નાયડુના જમાઈને હસતો જોઈ મને આશ્ચર્ય થયું. તેણે મારા આશ્ચર્યનું સમાધાન કર્યું. તે કહેવા લાગ્યો, કે ડૉકટર અત્યારે તમારે મારે ઘેર આવવું પડશે, કારણ કે મારી પત્નિને સ્વપ્નમાં એક બંગાળી બાબુના દર્શન થયાં છે, અને તે બંગાળી બાબુએ તેણીને થોડું જળ પીવાનું કહ્યું, અને જળ પીવાથી મારી પત્નિની તબીયત સુધારા ઉપર આવેલી દેખાય છે, માટે તમો ત્યાં આવી તેણીની તબીયત તપાસો. આ સ્વપ્નની વાત સાંભળતાં હું સમજ્યો કે સ્વપ્નમાં દર્શન આપનાર તે મારા દયામય ઠોકુર હરનાથજ હશે. હું નાયડુની સાથે તેમને ઘેર ગયો. તેની વાત સાચી હતી. જે નાયડુની કંન્યાને મેં રાત્રે જોઈને નક્કી કર્યું હતું કે તે હવે બચી શકવા સંભવ નથી, તેને બદલે તેને જીવતી જોઈને મને આશ્ચર્ય થયું. તેણીના જીવનની આશા હવે મને બંધાઈ.

હું મારા ખીસામાં હરનાથનો ફોટો લઈ ગયો હતો. મેં તે ફોટો નાયડુ કન્યાને બતાવ્યો. તેણી હાથમાં ફોટો લઈ

જોઈને કહેવા લાગી કે, "મેં સ્વપ્નામાં જોયા તે આજ છે."

મેં નાયડુને કહ્યું કે, "હવે તમે ચિંતા કરશો નહિ, તમારી કન્યાનો રોગ મટી જશે"

નાયડુએ કહ્યું, "મને પણ એમ લાગે છે, છતાં તમે ઠાકુરને અહીં બોલાવી આપો"

મેં કહ્યું, "સવારે વ્યવસ્થા કરીશું."

સવાર થઈ અને ઠાકુરનો તાર આવ્યો.

તેમાં લખેલુ હતું કે, "No anxiety. Krishna's. grace Naidu's daughter alright."

તાર વાંચી હું આનંદથી પ્રફુલ્લીત થઈ ગયો.

બીજે દિવસે ઠાકુર હરનાથ પધાર્યા. શૌચઆદી ક્રીયા કર્યા પછી, ઠાકુરે મારી સ્ત્રીને કહ્યું કે, 'મને કંઈ ખાવા આપો.' મારી સહધર્મિણીએ ઠાકુરને જળપાન કરવાનું આપ્યુ પછી ઠાકુરે મને કહ્યું કે, 'ચાલો નાયડુને ઘેર જઈએ.' ઠાકુરની સાથે હું નાયડુને ઘેર ગયો. નાયડુના ઘરની પાસે પહોંચતાં, ઠાકુરે કહ્યું કે, "છી, કેવી ખરાબ દુર્ગંધ આવે છે. ચાલ જલ્દી ઘરમાં ચાલ."

નાયડુના ઘરની બંને બાજુએ ફૂલોનો બગીચો હતો. મંદમંદ પવનની લહેરથી તે બગીચાના ફૂલોની સુગંધ ચારે બાજુ ફેલાઈ રહી હતી છતાં અહીં દુર્ગંધ આવે છે, એમ ઠાકુરે કહ્યું તેથી મેં ઠાકુરને પૂછયુ કે, "ઠાકુર, અહીં તો ફૂલોની સુગંધ આવે છે તો આમ કેમ કહો છો" ? ઠાકુર

હરનાથે જવાબ આપ્યો કે, "ના બાબા, ઘણી દુર્ગંધ આવે છે, ચાલ જલ્દી જલ્દી ચાલ."

થોડીક વાર વિચાર કર્યા પછી આમ કહેવાનું કારણ હું સમજ્યો કે નાયડુ કુલીનો ઉપરી છે તેથી તેણે જે ધન મેળવ્યું છે તે અસત્‌ભાવથી મેળવ્યું છે. એ કારણથી ઠાકુર અહીં દુર્ગંધ આવે છે તેમ કહે છે.

અમો નાયડુ કન્યા પાસે ગયા. નાયડુની કન્યા જે રૂમમાં હતી તે રૂમના દરવાજામાં ઠાકુર ગયા કે તરતજ નાયડુ કન્યા પથારીમાં બેઠી થઈ ગઈ અને તેની તૈલુંગી ભાષામાં કંઈ બોલી. તેની વ્યાકુળતા તથા ભાવ ઉપરથી હું સમજી ગયો કે સ્વપ્નમાં મને દર્શન દેનાર તેઓજ છે એમ તે બોલી હતી.

ઠાકુર હરનાથ તે બિમાર છોકરીની પાસે ગયા. તેણી તૈલુગુ ભાષામાં 'કાઉમાઉ' કરી બોલવા લાગી. તેની ભાષા હું સમજ્યો નહિ, પણ ઠાકુર સમજ્યા અને જવાબ આપ્યો કે, "મા હવે ભય નથી, તું સારી થઈ ગઈ છે." બિમાર નાયડુ કન્યા તૈલુંગી ભાષામાં બોલે છે અને ઠાકુર બંગાલી ભાષામાં જવાબ આપે છે. ઠાકુરની વાત તેણી કેમ સમજી તે હું કહી શકતો નથી, પરંતુ તે નાયડુ કન્યા ઉભી થઈ અને સોળ વર્ષની યુવતી ઠાકુરને અને મને ભેટીને શાન્તિ સુખનો અનુભવ કરતી હોય તેમ લાગી.

રોગથી હાડપીંજર બનેલી આ નાયડુ કન્યા ઉભી થઈ

જોતાં ઠાકુર હરનાથ ઊભી ગયા, અને તેને ખોળામાં લઈ આશ્વાસન આપ્યું.

'ભગવાનની પાસે ભકતને સન્માન મળતાં,' તે બોલી "બહુ ભૂખ લાગી છે, મને કંઈ ખાવા આપો"

ઠાકુરે નાયડુની પત્નિને ઈશારતથી ખાવાનું લાવવા કહ્યું. નાયડુની પત્નિએ કહ્યું કે, " અત્યારમાં તો કંઇ ખાવાનું તૈયાર થયુ નથી, જે કહો તે તૈયાર કરી આપું",ભકતે કહ્યું, 'ઘણી ભુખ લાગી છે.'

ઠાકુરે કહ્યું, 'જે તે લઈ આવો, નાયડુ પત્નિએ કહ્યું હોય કાલની વાસી રોટલી છે, બીજું કંઇ નથી."

ઠાકુરે કહ્યુ, "તે લાવો."

નાયડુ પત્નિ રોટલી લઇને આવી. આશ્ચર્ય! જે દર્દીને હું બારલીના પાણી નિવાય કંઇજ ખાવાનું આપી શકતો ન હતો, તેને ઠાકુરે આઠ–નવ વાસી રોટલી પોતાને હાથે ખવડાવી દીધી. નાયડુની આ દર્દી કન્યા રોટલી ખાધા પછી નિરોગી બની. ઠાકુર હરનાથની આવી અસીમ કરૂણા જોઈ હું તેના શ્રીચરણમાં અસંખ્ય પ્રણામ કરવા લાગ્યો.

## ૮. હરનાથ અને પોલીસ ઓફીસર

શ્રી ઠાકુર હરનાથની અપૂર્વ દીવ્યશકિતનું દર્શન કાશ્મીરમાં, રાવલપીન્ડીમાં હથરાસમાં વગેરે જેમ અનેક ભકતોને અનેક સ્થાને થયું, તેમ ઉડીયા પ્રદેશના લોકો પણ

ઠાકુર હરનાથની દીવ્ય શકિતના પ્રભાવથી મુગ્ધ થવા લાગ્યા. તેની એક અન્ય ઘટના નીચે આપવામાં આવે છેઃ–

બાલેશ્વરના જમીનદાર શ્રીયુત રાધાચરણ દાસની સાથે ઠાકુર હરનાથ બાલેશ્વરના સ્ટેશન ઉપર ઊભા હતા. સ્ટેશનની પાસે ઉડીના પોલીસ સુપરીટેન્ડેન્ટ મી. હીયામડેન સાહેબનું કવાર્ટર આવેલું હતું. પોલીસ ઓફીસર પોતાના કવાર્ટરના વરંડામાં ચિંતાતુર મુખે ફર્યા કરતા હતા. તે જોઈને ઠાકુર હરનાથે જમીનદાર રાધાચરણદાસને કહ્યું "સામે જુઓ, તે સાહેબ શું વિચારથી આમ તેમ ફર્યા કરે છે."

રાધાચરણ, " પ્રભો, હું શી રીતે જાણી શકું ? તમો અંતર્યામી છો, તમો કહો."

ઠાકુરે કહ્યું, " તે સાહેબનો પુત્ર વિલાયતમાં છે અને તેનું ઓપરેશન કરવાનો આ ટાઈમ નક્કી કરવામાં આવેલો છે. તેથી સાહેબ ટેલીગ્રામની રાહ જોતાં આમ તેમ ફર્યા કરે છે.'

રાધાચરણ બાબુ આ સાંભળી ચુપ થઈ ગયા. ત્યારપછી ફરી ઠાકુરે કહ્યું, " તમે તે સાહેબ પાસે જાવ અને ખબર આપો કે, તેઓનાં પુત્રનું ઓપરેશન દશ વાગે સફળતા પૂર્વક થઈ ગયું છે અને ચાર વાગે સાહેબને આ ખબર મળશે."

રાધાચરણબાબુ ઠાકુરના કહેવાથી તે સાહેબની પાસે ગયા, અને ઠાકુરે કહેલી બધી વાત તેઓને જણાવી.

આ બધી વાત સાંભળ્યા પછી રાધાચરણબાબુને સાહેબે પૂછયું કે, "આ બધા ખબર તમે ક્યાંથી જાણ્યા?"

રાધાચરણ બાબુએ ઠાકુર હરનાથનો પરિચય આપી તેઓએ આ ખબર જાણ્યા છે, અને મને કહેવા માટે મોકલ્યો છે, તેમ રાધાચરણબાબુએ જણાવ્યું. સાહેબે કહ્યું, "જો તમારી વાત સાચી હશે તો તમે જે ઠાકુરહરનાથને ભજો છો, તેને હું પણ ભજવા તૈયાર છું; પણ જો આ વાત ખોટી ઠરશે તો નહિ."

રાધાચરણબાબુ, "સાહેબ, વિશ્વાસ રાખો. આ વાત ખોટી ઠરશે નહિ." સાહેબ સાથે આટલી વાત કરી રાધાચરણ બાબુ પોતાને ઘેર ચાલ્યા ગયા. ચાર વાગ્યા કે સાહેબને એક તાર મળ્યો. "નિર્વિઘ્ને ઓપરેશન થઈ ગયું છે, કંઈ ચિંતા કરવા જેવું નથી." સાહેબને આ ખબર મળ્યા પછી તેઓ એક ક્ષણવારની પણ ઢીલ કર્યા વિના પોતાની પત્નીને સાથે લઈ રાધાચરણબાબુને ઘેર આવ્યા. ઠાકુરે કહેલી વાતનો પોતાને વિશ્વાસ ન આવ્યો માટે ઠાકુરના ચરણમાં પડી પોતાની ભૂલ માટે ક્ષમા માગી. આ બીના બાદ બીજા કેટલાક અંગ્રેજો પણ ઠાકુર હરનાથના ભક્તો થયા હતા.

## ૯. ચુંચુડા અને કલકત્તામાં હરનાથ

શ્રીયુત્ અટલબિહારીના અદ્ભૂત અનુભવો હિન્દુ સ્પીરીચ્યુઅલ મેગેઝીનદ્વારા પ્રગટ થવાથી દેશદેશાન્તરના લોકોમાં હરનાથનો પરિચય વધવા લાગ્યો. હરનાથના અનુરક્ત ભક્તોની સંખ્યા દિવસે દિવસે વધતી ગઇ. દેશ–વિદેશના લોકો તરફથી હરનાથ પર ઘણા પત્રો આવવા લાગ્યા.

ચુંચુડાના બાબુ નંદલાલ પાલ જેઓ ગવર્નમેન્ટના એક ઉચ્ચ અધિકારી હતા, તેઓએ આ ખબર વાંચ્યા પછી હરનાથની સાથે પત્ર વહેવાર શરૂ કર્યો. છેવટે હરનાથને ચુંચુડા લાવવા માટે તેઓ જાતે હરનાથની પાસે જમ્મુ ગયા અને ત્યાં જઈ હરનાથને પધારવા દઢ આગ્રહ કર્યો. 'ભક્તના ભગવાન' એ શાસ્રપ્રસિદ્ધ વાત છે. હરનાથ પણ ભક્ત નંદલાલપાલ મહાશયના આગ્રહને આધીન બન્યા અને રાજ્યમાંથી થોડા દિવસોને માટે રજા લઈ કાશ્મીરથી ચુંચુડા આવ્યા. આ ખબર ભાગવતચંદ્ર મિત્રે નારાયણચંદ્ર ઘોષને આપ્યા. નારાયણચંદ્ર શ્રીયુત ભાગવતચંદ્ર મિત્રના માતૃપક્ષના સગા થતા હતા. તેમણે નારાયણચંદ્રને કહ્યું કે "હું ચુંચુડા જઈશ, તમે મારી સાથે આવશો"? નારાયણચંદ્રે 'કહ્યું. હા.' ત્યારપછી એમ નક્કી થયું કે બંને જણાને સાથે જવાની સગવડ થશે નહિ, માટે જુદે જુદે વખતે બંનેએ ત્યાં જવું અને મળવુ. આ પ્રમાણે નક્કી કર્યા પછી નારાયણ-

ચંદ્ર ચુંચુડા પહોંચ્યા પણ ભાગવતચંદ્ર પહોંચી શક્યા નહતા. નારાયણચંદ્ર નંદલાલ પાલ મહાશયને ઘેર જઈ જુએ છે તો બેઠકખાનામાં ઘણાં લોકો બેઠેલા છે, પરંતુ ત્યાં કોઈ સાધુ સન્યાસીને જોયા નહિ. આથી તેઓને નવાઈ લાગી અને તેઓ ભાગવતચંદ્રના આવવાની રાહ જોતા બેઠકખાનામાં એક બાજુ બેસી રહ્યા.

ઠાકુર હરનાથે નારાયણચંદ્રને તેઓનુ નામ લઈ 'વડીલ દાદા અહીં આવો' એમ કહી પોતાની પાસે બોલાવ્યા. એક અપરિચિત વ્યક્તિને આવી રીતે પોતાને બોલાવતા સાંભળી તેઓ આશ્ચર્ય પામ્યા. તેઓ પોતાના બંધુ વર્ગમાં 'વડીલ દાદા' તરીકે જાણીતા હતા પણ એ વાતની આ અજાણ્યા માણસને શી રીતે ખબર પડી? નારાયણચંદ્ર આમ વિચાર કરે છે, એટલામાં ફરીને હરનાથ કહેવા લાગ્યા કે 'વડીલ બધું' તમો કાછારી રસ્તે આવ્યા? ઓહ, તમને કેટલુ દુઃખ થયું હશે. હાથ મોં ધોઇને જરા આરામ કરો આ સાંભળી. નારાયણચંદ્ર દિંગમૂઢ બની ગયા. ત્યારપછી તેને ખબર પડી કે તેની સાથે આ રીતે વાતચીત કરનાર તે બીજું કોઈ નહિ પણ પોતે જેના દર્શન કરવા આવ્યા હતા તે જ ઠાકુર હરનાથ હતા. આ જાણ્યા પછી તો આશ્ચર્ય થવાનુ કાંઈ કારણ રહ્યું નહિ. સાધુજનોના ઉચિત એવા વેશ કે આડંબર રહિત ઠાકુર હરનાથને જોતાં જ શ્રીયુત નારાયણચંદ્ર ઘોષ તેઓના પદતલમાં

આળોટવા લાગ્યા. ત્યાર પછી ભાગવતચંદ્ર આવ્યા, અને ઠાકુરને કલકત્તા પોતાને ઘેર લઈ જઈ ધન્ય થયા.

કલકત્તા ટાલાનિવાસી શ્રીયુત ભાગવતચંદ્ર મીત્રે ઠાકુર સાથે પત્ર વ્યવહાર શરૂ કર્યો અને તેમને પોતાના કલકત્તાના ઘરમાં ઠાકુરને પરિવાર સહિત બોલાવી સન્માન કીધું.

કલકત્તાના શ્રીયુત ભાગવતચંદ્ર મીત્રની પછી આવું સૌભાગ્ય મિડલ રોડ એન્ટલી નિવાસી ભૂતપૂર્વ 'ગૃહસ્થ' નામના માસિકના અધિપતિ શ્રીયુત રામરાખાલ ઘોષને મળ્યું. પરિણામે કલકત્તા તથા બંગાલના બીજા સાધારણ લોકોને ઠાકુર હરનાથની કૃપા પ્રાપ્ત કરવાનું સુભાગ્ય મળ્યું.

વૃંદાવનને માર્ગે હરનાથ

હરનાથ કાશ્મિરથી આવતા કે જતા શ્રી વૃંદાવનની કુંજશોભા, યમુનાનું કાળું પાણી, કદમ વૃક્ષની કાળી ઘટા, કાલીંદીનો કૃષ્ણવર્ણોવેશ, ઈત્યાદિ જોયા વિના જતા નહિ. હરનાથને સૃષ્ટિ સૌંદર્ય બહુ ગમતું હતું.

એક વખતે કલકત્તેથી કાશ્મિર જતી વખતે પોતાના કુટુંબને હરનાથે સોનામુખી મોકલી દીધું અને પોતે એકલા વૃંદાવન તરફ ગયા. હાથરસ આવતાં તેમને ઇચ્છા થઈ કે મથુરા થઈ વૃંદાવન જવું. હાથરસમાં શ્રીયુત અટલબિહારીનંદી ઉપરાંત હરનાથના ઘણા ભક્તો થયા

આળોટવા લાગ્યા. ત્યાર પછી ભાગવતચંદ્ર આવ્યા, અને ઠાકુરને કલકત્તા પોતાને ઘેર લઈ જઈ ધન્ય થયા.

કલકત્તા ટાલાનિવાસી શ્રીયુત ભાગવતચંદ્ર મીત્રે ઠાકુર સાથે પત્ર વ્યવહાર શરૂ કર્યો અને તેમને પોતાના કલકત્તાના ઘરમાં ઠાકુરને પરિવાર સહિત બોલાવી સન્માન કીધું.

કલકત્તાના શ્રીયુત ભાગવતચંદ્ર મીત્રની પછી આવું સૌભાગ્ય મિડલ રોડ એન્ટલી નિવાસી ભૂતપૂર્વ 'ગૃહસ્થ' નામના માસિકના અધિપતિ શ્રીયુત રામરાખાલ ઘોષને મળ્યુ. પરિણામે કલકત્તા તથા બંગાલના બીજા સાધારણ લોકોને ઠાકુર હરનાથની કૃપા પ્રાપ્ત કરવાનું સુભાગ્ય મળ્યુ.

વૃંદાવનને માર્ગે હરનાથ

હરનાથ કાશ્મિરથી આવતા કે જતા શ્રી વૃંદાવનની કુંજશોભા, યમુનાનું કાળું પાણી, કદમ વૃક્ષની કાળી ઘટા, કાલીંદીનો કૃષ્ણવર્ણોવેશ, ઈત્યાદિ જોયા વિના જતા નહિ. હરનાથને સૃષ્ટિ સૌંદર્ય બહુ ગમતું હતું.

એક વખતે કલકત્તેથી કાશ્મિર જતી વખતે પોતાના કુટુંબને હરનાથે સોનામુખી મોકલી દીધું અને પોતે એકલા વૃંદાવન તરફ ગયા. હાથરસ આવતાં તેમને ઇચ્છા થઈ કે મથુરા થઈ વૃંદાવન જવું. હાથરસમાં શ્રીયુત અટલબિહારીનંદી ઉપરાંત હરનાથના ઘણા ભક્તો થયા

આળોટવા લાગ્યા. ત્યાર પછી ભાગવતચંદ્ર આવ્યા, અને ઠાકુરને કલકત્તા પોતાને ઘેર લઈ જઈ ધન્ય થયા.

કલકત્તા ટાલાનિવાસી શ્રીયુત ભાગવતચંદ્ર મીત્રે ઠાકુર સાથે પત્ર વ્યવહાર શરૂ કર્યો અને તેમને પોતાના કલકત્તાના ઘરમાં ઠાકુરને પરિવાર સહિત બોલાવી સન્માન કીધું.

કલકત્તાના શ્રીયુત ભાગવતચંદ્ર મીત્રની પછી આવું સૌભાગ્ય મિડલ રોડ એન્ટલી નિવાસી ભૂતપૂર્વ 'ગૃહસ્થ' નામના માસિકના અધિપતિ શ્રીયુત રામરાખાલ ઘોષને મળ્યું. પરિણામે કલકત્તા તથા બંગાલના બીજા સાધારણ લોકોને ઠાકુર હરનાથની કૃપા પ્રાપ્ત કરવાનું સુભાગ્ય મળ્યું.

વૃંદાવનને માર્ગે હરનાથ

હરનાથ કાશ્મિરથી આવતા કે જતા શ્રી વૃંદાવનની કુંજશોભા, યમુનાનું કાળું પાણી, કદમ વૃક્ષની કાળી ઘટા, કાલીંદીનો કૃષ્ણવર્ણોવેશ, ઈત્યાદિ જોયા વિના જતા નહિ. હરનાથને સૃષ્ટિ સૌંદર્ય બહુ ગમતું હતું.

એક વખતે કલકત્તેથી કાશ્મિર જતી વખતે પોતાના કુટુંબને હરનાથે સોનામુખી મોકલી દીધું અને પોતે એકલા વૃંદાવન તરફ ગયા. હાથરસ આવતાં તેમને ઇચ્છા થઈ કે મથુરા થઈ વૃંદાવન જવું. હાથરસમાં શ્રીયુત અટલબિહારીનંદી ઉપરાંત હરનાથના ઘણા ભક્તો થયા

આળોટવા લાગ્યા. ત્યાર પછી ભાગવતચંદ્ર આવ્યા, અને ઠાકુરને કલકત્તા પોતાને ઘેર લઈ જઈ ધન્ય થયા.

કલકત્તા ટાલાનિવાસી શ્રીયુત ભાગવતચંદ્ર મીત્રે ઠાકુર સાથે પત્ર વ્યવહાર શરૂ કર્યો અને તેમને પોતાના કલકત્તાના ઘરમા ઠાકુરને પરિવાર સહિત બોલાવી સન્માન કીધુ.

કલકત્તાના શ્રીયુત ભાગવતચંદ્ર મીત્રની પછી આવું સૌભાગ્ય મિડલ રોડ એન્ટલી નિવાસી ભૂતપૂર્વ 'ગૃહસ્થ' નામના માસિકના અધિપતિ શ્રીયુત રામરાખાલ ઘોષને મળ્યુ. પરિણામે કલકત્તા તથા બંગાલના બીજા સાધારણ લોકોને ઠાકુર હરનાથની કૃપા પ્રાપ્ત કરવાનું સુભાગ્ય મળ્યુ.

વૃંદાવનને માર્ગે હરનાથ

હરનાથ કાશ્મિરથી આવતા કે જતા શ્રી વૃંદાવનની કુંજશોભા, યમુનાનું કાળું પાણી, કદમ વૃક્ષની કાળી ઘટા, કાલીંદીનો કૃષ્ણવર્ણોવેશ, ઈત્યાદિ જોયા વિના જતા નહિ. હરનાગને સૃષ્ટિ સૌંદર્ય બહુ ગમતું હતું.

એક વખતે કલકત્તેથી કાશ્મિર જતી વખતે પોતાના કુટુંબને હરનાથે સોનામુખી મોકલી દીધું અને પોતે એકલા વૃંદાવન તરફ ગયા. હાથરસ આવતાં તેમને ઇચ્છા થઈ કે મથુરા થઈ વૃંદાવન જવું. હાથરસમાં શ્રીયુત અટલબિહારીનંદી ઉપરાંત હરનાથના ઘણા ભક્તો થયા

હતા. આ બધા ભક્તોમાં હાથરસના સહકારી બુકીંગ ક્લાર્ક શ્રીયુત ક્ષીરોદકુમાર ભટ્ટાચાર્ય મહાશય પણ એક ભક્ત હતા. હરનાથ મથુરા અને વૃંદાવન જવાના છે એ જાણી તેઓએ હરનાથને કહ્યું, "હું પણ તમારી સાથે આવીશ." આ સાંભળી હરનાથ ઘણા ખુશી થયા. અને કહ્યું, "ઘણું સારૂં." શ્રીયુત ક્ષીરોદકુમાર અને હરનાથ ગયા અને ભગવાનના લીલાસ્થાનોનાં દર્શન કરી મથુરા તેઓ વૃંદાવન તરફ રવાના થયા. રસ્તો અજાણ્યો હતો. ચાલતા ચાલતા તેઓ બંને રસ્તો ભૂલ્યા અને ઘણે દૂર નીકળી ગયા છતાં વૃંદાવન દેખાયું નહિ પણ ગોવર્ધન પર્વતની નજીક આવી પહોંચ્યા હોય તેમ લાગ્યું.

હવે વૃંદાવન કયે રસ્તે થઈને જવું એનો વિચાર કરવા લાગ્યા. પણ તેઓ બંને આ પ્રદેશથી અજાણ્યા હતા. તેઓ ગોવર્ધન પર્વતની નજીકના પ્રદેશમાં આવી પહોંચ્યા છે કે કેમ તે પણ નક્કી કરી શક્યા નહિ. આપણે આ અજાણ્યે રસ્તે ચાલ્યા જઈએ છીએ અને વૃંદાવનનો માર્ગ મળતો નથી એમ વિચારી ચિંતા કરવા લાગ્યા.

હરનાથ અને ક્ષીરોદકુમાર આ પ્રમાણે વિચાર કરતા હતા એટલામાં શ્યામવર્ણ સાત આઠ વર્ષનો એક બાળક તેમની સામે આવીને ઉભો રહ્યો. બાળકના મુખ ઉપર નિર્દોષતાના ચિહ્નો ફૂટી નીકળતા દેખાયા. બાળકના શરીર ઉપર કપડું ન હતું અને પગમાં પગરખાં ન હતાં

ફક્ત જેવું તેવું કાપડ વીંટેલું હતું. ઉઘાડે પગે, કેડે કાપડ વીંટીને આ બાળક સામે આવી ઉભો રહ્યો હતો. તે બાળક ભરવાડનો છોકરો હોય એમ અનુમાન થયું. હરનાથ અને ક્ષીરોદકુમારની પાસે આવી બાળક કહેવા લાગ્યો કે "તમારે શું વૃંદાવન જવું છે? તેનો માર્ગ આ નથી. આ તો ગોવર્ધનનો રસ્તો છે. અહીંથી થોડે દૂર જતાં તમો ગોવર્ધન પહોંચી શકશો. તમે માર્ગ ભૂલી ગયા છો. વૃંદાવન જવું હોય તો આ માર્ગ છોડીને સામે માર્ગે જાવ."

આ સાંભળી હરનાથ અને ક્ષીરોદકુમાર સમજ્યા કે, આપણે આટલે બધે દૂર આવી ગયા તેથી વૃન્દાવન પહોંચી શકયા નહિ. એમ વાતો કરતા કરતા વૃન્દાવનને પંથે ચાલવા લાગ્યા. તેઓ બંને વાતો કરવા લાગ્યા કે એ બાળક કોણ હશે? આવી નાની ઉંમરના બાળકે કેમ જાણ્યું હશે કે આપણે વૃન્દાવન જવાના છીએ? તે બાળકે આપણને માર્ગ બતાવ્યો અને આપણે રસ્તો ભૂલ્યા છીએ વગેરે વાત તે બાળક શી રીતે જાણી શક્યો હશે? એ બાળક તે શું બાળક વેશે સ્વયં દયામય શ્રીકૃષ્ણ તો નહિ હોય? આપણે માર્ગ ભૂલ્યા હતા માટે કૃપા કરી સ્વયં બાળક રૂપે આવી આપણને તે રસ્તો બતાવી ગયા. આ વાત કરતાં કરતાં હરનાથનું હૃદય આનંદથી પ્રફૂલ્લીત થઈ ગયું, અને કહેવા લાગ્યા, "આવ! મારા પંથના બંધુ, તને મારી છાતી સાથે દબાવી મારૂં હૃદય શીતળ કરી

લઉં" એમ બોલતા હાથ લાંબા કરી, જાણે બાળકને પકડતા હોય તેમ દોડવા લાગ્યા. પરંતુ જોત જોતામાં બાળક તો અદ્રશ્ય થઈ ગયેલ જણાયું.

**રાવલપીન્ડીમાં મરેલાને જીવતદાન.**

વૃન્દાવન દર્શન કરીને હાથરસ થઈને હરનાથ રાવલપીન્ડી જવા નીકળ્યા. રાવલપીન્ડીમાં એક અલૌકિક ઘટના બની તે જોઈ સૌ આશ્ચર્ય પામ્યા. હરનાથ જ્યારે રાવલપીન્ડી આવતા ત્યારે થોડા દિવસ રોકાયા સિવાય તેઓ પોતાની નોકરી ઉપર જતા નહિ.

રાવલપીન્ડીમાં થોડા દિવસો રહેતા ત્યારે હરનામ સંકીર્તનથી સૌના હૃદયમાં હરિપ્રેમનો ઉન્માદ જગાડતા, અને ત્યારપછી શ્રીનગર અથવા જમ્મુ જતા હતા. ખરેખર રાવલપીન્ડી શહેર હરનાથના આવવાથી હરિનામથી ગાજી ઉઠતું હતું. હરનાથ અહીં પગમાં ઝાંઝર પહેરીને નૃત્ય પણ કરતા. હરનાથના ઝાંઝર શ્રીયુત ભાગવતચંદ્ર મિત્ર રાવલપીન્ડીથી પોતાને ઘેર લઈ ગયા છે. જેઓને તે ઝાંઝર જેવાની ઇચ્છા હોય તે ત્યાં જઈ જોઈ શકે છે. હરનાથ રાવલપીન્ડીમાં જતા ત્યારે સતત તેમની સાથે રહેનાર એક માણસ હતો.

હરનાથે તેને જોયા નહિ તેથી બીજા એક ભક્તને તે બાબતમાં પૂછ્યું. તેણે જવાબ આપ્યો કે "તેમને દમનો રોગ હતો, અને હમણાંજ તેઓ મૃત્યુ પામ્યા છે, હજુ તેમને અગ્નિદાહ કરવા લઈ ગયા નથી." આ સાંભળી હરનાથને ઘણું દુઃખ થયું અને તે માણસને કહ્યું કે, " મારી સાથે ચાલો, આપણે તેને જોઈ આવીએ ' આ માણસ જાણતો હતો કે હરનાથ આ મરનાર માણસને ખૂબજ ચાહતા હતા. એમ જાણી કંઈ પણ બોલ્યા વિના તેણે કહ્યું કે "ચાલો."

બંને જણા મરી ગયેલા માણસને ઘેર ગયા. શબનું શરીર અને મોઢું એક ચાદર વડે ઢાંકી દેવામાં આવ્યા હતાં. હરનાથે ત્યાં જઈને કહ્યું કે "આના શરીર ઉપરથી એકવાર ચાદર ખુલ્લી કરી દો."

મરનાર માણસનાં સગાંએ ચાદર ખુલ્લી કરી દીધી. હરનાથે આ મરેલા માણસ તરફ સ્નેહપૂર્વક દૃષ્ટિ કરી અને પૂછ્યું કે, 'તેણે કયારે દેહ છોડયો?' મરનાર માણસના સગાંએ કહ્યું "ચાર કલાકથી વધારે વખત થયો છે. હજુસુધી માણસો આવ્યા નથી તેથી સ્મશાને લઈ જવાની ઢીલ થઈ છે."

હરનાથે કહ્યું, "તે ઠીક થયું છે, એનું મૃત્યુ થયું નથી. દમના રોગીને ઘણીવાર આવી રીતે મૂર્છા આવી જાય છે.

અને તેથી મરેલો જણાય છે.” આટલું કહી પરમ દયામય ઠાકુર હરનાથ તે મરેલા માણસના માથા આગળ બેસી, તેના મોંઢા ઉપર ધીરે ધીરે હાથ ફેરવવા લાગ્યા. આથી થોડીક વાર પછી તે માણસના નાકમાંથી ધીમે ધીમે શ્વાસ ચાલવા લાગ્યો. પાસે ઉભેલા માણસોએ જોયું તો થોડી વાર પછી તે માણસની છાતીનો ભાગ પણ ધીમે ધીમે ચાલતો હોય તેમ દેખાયું અને ધીમે ધીમે માણસે પોતાની આંખો ઉઘાડી. હરનાથ હજુ સુધી તે મરેલા માણસનાં મોંઢા ઉપર હાથ ફેરવ્યા કરતા હતા. હવે માણસનાં મુખમાંથી અવાજ નીકળ્યો, તેણે હરનાથને જોયા અને હાથ લાંબા કરી પ્રણામ કર્યા. હરનાથે પોતાના લાડીલા ભક્તને સજીવન કર્યો.

**સ્વપ્નમાં હરનાથ**

સ્વપ્નમાં દર્શન આપી ઘણાંઓના રોગ મટાડવાની ઘટના ઠાકુરની શક્તિદ્વારા બનવા લાગી. એવી બનેલી ઘટનાનો એક પત્ર અહીં નીચે રજુ કરવામાં આવે છે. આ પત્ર લખનાર શ્રીયુક્ત સતીષચંદ્ર બન્ધોપાધ્યાય છે. તેઓ ગવર્નમેન્ટના એક ઉચ્ચ અધિકારી છે. હમણાં તેઓ કલકત્તામાં રહે છે, પણ જે વખતે આ ઘટના બની તે વખતે તેઓ સીમલામાં રહેતા હતા. તેમનો પત્ર નીચે મુજબ છે.

“સીમલામાં ક્રિમિનલ ઈન્ટેલીજન્સ વિભાગના ડાય-

રેકટર મહોદયની ઓફીસમાં હેમચંદ્ર ડે. નામના એક કર્મચારીનું બાળક થોડા વખત થયા રોગી હતું. તે બાળકને માટે તેના માતાપિતા ઘણી ચિંતા કરતા હતા. તે વખતે બાળકની માતાએ એક દિવસ રાત્રે સ્વપ્નમાં જોયું કે, એક સાધુ આવી તેમને કહે છે કે, "ચિંતા કરશો નહિ, તમારૂં બાળક સ્વસ્થ થશે." ત્યારપછી થોડા દિવસમાં તે બાળક નિરોગી થઈ ગયું. કેટલાક મહિના પછી હેમબાબુ ઠાકુર હરનાથના ફોટાવાળું "પાગલ હરનાથ" નામનું એક પુસ્તક ખરીદ કરી લાવ્યા. તે પુસ્તક ખોલ્યું અને તેમાં ઠાકુરનો ફોટો જોતાં જ તેમની સ્ત્રી બોલી ઉઠી કે, 'મેં બાળકના રોગ વખતે સ્વપ્નમાં જે સાધુને જેયા હતા તેનો જ આ ફોટો છે. આ સ્વપ્ન દર્શન થયા હતા તે પહેલાં તેણીએ ઠાકુરને કોઈ પણ વાર જેયા ન હતા તેમજ જાણતી પણ ન હતી. આનું નામ અયાચીત કરૂણા."

પતીતાનો ઉદ્ધાર

હરનાથ દ્વારે દ્વારે વણમાગ્યે પ્રેમનાં દાન આપતા હતા. મધ્ય પ્રદેશમાં એક મરાઠી બ્રાહ્મણે ઠાકુર હરનાથની આવી અહેતુકી કરૂણા મેળવીને, કુકર્મના કાદવથી ભરેલાં અધમ જીવનને દેવતાના જેવું પવિત્ર જીવન બનાવી દીધું છે. આ હકીકત નીચે પ્રમાણે છેઃ—

"આ મરાઠી બ્રાહ્મણ કલકત્તાની મેડીકલ-કોલેજમાં રહેતા હતા. મેડીકલ કોલેજમાં દાખલ થયા પછી કલ-

કત્તામાં કુસંગના દોષથી તેનું ચારિત્ર્ય ભ્રષ્ટ થઈ ગયું. મેડીકલ કોલેજની પરિક્ષા આપ્યા પછી માન ભરેલી રીતે પરિક્ષા પાસ કરીને જ્યારે તેઓએ પોતાના ડાકટરી ધંધાની શરુઆત કરી ત્યારપછી તો તેનું ચારિત્ર ભયંકર રીતે પાપમય બની ગયું. છેવટે તેમણે હાવરાની હોસ્પીટલમાં નોકરી મળી, પરંતુ હોસ્પીટલના ડાકટરોએ જાણ્યું કે તેઓના ચારિત્ર્ય ઉપર તેઓનો કાબુ રહ્યો નથી એવી વ્યક્તિને હોસ્પીટલના જોખમી કામમાં રાખવો એ ઠીક નથી આથી તેઓને હોસ્પીટલની નોકરીમાંથી છૂટા કરવામાં આવ્યા.

નોકરી છૂટી જવા છતાં તેઓના વર્તનમાં ફેરફાર થયો નહિ. દારૂ પીવાનું તેઓએ પ્રથમની પેઠે જ ચાલુ રાખ્યું. એક દિવસે ઘણો દારૂ પીધેલો હોવાથી તેના નશામાં ને નશામાં કોણ જાણે કેવી રીતે હાવરાથી એટોયા સ્ટેશને જઇ પહોંચ્યા. જ્યારે તે એટોયા સ્ટેશને ઉતર્યા ત્યારે તેના હાથમાં દારૂની બાટલી હતી. પીઠ પાછળથી હાથ પકડી કોઇએ તેઓને કહ્યું કે, 'હે ભાઈ, આ બાટલી મારા હાથમાં આપી દે.'

આ સાંભળી તેઓ ગુસ્સે થયા, પણ બાટલી માંગનાર માણસ 'ના છોડ બંદા' હતા. આ બાટલી લઈને નાછોડ બંદા એક્કામાં બેસી આગળ ચાલી જતા જોયા.

દારૂની બાટલીનો અધિકારી આ બધું ટગરમગર

આંખથી જોઈ રહ્યો. થોડીવાર પછી તેને ભાન આવ્યું ત્યારે તે વિચારવા લાગ્યો કે, "મારા હાથમાંથી બાટલી માગનાર કોણ હશે? મારા હાથમાંથી દારૂની બાટલી લઈને જનાર માણસ કોણ હશે? એ તો મારા કોઈ સ્નેહી સંબંધી નથી. છતાં પણ તેઓ મારૂં હીત કરવા કેમ આવ્યા હશે? ખરેખર આ બનાવમાં કંઈ ગુપ્ત રહસ્ય રહેલું હોય તેમ મને લાગે છે." તે માણસ એક્કાની પાછળ પાછળ દોડ્યો. એક્કામાં બેઠેલ માણસને આ દારૂડીયાની આવી અવસ્થા જોઇને દયા આવી એક્કો ઉભો રખાવ્યો અને તે દારૂડીયાને તે એક્કામાં બેસાડી દીધો.

આ એક્કામાં બેઠેલ કોણ હતા, તેની ઓળખાણ વાંચકોને આપવાની જરૂર નહિ રહે. યુગે યુગે પતિતોનો ઉદ્ધાર કરવાનું કામ જેનું છે તેજ આ ઠાકુર હરનાથ પોતે હતા. હરનાથના સંગ સુખથી આ બ્રાહ્મણ ધન્ય થયો. જે વખતે આ ઘટના બની તે વખતે આ માણસ અવિવાહીત હતો. ઠાકુર હરનાથનો સંગ થયા પછી તેના મનની વૃત્તિ સંપૂર્ણપણે પલટાઇ ગઈ અને તેણે જીવનપર્યંત પરસ્ત્રી તરફ દૃષ્ટિ ન કરવાની પ્રતિજ્ઞા લીધી અને દારૂના વ્યસનમાંથી મુક્તિ મેળવી શુદ્ધ જીવન ગાળવા લાગ્યા. સત્સંગનો મહિમા અપાર છે, તેની કોણ ના કહી શકશે?

ઠાકુર હરનાથે બ્રાહ્મણ કુટુંબમાં જન્મ લીધો હતો,

પરંતુ તેઓ જાતિભેદમાં માનતા ન હતા. ઠાકુર હરનાથની પાસે હીન્દુ અને મુસલમાન વચ્ચેનો જાતિભેદ રહેતો જ નહિ. એક પ્રખ્યાત ડૉકટરે પોતાના ભાષણમાં એક પ્રસંગે આ સંબંધમાં નીચે પ્રમાણે કહેલું છેઃ—

"એક દિવસે હું અને ઠાકુર એક સાથે ફરવા ગયા. કેટલેક દૂર ગયા પછી ઠાકુર એક વ્યક્તિના ઘરમાં દાખલ થયા. તે ઘર બીન હિન્દુ સબરજીષ્ટ્રારનું હતું. ઠાકુર ઘરમાં દાખલ થઈ, દીવાનખાનામાં ગયા. સબરજીષ્ટ્રારની પત્નિએ ઠાકુરને જોતાં જ આનંદસહિત પ્રણામ કર્યો. ત્યારપછી તેણીએ કહ્યુ, "બાબા, કંઈ પ્રસાદ લેશો?"

"આ વાતચીત સાંભળતા જ હું તો એક મોટી ચિંતામાં પડી ગયો, કે ઠાકુર કંઈ અયોગ્ય તો નહિ કરી બેસેને?

"જે મેં ધાર્યું હતું તેજ બન્યું. સબરજીષ્ટ્રારની પત્નિની વાત સાંભળી દયામય ઠાકુરે પૂછયું કે, "ખાવાનું શું છે? જે હોય તે લાવો." સબરજીષ્ટ્રારની પત્નિ કટોરામાં ખાવાનું લાવી ઠાકુરની સામે મૂકયું. ઠાકુરે તેનો સ્પર્શ કરી કહ્યું કે તમે સૌ આ પ્રસાદ ચાખો. સૌએ સ્પર્શ કરેલો પ્રસાદ ખાધો અને કૃતાર્થ થયા.

"ઠાકુર જ્યારે અહીં આવતા ત્યારે હું લાંબો વખત તેમની સાથે જ રહેતો. એક દિવસ ઠાકુરે મારા જુના ઓળખીતા ડૉકટરનું નામ લઈ મને કહ્યું કે તેઓ આવ્યા

છે અને હરિસભામાં આવશે ત્યારે તમે તેને મળજો. ઠાકુરે જે મારા જુના ઓળખીતા ડૉકટર બંધુની વાત કહી, તે મારી સાથે ભણેલા હતા. તેઓ જ્યારે કલકત્તા મેડીકલ કોલેજમાં ભણતા હતા ત્યારે હું પણ તેની સાથે એક જ વર્ગમાં ભણતો હતો.

"અમો સાથે ભણતા હતા ત્યારથી જ હું તેઓને જાણતો હતો કે તેઓનાં આચારવિચાર સારા ન હતા. જ્યારથી તેઓ નોકરી કરવા લાગ્યા ત્યારથી તો તેઓની રહેણી-કરણી વધારે ખરાબ થઈ ગઈ. તે વખતે તેઓ દારૂના નશામાં ચકચૂર થતા શું બોલે છે, શું કરે છે, તેનું તેઓને કંઈજ ભાન રહેતું નહિ. કોઈવાર પહેરણ ફેંકી દેતા, કોઈવાર પહેરણ પહેરી રાખતા, કોઈવાર એક પગમાં પગરખું પહેરતા તો કોઈવાર પહેરતા જ નહિ. આવી તેમની અવસ્થા હતી. આવા ભણેલાગણેલા માણસમાં આવી ખરાબ દારૂની નશામાં સભ્યતા જેવું રહેતું નહિ. આવી અવસ્થા જોઈ મને દુઃખ થતું.

"આ ડૉકટર બંધુ અહીં આવવાના છે એ વાત ઠાકુર હરનાથના મુખેથી સાંભળી તેમને મળવાની મને જીજ્ઞાસા થઈ: તેઓ મેડીકલ કોલેજમાં ભણતા ત્યારે ઘણી-વાર મારા સ્નેહીને ઘેર ગાયન ગાઈ સૌને આનંદ આપતા તે હું જાણતો હતો. પણ તેઓને હરિનામ લેતાં મેં કોઈ-વાર સાંભળ્યા ન હતા. આથી તેઓ હરિસભામાં આવ્યા

છે તે સાંભળી મને ઘણી જ નવાઇ લાગી. તેઓને મળવાની મને તીવ્ર ઇચ્છા થઇ અને મેં ઠાકુરને પૂછયું, “હું જઈને તેને જોઇ આવું ?”

“હું હરિસભામાં ગયો. ત્યાં અનેક લોકોને કીર્તન કરતા મેં જોયા. તેમાં મારા જુના ડૅાકટર બંધુ પણ ઢોલક વગાડતા હતા એ મેં જોયું. તેઓ ભાવપૂર્વક ઢોલક વગાડતા હતા અને કીર્તન ઘણા જ એકાગ્ર પ્રેમોન્મત્ત મહાપુરૂષ બની ગયેલા મને લાગ્યા. હું જલ્દી તેમને ઓળખી શકયો નહિ.

“હું તેઓની પાસે જઈને બેઠો. જે ભજન ચાલતું હતું તે પુરૂ થતાં તેઓએ ઢોલક વગાડવાનું બંધ કર્યું. મેં ડૅાકટર બંધુને ખૂબ ધીમેથી પૂછયું, “આવા કયારથી બદલાઈ ગયા ?” તેણે કહ્યું, “ભાઈ, ખરેખર હું મહાપાપી હતો. પણ પતિત પાવન તમારા ઠાકુર હરનાથની પરમ દયા વડે હું નવજીવન મેળવવા ભાગ્યશાળી થયો છું.” આટલું કહી તેણે પોતાની આત્મકથા મને કહી.*

**નાગપુરના આશુતોષ ગુપ્તને અનુભવ.**

ઇ. સ. ૧૯૨૧માં ઠાકુરના પરમ ભક્ત શ્રીયુત આશુતોષ

* આપણા શાસ્ત્રોમાં સતસંગને મહિમા મોટો ગણ્યો છે તેનું કારણ સંતોના નીર્મળ ચારિત્ર્યની છાપ જનસમાજમાં સચોટ પડે છે ને જીવનને બદલાવી નાંખે છે.

ગુપ્તે નીચે પ્રમાણે પત્ર લખી વાત જણાવી છેઃ—

ઇ. સ. ૧૯૨૧ની આઠમી નવેમ્બર મંગળવારને દિવસે ઠાકુર (મુંબઈ જતાં) નાગપુર સ્ટેશને આવ્યા. તે દિવસે તેમને રસ્તામાં નાસ્તામાટે થોડી પુરી તૈયાર કરવા માટે મારા સહધર્મીણીએ લોટ બાંધ્યો પણ ટ્રેઈન આવવાનો વખત થઈ ગયો હતો અને બાંધેલા લોટની બધી પુરી તૈયાર ન હતી. (શ્રદ્ધાળુ તુલસી બાબુની કન્યા રાણી પુરી વણી આપે છે, અને ગોપાલની મા તળે છે. પરંતુ ગાડીનો વખત થઈ જવાથી બાકીનો પુરીને વધેલો મેંદો રસોડામાં મૂકી દરવાજા બંધ કરી અમો સ્ટેશને ગયા. આથી અમારા બંનેનાં મનમાં દુઃખ થવા લાગ્યું કે સઘળી પુરી તળી શકયા નહિ. જેટલી પુરી તૈયાર થઈ હતી તેટલી ઠાકુરને ટ્રેઇનમાં આપી અને પાછા અમો ઘેર આવ્યા. ઘેર આવીને રસોડામાં જઇને જોયું તો પુરીનો બાંધેલો બાકીનો મેંદો જે અમો થાળમાં ઢાંકીને ગયા હતા તેમાંથી ઓછો થયેલો જણાયો, પણ તેમાં કોઈએ હાથ લગાડયો હોય તેવું કંઇ ચિન્હ જોવામાં આવ્યું નહિ. નારાયણદાદાને તથા તુલસીબાબુને રાણી તરફથી આ વાત જાણવામાં આવી.

નારાયણદાદાએ કહ્યું કે આપણા મનનું દુઃખ દૂર કરવા માટે ઠાકુરે આટામાંથી પુરી બનાવી લીધી લાગે છે. આ અદ્ભૂત લીલા તેની **અપાર દયાનું** દર્શન છે.

તા. ૨૩મી નવેમ્બર ૧૯૨૧ બુધવારને દિવસે

ઠાકુરે નાગપુરમાં પધારી ચરણરજથી પવિત્ર કર્યો. તા. ૨૩–૨૪ બે દિવસ નાગપુરમાં રહીને તેઓ તા. ૨૫મી એ શ્રીધામ સોનામુખી **રવાના થયા.**

તા. ૨૫ નવેમ્બરની સવારની ગાડીમાં ઠાકુરને રવાના કર્યા પછી અમો ઘેર આવ્યા. અમારે ઘેર જે વાસણમાં ચાવલ રાખવામાં આવતા. તેમાં થોડા ચાવલ બાકી રહ્યો હતો. તે જોઈ ગોપાલની માએ કહ્યું કે, "ગોપાલને માટે થોડા ચાવલ લાવવા પડશે કારણ કે આટલા ચાવલ પુરા થશે નહિ. ત્યાર પછી થોડી વારે આ ચાવલનું વાસણ ઉઘાડી જોયું તો આખો દિવસ અમોને ચાલી શકે તેટલા ચાવલથી વાસણ ભરાઈ ગયેલું દેખાયું.

આમાંથી ગોપાલને માટે ભોગ તૈયાર કરવામાં આવ્યો. અને તેમાંથી અમોએ પ્રસાદ લીધો. તુલસીબાબુને ઘેર થોડો મોકલવામાં આવ્યો અને નારાણદાદા માટે પણ તેમાંથી રાખવામાં આવ્યો. નારાયણદાદાએ રાત્રે તેમાંથી પ્રસાદ લીધો અને બાકીનો પોતાને ઘેર લઈ ગયા.

તા. ૨૭ નવેમ્બરની રાત્રે હું તુલસીબાબુ તથા નારાયણદાદા સાથે બેસી કૃષ્ણ કથા કરતો હતો. ઉપર બનેલી ઘટનાની વાત તથા ગોપાલની દયાની વાત અમે કરતા હતા. પુરીથી મોડી રાત્રે સમુદ્રને કીનારેથી સુલલીત મધુર સંકી-

ર્તનનો અવાજ મેં સાંભળ્યો. આ વાતો ચાલતી હતી તે વખતે ગોપાલના મંદીરના એક ખૂણામાં એક ઢોલ પડેલો હતો તેમાંથી બે અવાજ સંભળાયા. ઢોલ કપડાંથી બાંધેલો હતો. સમય રાત્રીના ક. ૧૦–૧૧ મીનીટનો હતો. આ અવાજ સાંભળી તુલસીબાબુ આનંદથી કહેવા લાગ્યા કે આ અવાજ થવાની પહેલાં હું મનમાં વિચાર કરતો હતો કે, 'હું કેવો દુર્ભાગી છું' કે ગોપાલ મને કોઈ દિવસ કંઇ આશ્ચર્ય બતાવતા નથી. આવો વિચાર તેના મનમાં ચાલતો હતો તેજ વખતે આ ઢોલમાંથી અવાજ તેઓએ સાભળ્યો. ધન્ય ગોપાલને, ધન્ય મને અને ધન્ય તુલસીબાબુને. ધન્ય પ્રભો તમારી અહેતુકી કૃપાને!

આવી આશ્ચર્યકારક ઘટનાઓ ઠાકુર હરનાથ જેના ઉપર કૃપા કરીને બતાવે છે તેજ જોવાને ભાગ્યશાળી થાય છે. સહુના ભાગ્યમાં આવી દૈવી ઘટના જોવાનું લખેલું હોતું નથી.

ઈ. સ. ૧૯૨૫ના એપ્રીલ માસમાં મુંબઈથી ઠાકુર ધામ સોનામુખી જતી વખતે એક બીજી આશ્ચર્યકારક ઘટના બનેલી છે. તે નાગપુરવાસી ભક્તપ્રવર આશુતોષ સેન ગુપ્તે ઠાકુરને પત્ર દ્વારા લખી જણાવી હતી જેનો થોડો ભાગ નીચે પ્રમાણે છેઃ—

"બાબા, તમારાંજ આદેશથી તમારાજ હુકમથી તે દિવસે બોમ્બે મેઈલ નાગપુર સ્ટેશને અઢી કલાક મોડો

આવવા છતાં સ્ટેશનની ઘડીયાલમાં અર્ધો કલાક મોડો બતાવ્યો હતો. વળી તમારા જ હુકમથી બોમ્બે મેઈલ કલકત્તા નહિ જતાં સીધો બાંકુડા ચાલ્યો ગયો.

વાંચકોને આથી સ્પષ્ટ થશે કે, કોઈપણ કારણથી બોમ્બે મેઈલ નાગપુર સ્ટેશને અઢી કલાક મોડો પહોંચ્યો હતો. શ્રીયુત આશુતોષ સેન જણાવે છે કે આ મેઈલ અઢી કલાક મોડો થયેલ હોવા છતાં સ્ટેશનની ઘડીયાળમાં અર્ધા કલાકથી વધારે મોડો કોઈને દેખાયો ન હતો. જેઓ હરનાથની સાથે જુદે જુદે ઠેકાણે મુસાફરી કરે છે તેઓને માટે આવી ઘટના આશ્ચર્યકારક નથી. પ્રસંગોપાત અમો બીજી એક બે ઘટનાઓ નીચે લખીએ છીએઃ–

"એકવાર પશ્ચિમમાંથી ઠાકુર સ્ટેશને આવ્યા ત્યારે ગાડી ઉપડવાનો વખત થઈ ગયો હતો અને તેમને વિદાય દેવા માટે ઘણાં ભક્તો સ્ટેશને આવેલાં હતાં. ટ્રેન ઉપડવાની તૈયારીમાં હતી તે વખતે એક મુસલમાન ત્યાં આવ્યો અને ગભરાટથી કહેવા લાગ્યો કે, "મારી પત્નિને ઠાકુરના શ્રી ચરણના દર્શન કરવાનો લાભ મળ્યો નથી અને તેણીને દર્શન કરવાની ઘણી ઇચ્છા છે." દયાલુ ઠાકુરે જવાબ આપ્યો કે, "બાબા તેણીને અહીં લાવો" મુસલમાન ગૃહસ્થે કહ્યું કે, 'ટ્રેન ઉપડવાનો વખત થયો છે તો શી રીતે તેડી લાવું' ઠાકુરે કહ્યું કે–"કંઇ હરકત નહિ, તેડી લાવો" મુસલમાન ગૃહસ્થ ત્યાંથી ઘેર ગયા, અને આ તરફ ટ્રેન

ઉપડવાનો સમય થતાં ઘંટા વાગ્યા અને એન્જીને સીટી વગાડી, પણ ગાડી ચાલીજ નહિ. ડ્રાઈવરે ચલાવવા માટે પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ ગયો. ટ્રેન નહિ ચાલવાનું કારણ કોઈ સમજી શકયા નહિ.

મુસલમાન ગૃહસ્થ પોતાની પત્નિને લઇને આવ્યા, તેને એક કલાક ઉપર વખત લાગ્યો હતો. તેમની પત્નિએ આવી ઠાકુરના શ્રીચરણે દંડવત્ પ્રણામ કર્યા. ત્યાર પછી આપો આપ ટ્રેન ઉપડી. સઘળાં સ્થંભિત થઈ ગયા. આ ઘટનાનું શું રહસ્ય છે તે કોણ જાણી શકે?"

"વળી એકવાર ઠાકુર પશ્ચિમ તરફથી સોનામુખી આવતા હતા. રીઝર્વ્ડ ડબ્બામાં કેટલાક ભક્તો પણ સાથે હતા. સ્ટેશન ઉપર એક હીન્દુસ્તાની બ્રાહ્મણ જગા નહિ મળવાથી આમ તેમ દોડા દોડી કરી રહેલ હતો. ગાડી ઉપડવાની તૈયારીમાં હતી. તે વખતે ઠાકુરે તે બ્રાહ્મણને જોઇને કહ્યું કે, "આવ, અમારી સાથે બેસીજા." ઠાકુરનાં રીઝર્વ્ડ ડબ્બાંમાં તે બ્રાહ્મણને બેસાડયા પછી તે નિશ્ચિંત થયો.

ત્યાર પછી ઠાકુરની સાથે જે નાસ્તો હતો તે ઠાકુરની સાથે ખાવાની ભક્તો તૈયારી કરવા લાગ્યા. સૌને નાસ્તો આપ્યા પછી જે હીન્દુસ્તાની બ્રાહ્મણને આ ડબ્બામાં બેસાડવામાં આવ્યો હતો તેને પણ નાસ્તો આપવા લાગ્યા. તે

બ્રાહ્મણે કહ્યું કે "નાહ્યા વિના હું જમતો નથી." ઠાકુરે કહ્યું, "બહુ સારૂ."

થોડીવાર પછી ચાલતી ટ્રેન રસ્તામાં એક ઠેકાણે ઉભી રહી ગઇ. તે ઠેકાણે સ્ટેશન ન હતું તેમ લાઇન કલીયર ન હોવાનું પણ કંઇ કારણ ન હતું. છતાં મધ્ય રસ્તામાં ટ્રેન ઉભી રહી ગઇ. ઠાકુરના ડબ્બામાં જે બ્રાહ્મણ બેઠો હતો તેને ઠાકુરે કહ્યું કે "જાવ, સામે નજીક તળાવ દેખાય છે તેમાં સ્નાન કરી આવો."

તે બ્રાહ્મણની પાસે કેટલાક મણીમુક્તાની પોટલી હતી તેથી તેણે વિચાર કર્યો કે "હું સ્નાન કરવા જાઉં અને મારી આ પોટલી ગુમ થાય તો શું કરૂં," એવા વિચારથી તેણે ઠાકુરને કહ્યું કે, "ના, હું જઇશ નહિ. ગાડી કંઈ મારા માટે અહીં વધારે ઉભી નહિ રહે" ઠાકુરે કહ્યું, ના, "તમે જ્યાં સુધી સ્નાન કરીને નહિ આવો ત્યાં સુધી ગાંડીઉપડશે નહિં, તેમ તમારી પોટલીમાં જે મણીમુક્તા છે તે તેમને તેમ રહેશે. અમો ચોરી લઇશું નહિ માટે તમે જાવ, અને સ્નાન કરી આવો."

સર્વનાશ! આ પોટલીમાં મણીમુકતા છે તે પોટલી ઉપર લખેલું નથી, છતાં આ વ્યક્તિએ શાથી જાણ્યું હશે! આ વ્યક્તિ નક્કી ચોર છે, એમ વિચાર કરી હિન્દુસ્તાનીએ સ્નાન કરવા જવાની સાફ ના પાડી.

ઠાકુરે જોયુ કે આ માણસને બીક લાગે છે તેથી તેની બીક મટે નહિ ત્યાંસુધી તે ગાડીમાંથી ઉતરી નહાવા જશે નહિ. તેથી ઠાકુરે તે હિન્દુસ્તાનીનો હાથ ઝાલી કહ્યુ કે, "ચાલ, હું તારી સાથે આવું છું. તુ સ્નાન કરી લે, એટલે આપણે સાથે પાછા આવી જશું." આટલુ કહી ઠાકુરે તેને નીચે ઉતાર્યો અને સ્નાન કરાવી પાછા સાથે લાવ્યા. તેણે સ્નાન કર્યા પછી ઠાકુરે આપેલો નાસ્તો ખાધો અને બીજી ક્ષણે ટ્રેન ઉપડી."

આવી રીતે ટ્રેન ઉભી રહી જવી, મોડી થવી, વગેરે બનાવો ઠાકુરનાં સહવાસમાં જેઓ આવેલા છે તેઓને ઘણી વખત જોવા મળે છે. આ સિવાય મુંબઈ મેઈલ બાંકુડા તરફ ચાલ્યા જવાની વાત આશુતોષ સેનની લખેલી છે. મુંબઈ મેઇલ ખડગપુર થઇ કલકત્તા જાય છે, પરંતુ તે દિવસે સીની અને ખડગપુર વચ્ચે લાઇનમાં કંઈ ગડબડ હોવાથી ખડગપુરની લાઇન છોડી પુરૂલીયા રસ્તે મેઈલ ટ્રેનને બાંકુડા થઈ કલકત્તા લઈ જવામાં આવી હતી.

**કટકના રાવેન્સા કોલેજના હેડમાસ્તર શ્રીયુત ઉપેન્દ્રનારાયણ ગુપ્તનો અનુભવઃ—**

"આ વાત ઘણાં વખત પહેલાંની છે. જ્યારે મેં 'પાગલ ઠાકુર'ના પ્રથમ દર્શન કર્યાં તે પહેલાં મારા

સ્વર્ગવાસી બંધુ રાધાચરણદાસને ઘેર 'પાગલ ઠાકુર' સંબંધે મેં થોડી ઘણી વાત સાંભળેલી હતી. ઠાકુર હરનાથની વાતો સાંભળ્યા પછી મને તેમનાં દર્શન કરવાની ઇચ્છા થઈ. પરંતુ મારી ઇચ્છા મારા બંધુ રાધાચરણ બાબુને મેં જણાવી નહતી. મારી ઇચ્છા હૃદયમાં ગુપ્ત રાખી હતી પણ ઠાકુર પાસે તે ગુપ્ત રહી શકી નહિ."

"જ્યારે હું બાલેશ્વર જીલ્લાની શાળામાં આચાર્ય હતો, ત્યારે કોઈ સાધુસંત આવે અથવા ક્યાંક આવેલા છે એવા ખબર મળે કે તેમનાં દર્શન કરવા જવાનો મારો સ્વભાવ હતો. સ્વર્ગવાસી રાધાચરણદાસ બાલેશ્વરના એક કીર્તિવાન જમીનદાર હતા. સંસારીક કે સામાજીક સંબંધને લીધે મારી તેની સાથે મિત્રતા નહતી. હરનાથની ઇચ્છાથીજ અમે સ્નેહની સાંકળથી બંધાયા હતા. એક વાર રાધાચરણ બાબુની દયાથી હું હરનાથનાં દર્શન કરવા ભાગ્યશાળી થયો. ઠાકુર બાલેશ્વરમાં જેટલા દિવસ રહ્યા તેટલા દિવસ હું તેમની પાસે જતો અને સાથે રહેતો. ભોજનને વખતે ઠાકુર મને કદી પણ ભૂલતા નહિ. પ્રસાદ આપતી વખતે પણ ભૂલતા નહિ. ઠાકુરની કથાવાર્તા સાંભળીને મારો પ્રેમ વૃદ્ધિ પામ્યો અને હું તેમનામાં મુગ્ધ બની ગયો. આગ શાથી બન્યું તેનો વિચાર કરવાની પણ મારામાં શક્તિ

નથી. જ્યારે ઠાકુર બાલેશ્વરમાં આવતા ત્યારે કેટલાક લોકો તેમનાં દર્શનનો કે સહવાસનો લાભ લેતા નહિ. પણ તેમને વિષે વિવિધ જાતની વાતો કર્યા કરતા. આવી ચર્ચા કરનાર લોકો ઘણી વાર મારી પાસે આવતાં અને પ્રશ્નો પૂછી તેમને વિષે જાણવા પ્રયત્ન કરતા અને કોઈ કોઈ વખતે મારી ઇચ્છા નહિ હોવા છતાં આ લોકો મને ખેંચી તાણીને પોતાની વચ્ચે લઈ જતા. હું કંઈ બોલતો નહિ. કારણ વિના મારા અનુભવનો પરિચય આપવો એ ઠીક નહિ એમ સમજી તેઓને હુ કંઈ પણ જવાબ આપતો નહિ."

"બચપણથી જ મને વૈષ્ણવ ધર્મ ઉપર પ્રીતિ હતી. પરંતુ વૈષ્ણવોની રહેણી કરણી જોઇને મને દુ:ખ થતું. શ્રીકૃષ્ણની વાતો કરતાં મારા મનમાં આનંદ થતો, પણ રાધાતત્ત્વ સમજી નહિ શકવાથી પ્રચલિત વૈષ્ણવ ધર્મનો હું કોઇ કોઈ વખતે કટાક્ષ કરતો. એક વખત મારા સ્વર્ગવાસી પિતાએ મને દિક્ષા આપવાની ઈચ્છા જણાવી. હું જાણતો હતો કે તે વખતે તેઓ શક્તિમાર્ગી ન હતા. તેઓએ ઘણી વાર મને દિક્ષા લેવાને કહ્યું તેથી મેં કહ્યું, કે જો મને દિક્ષા આપવી હોય તો કૃષ્ણમંત્રની દિક્ષા આપો. તે સિવાય બીજો કોઈ મંત્ર હું લઇશ નહિ. આ પ્રમાણે મેં મારા પિતાશ્રીને કહ્યું, ત્યારે તેઓએ જણાવ્યુ કે, "બાબા, શ્રીગુરૂ કંઇ સામાન્ય મનુષ્ય નથી. તેઓ તો તેને યોગ્ય લાગે તે જ મંત્ર આપે. તને ગુરૂદેવ ઉપર શ્રદ્ધા

નથી એમ મને લાગે છે. શ્રીભગવાન ગુરૂરૂપે દિક્ષા આપે છે એવી તું ગુરૂ ઉપર શ્રદ્ધા રાખ તો તારી કૃષ્ણમંત્રની જે ઇચ્છા છે તે પૂર્ણ કરશે." આ પ્રમાણે મારા પિતાશ્રી સાથે વાતચીત થતી પણ સંસારિક ઉપાધિઓને લીધે ગુરૂ પાસે દિક્ષા લેવાનું મારાથી બન્યું નહિ અને જ્યારે આજે દિક્ષા લેવાનો સમય આવ્યો ત્યારે મારા પૂ. પિતાશ્રી પરલોક વાસ કરી ગયા હતા."

"હું આજ દિવસ સુધી શ્રીગૌરાંગની વાત કંઇ જાણતો ન હતો. હું એટલું સમજતો કે કેટલાક ગૌડ વૈષ્ણવોએ તેઓને અવતાર બનાવી દીધા છે. જો કે મારા પિતા વૈષ્ણવ બન્યા હતા પણ અમો પ્રથમ શક્તિમાર્ગી હોવાથી અમારા સગાસંબંધી પણ શક્તિમાર્ગી હતા અને તેજ પ્રમાણે અમારા આચારવિચાર ઘડાયેલા હતા. શક્તિમાર્ગના સમાજમાં હું ઉછરેલો હોવાથી શ્રીગૌરાંગ તરફ અજ્ઞાનતાથી મારી શ્રદ્ધા હતી જ નહિ. આજે મારી એ અજ્ઞાનતાનો વિચાર કરૂં છું તો મને દુઃખ થાય છે અને મારી જાત તરફ તિરસ્કાર છૂટે છે "संसर्गजा दोषागुणा भवन्ति" મને ધિક્કાર છે કે આવા સંસર્ગના દોષથી પ્રેમી પ્રભુને ઓળખી શક્યો ન હતો."

"ઘણા વખત પહેલાં શ્રીજગદીશબાબુ તરફથી પ્રસિદ્ધ થયેલા શ્રીમન્‌મહાપ્રભુનું જીવનચરિત્ર મારા વાંચવામાં આવ્યું તથા શ્રીયુક્ત ગીરીશચંદ્ર ઘોષ તરફથી 'નીમાઈ

સંન્યાસ' નામનુ રચેલુ નાટક મારા વાંચવામાં આવ્યુ. ત્યારથી નવદ્વીપના ઠાકુર સંબંધે વધારે જાણવાની મને ઇચ્છા થઇ. બાલેશ્વરના પુસ્તકાલયમાંથી શ્રી અમીયનિમાઈ ચરિત્ર લાવી હું વાંચવા લાગ્યો."

"હજુ સુધી વૈષ્ણવતત્ત્વ એ શું છે તે હું સમજી શક્યો ન હતો. 'નામ' એ શી વસ્તુ છે તે તો હું કંઈ પણ જાણતો ન હતો. તેમ નામમાં મને વિશ્વાસ પણ ન હતો અંગ્રેજ કવિના કહેવા પ્રમાણે "What is there in a name." મારા મને બુદ્ધિ ઉપર અધિકાર જમાવ્યો હતો. ધ્યાન નહિ, સમાધિ પણ નહિ, આસન પણ નહિ, એટલું જ નહિ પણ વૈષ્ણવો નામ સ્મરણ કરે છે એ પણ એક મહાન આત્મ ઠગાઈ છે એમ હું માનતો હતો. વખતો વખત હું આવા વિચારો કરતો હતો પરંતુ મારી મુંઝવણનો કંઇ અંત આવ્યો નહિ. સમયના વહેણમાં મારૂ હૃદય ઘણાં જ વહેમથી ભરાઇ ગયુ હતું."

"ઉપર પ્રમાણેની મારી અવસ્થા હતી તે વખતે "પાગલ ઠાકુર"નાં મને દર્શન થયાં. એ ઠાકુર નામ લેતા નથી પણ નામની પ્રશંસા કરતા હતા, મેં આવું જોયુ, છતાં મારા જીવનનો જે ગંભીર પ્રશ્ન અને મહાસંદેહ હતો તે મેં ઠાકુરને જણાવ્યો નહિ.-મારા મનમાં હતું કે કોઈ વખતે મારા હૃદયમાં તેઓ પ્રકાશ પાડશે."

"ઠાકુરને ઓળખવા માટે ખોટા તર્ક વિતર્ક કરવાનું કે ઠાકુરના આચારવિચાર અને ઉચ્ચારનું તર્કવિતર્કદ્વારા અનુમાન કરી મનસ્વી ચિત્ર ચિતરવાનો હું પ્રયત્ન કરતો નહિ. મારી ધારણા એવી હતી કે પ્રકાશ થશે તો અંધકાર દૂર થશે. સ્વચ્છ કાચમાંથી પ્રકાશ આપોઆપ બહાર આવશે. કોઈને પણ કહેવાની જરૂર પડશે નહિ. આવી ધારણાને વશ થઈ હું હમેશાં ઠાકુરનો સંગ કરતો. પ્રથમ જીવનચરિત્રો વાંચવાની મને ટેવ હતી પરંતુ શ્રીગૌરાંગનું ચરિત્ર વાંચ્યા પછી બીજા જીવનચરિત્રો વાંચવાનું મેં છોડી દીધું. આવા નિશ્કલંક પૂર્ણચંદ્રને છોડી બીજે કયાં ગૌરવ ઉત્કર્ષ અને આનંદ મેળવી શકાય?

"શ્રીગૌરનું ચરિત્ર મને મધુર લાગતું હતું પણ ધર્મ સંબંધે મેં વિચાર કર્યો ન હતો. ધર્મ શું, સાધન શું, અને મારૂં કર્તવ્ય શું, તે માટે મેં એકપણ દિવસ વિચાર કર્યો ન હતો. છેવટે જ્યારે હું ઠાકુરના સહવાસમાં આવ્યો ત્યારે બંધુ મિત્રો સાથે ધર્મચર્ચા થતી સાંભળી અને ધર્મ સંબંધી વિચાર કરવા મને પ્રેરણા થઈ, ધર્મ શું, અને મારો ધર્મ શું, હું કયા ધર્મનો અનુયાયી છું, ઇત્યાદી પ્રશ્નો મારા મનમાં ઉઠવા લાગ્યાં. મેં જાણ્યું કે હિન્દુ ધર્મ એ મહાસાગર છે. હિન્દુઓની ધર્મ પરની જીજ્ઞાસા અને ધર્મ પીપાસા પૂર્ણ કરવાને માટે શ્રીભગવાને અનંત ભંડારથી સૃષ્ટિ ભરી છે. આ ભંડાર જગતમાં અખૂટ છે. આ

ભંડારમાં અનેક અમૂલ્ય દ્રવ્યો ભરેલાં છે, પરંતુ જો ભૂખ ન હોય તો તે તરફ કોણ દ્રષ્ટિપાત કરે ? ક્ષુધાર્તુઓ માટે પૌષ્ટિક પદાર્થો ઘણાં છે, પરંતુ તેની સાથે હજમ કરવાની શક્તિની જરૂર છે. દુકાળીયાની પેઠે ખાવાથી અપચો થઈ પડે છે."

"ધર્મ પ્રત્યે જીજ્ઞાસા થવાથી સાધન સામગ્રી તરફ દ્રષ્ટિ પડે છે. મેં જોયું કે વૈષ્ણવ ધર્મનાં મૂળમાં મુખ્ય શ્રદ્ધાની જરૂર છે. પરંતુ અમારામાં એવો વિશ્વાસ ક્યાં હતો. જો શ્રીભગવાનમાં સાચો વિશ્વાસ એટલે તેનાં અવતારમાં દ્રઢ વિશ્વાસ થાય તો તે મનુષ્યને ભગવાન સિવાય કોઇ રહેતું નથી. ભગવાનમાં જેને વિશ્વાસ થાય છે તેઓને તેઓ અભયદાન આપે છે. અર્થાત અનંત શક્તિશાળી ભગવાન પરમ દયાળુ છે અને તેનાં જ્ઞાન અને શક્તિ પણ અસીમ છે તેવી જ તેની દયા પણ અસીમ છે. આવો દ્રઢ વિશ્વાસ ખરેખર જે મનુષ્યના હ્રદયમાં થાય તો તે મનુષ્યના ભય તાપ ઇત્યાદી આકાશ પુષ્પની પેઠે અદૃષ્ય થઈ જાય. હવે આવો દ્રઢ વિશ્વાસ શી રીતે ઉત્પન્ન થાય તે પ્રશ્ન રહે છે. આ પ્રશ્નનું સમાધાન કરવું એજ માનવજીવનનો ઉદ્દેશ છે, એજ સાધન છે, અને એજ સિદ્ધિ છે."

"ભગવાનમાં આવો અચલ વિશ્વાસ કરવો એજ જીવોના જીવનનો ઉદ્દેશ છે, સર્વ સુખશાન્તિ પ્રાપ્ત કરવાનો મૂળ આધાર એજ છે. જો આવા વિશ્વાસ સિવાય

પૂર્ણતૃપ્તિ કરનાર બીજી કોઈ વસ્તુજ નથી, તો આવો અચલ વિશ્વાસ શી રીતે મેળવી શકાય? જો બુદ્ધિપૂર્વક આવો વિશ્વાસ મેળવવામાં આવે તો તે લાંબો સમય ટકી શકતો નથી. કારણ કે પ્રત્યેક વાદની સામે પ્રતિવાદ હોય છે. પ્રત્યેક યુક્તિની સામે પ્રતિયુક્તિ હોય છે, તેથી તેનું ખંડન કરવામાં આવે છે. આવા ખંડન મંડનાત્મક જ્ઞાન મેળવ્યા પછી હૃદય બોલી ઉઠે છે કે, સનાતન સત્યની પ્રાપ્તિ સિવાય જે જે જ્ઞાન બુદ્ધિ કે યુક્તિથી સ્થાપન કરવાની ચેષ્ટા કરવામાં આવે છે, તે મતિભ્રમનો પશુશ્રમ થઇ પડે છે."

"આવા પ્રકારના અનેક વિચારો ઉપર મેં ઘણી બુદ્ધિ દોડાવી જોઈ, પણ હાય, મારૂં દુર્ભાગ્ય કે મને સાચો વિશ્વાસ થયો નહિ. આથી વ્યાકુળ થઈને હું સાધુ સંગને શોધવા લાગ્યો. તેવામાં ઠાકુર અહીં પધાર્યા, અને મનમાં અને મનમાં તેઓનો શરણાગત થઈ દર્શન કરવા ગયો પણ મારા મોંઢામાંથી એકપણ અક્ષર નીકળી શકયો નહિ."

"સત્યને માટે જો કે હું આટલો વ્યાકુલ હતો પરંતુ તે વખતે મને કોઈ પૂછે કે,–"તમને ભગવાનમાં વિશ્વાસ છે કે"? તો તેનાં જવાબમાં હું કહું કે,–"નક્કી વિશ્વાસ છે." આ કહેવું એ બાહ્ય વિશ્વાસ છે પણ અંતરનો વિશ્વાસ તો જુદો છે. બંનેમાં આકાશ પાતાળ જેટલો ભેદ છે. જેમ એક માણસ બીજા માણસને પૂછે કે,–"કેમ

છો?" ત્યારે સામો માણસ જવાબમાં કહે છે કે,–"ઠીક છે." પરંતુ ખરેખરી રીતે વિચાર કરી જોતાં તો જણાય છે કે, જીભથી ઠીક છે એમ કહ્યું, પણ મનમાં જે ચિંતા ફીકર છે, તે તો જરાપણ ઓછી થતી નથી."

"આવી રીતે મારામાં બાહ્ય વિશ્વાસ હતો અને એ વિશ્વાસની ભ્રાન્તિમાં મને એમ લાગતું કે, હું ઈશ્વરનો વિશ્વાસી છું, પરંતુ મારા મનમાં તેથી તૃપ્તિ થઈ નહિ. કારણ કે મારામાં ભય અશાન્તિ વગેરે સઘળાં અવિશ્વાસના લક્ષણો વિદ્યમાન હતા. મારી આવી સ્થિતી હોવાથી હું હંમેશાં નીરાશ રહેતો હતો."

"મારી આવી અશાન્ત અવસ્થા ચાલતી હતી તેજ વખતે હું "પાગલ ઠાકુર" ને શરણ થયો. બોલું બોલું એમ મનમાં થયા કરે પણ મારાથી બોલી શકાય નહિ. એક દિવસ તો હીંમતથી મેં પ્રતિજ્ઞા કરી કે, આજે તો લાજ શરમ અને ભય મૂકીને કંઈક પાગલ હરનાથને પુછું. મારા સૌભાગ્યથી શ્રી ઠાકુર રાધાચરણ બાબુને ઘેર આવેલા હતા. સાંજની વખતે ઠાકુર તેમનાં બગીચામાં કોઈ કોઈવાર ફરતાં પરંતુ ઠાકુરની સાથે ઘણાં લોકો તે વખતે રહેતા તેથી મને વાત કરવાનો વખત મળતો નહિ. એક દિવસ મારા સુભાગ્યથી તેઓને એકલાં ફરતાં મેં જોયાં. જોતાંજ મારો પ્રાણ આનંદથી પ્રફુલીત થઈ ગયો. હું ઉતાવળે ઉતાવળે તેમની પાસે ગયો. પરંતુ હાય,

મારૂં દુર્ભાગ્ય કે, મારે જે પૂછવાનું હતું તે બધું હું ભૂલી ગયો. મારા મનમાં અને મનમાં શરમ થઈ, અને તેથી મારૂં હૃદય શોકથી ભરાઈ ગયું. બુદ્ધિ લોપ થઈ ગઈ, માથું ફરવા લાગ્યું. હું ઠાકુરની પાસે બેસી ગયો. મેં તેઓને કંઈ પૂછયું કે નહિ તે મને યાદ નથી. તો પણ હું કહી શકું છું કે હું મોઢામાંથી એક પણ શબ્દ બોલ્યો ન હતો, એમ મને યાદ છે. બીજી ક્ષણે જોઉં છું તો ઠાકુરને મેં બોલતા સાંભળ્યા કે,—"બાબા, નામ સિવાય બીજું કંઈ નથી, નિરંતર કૃષ્ણ નામ જપ્યા કરો." આ સાંભળતાંજ મારૂં હૃદય આનંદથી પ્રફુલ્લીત થઈ ગયું. સર્વ શરીર કંપવા લાગ્યું, અનેક જન્મો ભૂલથી રઝળ્યો એ વાત મારી સ્મૃતિમાં તાજી થઈ. ઠાકુરનો જે સૂર મેં સાંભળ્યો તે સર્વ કરતાં મધુર અને સુપરિચિત મને લાગ્યો. જે મધુર સૂર બહુ સમય થયા સાંભળ્યો ન હતો અને જે સાંભળવાને પ્રાણ તલપી રહ્યો હતો તે મધુર સૂર સાંભળતા મારા હૃદયની વીણા વાગવા લાગી, અને મારા તપ્ત પ્રાણમાં સ્વર્ગની અમૃતધારા વર્ષવા લાગી. મારી આ લેખણમાં એવી શક્તિ નથી કે જે વડે આ અનુભવનું વર્ણન હું કરી શકું. બસ કહેવાનું કહી દીધું, અને વાણી વિરામ પામી ગઈ."

"આ પહેલાં હું કહી ગયો છું કે, નામનો મહિમા શાસ્ત્રોમાં ઘણો લખેલો છે, અને વૈષ્ણવોના આચરણમાં

છો?" ત્યારે સામો માણસ જવાબમાં કહે છે કે,-"ઠીક છે." પરંતુ ખરેખરી રીતે વિચાર કરી જોતાં તો જણાય છે કે, જીભથી ઠીક છે એમ કહ્યું, પણ મનમાં જે ચિંતા ફીકર છે, તે તો જરાપણ ઓછી થતી નથી."

"આવી રીતે મારામાં બાહ્ય વિશ્વાસ હતો અને એ વિશ્વાસની ભ્રાન્તિમાં મને એમ લાગતું કે, હું ઈશ્વરનો વિશ્વાસી છું, પરંતુ મારા મનમાં તેથી તૃપ્તિ થઈ નહિ. કારણ કે મારામાં ભય અશાન્તિ વગેરે સઘળાં અવિશ્વાસના લક્ષણો વિદ્યમાન હતા. મારી આવી સ્થિતી હોવાથી હું હંમેશાં નીરાશ રહેતો હતો."

"મારી આવી અશાન્ત અવસ્થા ચાલતી હતી તેજ વખતે હું "પાગલ ઠાકુર" ને શરણ થયો. બોલું બોલું એમ મનમાં થયા કરે પણ મારાથી બોલી શકાય નહિ. એક દિવસ તો હીંમતથી મેં પ્રતિજ્ઞા કરી કે, આજે તો લાજ શરમ અને ભય મૂકીને કંઈક પાગલ હરનાથ પૂછું. મારા સૌભાગ્યથી શ્રી ઠાકુર રાધાચરણ બા ઘેર આવેલા હતા. સાંજની વખતે ઠાકુર તેમનાં બગી કોઈ કોઈવાર ફરતાં પરંતુ ઠાકુરની સાથે ઘણાં લો વખતે રહેતા તેથી મને વાત કરવાનો વખ નહિ. એક દિવસ મારા સુભાગ્યથી તેઓને મેં જોયાં. જોતાંજ મારો પ્રાણ આનંદથી ગયો. હું ઉતાવળે ઉતાવળે તેમની પાસે ગ

"આ વાત ઘણી સૂક્ષ્મ છે, સ્થુલ બુદ્ધિથી બહાર છે. એટલા માટે તો અમારા પાગલ આટલા પાગલ અને ઉન્મત્ત રહે છે. પાગલ હરનાથનો એકે પત્ર એવો નથી, કે જેની અંદર આ વાત ન હોય. એવું એક પણ સ્નેહનું પાત્ર નથી કે જેઓને આ વાત ન કહેલી હોય. જેઓ કૃપાપાત્ર છે તેઓએ આ વાત સાંભળી છે, અને આચરી છે, અને જેઓ મારા જેવા હતભાગી છે, તેઓએ એક કાનેથી સાંભળી બીજે કાને કાઢી નાંખી છે."

"ઠાકુરની ઘણી વાતો સાંભળી, ઘણાં અદ્દભૂત કાર્યો જોયા, પરંતુ તેમાં આપણે સમજ્યા શું? અને જો કંઇ પણ સમજ્યા હોઇએ તો તે પ્રમાણે આપણે શું આચરીએ છીએ? આપણે કંઇ પણ આચારમાં મૂકયા સિવાય તેની પાસે આપણે જઇએ તો શું તેઓ હાંકી કાઢે છે? ના, તેઓ સમજે છે બધું, પણ બોલતા નથી જરાએ. શા માટે બોલતા નથી? કારણકે તેમની અપાર દયા છે, અને ઘણી કરૂણા છે. અપાર કરૂણામય હોવાથી તેઓ કંઈ પણ બોલતા નથી. એવા શાન્ત છે અને એવા અદોષદર્શી છે કે જેનાં

પણ મેં જોયો છે તથાપિ મારો નામમાં વિશ્વાસ ન હતોઃ ધ્યાન, ધારણા અને શ્રદ્ધા સિવાય કેવળમાત્ર નામ જપ્યા કરવાથી કંઈ પણ કાર્ય સિદ્ધ થાય છે, તે વાત હું કલ્પના માત્ર છે એમ પહેલાં માનતો હતો પરંતુ પાગલ ઠાકુરની વાત સાંભળતા મારી આંખનાં પડળ ખુલી ગયા. પરિણામે વૈષ્ણવ ગ્રંથો તરફ મારી શ્રદ્ધા વધવા લાગી, અને મને સમજાવા લાગ્યુ, કે, તે ગ્રંથોમાં જે જે લખેલું છે, તે હેતુપૂર્વક અર્થ સહિત ઉદ્દેશ પૂર્ણ રીતે લખાયુ છે. આપણે યુક્તિ સુક્તિ કહીએ છીએ, પણ તેનો વિચાર કરવાની જરાપણ શકિત તો આપણામાં છે નહિ. આ વસ્તુ વિચાર કે બુદ્ધિથી સંપૂર્ણપણે પ્રાપ્ત કરી શકાતી નથી. તેમાં પ્રવેશ કરવાની શક્તિ આપણામાં હોવી જોઇએ. હું જે વસ્તુને બહુ મહત્વની સમજું છું, તેને બીજો માણસ હસવા જેવી ગણે છે. વળી હું જે વસ્તુને હૃદયનું અમૂલ્ય ધન સમજી સંચય કરૂં છું, તે અમૂલ્ય ધન બીજા માણસને મન નકામા જેવું છે. માપ કરવાનો ગજ સૌનો સરખો હોતો નથી. માને ખોળે બેઠેલા બાલકને જેમ માતા ચાહે છે, તેમ પ્રભુનાં શરણે ગયેલાને પ્રભુ ચાહે છે. માના સ્નેહમાં અને પ્રભુનાં પ્રેમમાં બહારથી વધારે તફાવત જણાતો નથી. પણ બંનેનો અંતર અનુભવ જુદો જુદો હોય છે. એક સ્વપ્ન જેવું છે જ્યારે બીજું જાગૃત સત્ય જેવું છે."

"આ વાત ઘણી સૂક્ષ્મ છે, સ્થુલ બુદ્ધિથી બહાર છે. એટલા માટે તો અમારા પાગલ આટલા પાગલ અને ઉન્મત્ત રહે છે. પાગલ હરનાથનો એકે પત્ર એવો નથી, કે જેની અંદર આ વાત ન હોય. એવું એક પણ સ્નેહનું પાત્ર નથી કે જેઓને આ વાત ન કહેલી હોય. જેઓ કૃપાપાત્ર છે તેઓએ આ વાત સાંભળી છે, અને આચરી છે, અને જેઓ મારા જેવા હતભાગી છે, તેઓએ એક કાનેથી સાંભળી બીજે કાને કાઢી નાખી છે."

"ઠાકુરની ઘણી વાતો સાંભળી, ઘણાં અદ્ભૂત કાર્યો જોયા, પરંતુ તેમાં આપણે સમજ્યા શું? અને જો કંઇ પણ સમજ્યા હોઇએ તો તે પ્રમાણે આપણે શું આચરીએ છીએ? આપણે કંઇ પણ આચારમાં મૂકયા સિવાય તેની પાસે આપણે જઇએ તો શું તેઓ હાંકી કાઢે છે? ના, તેઓ સમજે છે બધું, પણ બોલતા નથી જરાએ. શા માટે બોલતા નથી? કારણકે તેમની અપાર દયા છે, અને ઘણી કરૂણા છે. અપાર કરૂણામય હોવાથી તેઓ કંઈ પણ બોલતા નથી. એવા શાન્ત છે અને એવા અદોષદર્શી છે કે જેનાં જેવા ગુણ બીજે કયાંય દેખાતા નથી. ઠાકુરનાં સંગમાં આપણે હંમેશા જોઇએ છીએ કે, મનુષ્યને જે હીતકર છે, તે યુક્તિથી કહેવામાં આવે કે સ્થાપન કરવામાં આવે, તો તે સમજવાની શકિત નથી, કે આચરવાનું સામર્થ્ય નથી, અને સાંભળવાની ઇચ્છા નથી. તેથી જો મનુષ્યોનું

હીત કરવું હોય તો મનોહર બનીને કરી શકાય છે. ગમે તેવું દુર્લભ તત્ત્વ હોય કે ગમે તેટલું હીતકારી તત્ત્વ હોય, પણ આ યુગમાં જો તે મનોહર ન હોય તો મનુષ્યો ગ્રહણ કરશે નહિ. 'સત્ય' અને 'શિવ' કહી બોલવાથી આ જમાનામાં ચાલી શકતું નથી, પણ તેને 'સુંદર' બનાવી દેખાડવાથી મનુષ્યોનુ હીત કરી શકાય છે. આવા હેતુથી 'પાગલ ઠાકુર' ની વિશિષ્ટતા દેખાઈ આવે છે. ઉત્તમ તત્ત્વને પણ ઔષધની પેઠે ગળી જવાની શકિત અત્યારના કલીવશ મનુષ્યોમાં નથી એ જાણી 'ઠાકુર' તે ઉત્તમ તત્ત્વને કડવું કહી ગળાવતા નથી પણ ભૂતકાળનાં વૈદોની પેઠે તેને મીઠી મધુરી વાણી દ્વારા અને મધુર વહેવાર દ્વારા મનોહર બનાવી સામા મનુષ્યનું હીત કરે છે."

"પાગલ ઠાકુર"ના જેવો સ્નેહ કોણ કરી શકે? તેઓનું હૃદય પ્રેમથી પરિપૂર્ણ છે એમ મને લાગે છે. અહોહા! એ સ્નેહ પર હું પ્રાણ પાથરી દઉં એમ થયા કરે છે. તેઓની સાથે રહેવાનું જેઓને સૌભાગ્ય મળ્યું છે, તેઓ સમજી શકયા છે કે 'ઠાકુર' સૌના આત્મબંધુ જગબંધુ છે. ઠાકુરનાં સ્નેહની સરખામણી માતાનાં પ્રેમની સાથે કંઈક થઇ શકે છે. તેઓની અનંત દયાનો આભાસ ફક્ત પિતાની પાસે જોઈ શકાય છે. તેની શુભેચ્છા અને હીતચિંતકતા સદ્‌ગુરૂની પાસે જ દેખાય છે. ઠાકુરની પાસેં

નાનામોટાનો ભેદ નથી. ગરીબ અને ધનવાનનો ભેદ નથી, પંડીત કે અજ્ઞાનીનો ભેદ નથી, પણ કેવળ અભેદભાવ અને સમાનભાવ જ છે. ઠાકુરની પાસે સઘળું વિધિનિષેધની બહાર છે. તેઓનો પ્રચારિત ધર્મ વિશ્વની માનવ જાતિના માનવ તત્વની ઉપર રચાયેલો છે. ઠાકુરની પાસે જતાં મનુષ્ય સ્વતંત્રપણે વર્તી શકે છે, તેથી તેમની પાસે સૌને આનંદ થાય છે. ઠાકુરની પાસે આવનાર વ્યક્તિને ઠાકુરની મહત્તાનો સાચો આભાસ દેખાય છે અને ઈશ્વરદત્ત શક્તિ તેને મળે છે, અને તેથી તે મનુષ્ય દિવસો દિવસ આધ્યાત્મિક ઉન્નતિ કરી શકે છે."

શ્રીયુત્ રાજા ક્ષીતીન્દ્રદેવ રાયનો અનુભવઃ—

"હુગલી જીલ્લાના ખાંસબેડીયા ગામમાં મારા પૂર્વ પુરૂષોની કીર્તિ આજસુધી વિદ્યમાન રહી છે, તેનું કારણ શ્રીહંસેશ્વરી દેવીની કીર્તિને લઇને છે. ઘણાં દૂરદૂરનાં અનેક મનુષ્યો આ હંસેશ્વરી દેવીના દર્શન માટે અહીં આવ્યા કરે છે. ઠાકુરની ઉંમર અઢી વર્ષની હતી ત્યારે તેમનાં માતાજી ભગવતીદેવી પુત્ર હરનાથને લઈ અહીંયા હંસેશ્વરી દેવીનાં દર્શને આવેલા હતા. આ વખતે હંસેશ્વરી દેવીની સામે અઢી વર્ષના બાળક હરનાથે તે દેવીનું માહાત્મ્ય એવી રીતે ગાઈ સંભળાવ્યું હતું કે, જે સાંભળીને સઘળાં લોકો આશ્ચર્ય પામી ગયા હતા. 'હું

જ્યારે ઉંમરલાયક થયો ત્યારે આ અદ્ભુત ચમત્કારની વાત મે અનેક માણસોને મોઢેથી સાભળી હતી ”

“સાધુસન્યાસીના દર્શન કરવા એ મારો સ્વભાવ હતો તથા સાધુસન્યાસીની વાત સાભળુ કે હુ તેઓના દર્શન કરવા જતો આવી રીતે એક વખત ઠાકુર હરનાથની મહિમાની વાત મે સાભળી ત્યારે તેઓના દર્શન કર્યા વિના હુ રહી શક્યો નહિ હુ ઠાકુરના દર્શન કરવા ગયો, અને તેમના દર્શન કરવાની સાથે મારા પ્રાણમા અદ્ભુત શાન્તિ આવી ગઈ જેનુ વર્ણન હુ જીભથી કરી શકતો નથી. ઉત્તરોત્તર હુ તેમનો વધારે સહવાસી થતો ગયો અને તેથી હુ જાણી શક્યો કે મારા જીવનનો સઘળો ભાર તે પરમ દયામય ઠાકુરે લઈ લીધો છે ઠાકુર જ્યારે જ્યારે કલકત્તા આવતા ત્યારે હુ તેઓના શ્રીચરણના દર્શનનો લાભ લેવા જતો. તેઓને હુ મારા પ્રાણધન કરી શક્યો છુ કે નહિ તે હુ જાણતો નથી, પરન્તુ તેઓ મને પોતાનો નીજજન કરી શક્યા છે, એવો અનુભવ મને થવા લાગ્યા ”

“ઠાકુરના સગ સહવાસથી તેઓએ મારા દરેક કામમા મને કટલી મદદ કરી છે, તે બધી વાતો હુ અહીયા કહતો નથી, કારણ કે તે ઘટનાઓ અતિ ગુપ્તમા ગુપ્ત છે હજુ તે પ્રકાશ કરવાનો વખત આવ્યો નથી, તોપણ હુ કહી શકુ છુ કે, તેઓની કૃપાથી જે વખતે

મેં જે જે ઇચ્છા કરી છે તે સઘળી ઇચ્છાઓ દયામય ઠાકુરે પૂર્ણ કરી છે."

"એકવાર મને ઇચ્છા થઈ કે, ઠાકુરને ઘણા ભક્તો ઘણી રીતે સજાવે છે, પણ મેં તો કોઇ દિવસ ઠાકુરને માટે કંઈ જ કર્યું નથી. તેથી આજે હું એક ધોતી જોટો ખરીદી ઠાકુરને પહેરાવીશ. મારા મનમાં આવી ઇચ્છા ઉત્પન્ન થઈ ત્યારે બાર વાગ્યા હતા. હું એક દુકાને ગયો. મેં એક ધોતીયું ઠાકુર માટે ખરીદ્યું. તે ધોતીયું મેં જેવી ઇચ્છા કરી હતી તેવી જ કીનારનું મળ્યું. ધોતીયું તો મળ્યું, પરંતુ મનમાં વિચાર આવ્યો કે એક વાગવાનો સમય થઇ ગયો છે. ઠાકુરે સ્નાન કરી લીધું હશે, છતાંપણ હું ઠાકુર સ્નેહમય સરતદાદાને ત્યાં ઉતર્યા હતા ત્યાં ગયો. મને મનમાં થયું કે, આજ તો ઠાકુરે સ્નાન કરી લીધું હશે અને કાલે સ્નાન કર્યા પછી તે ધોતીયું ઠાકુરને પહેરાવે એમ સરતદાદાને કહી દઇશ. એમ વિચાર કરતાં હું તેમને ત્યાં પહોંચ્યો. જતાં જ મેં જોયું કે, સરતદાદા ઉદાસ ચહેરે સીડીનાં પગથીયાં ઉતરતા હતા. મારા હાથમાંનું નવું ધોતીયું જોતાં તેઓના ચહેરાની ઉદાસીનતા એકદમ ચાલી ગઈ, અને તેઓ આનંદથી મને કહેવા લાગ્યા કે, "દાદા, તમારા હાથમાં આ ધોતીયું છે એ મને આપશો કે? આજે ઠાકુરને નવું ધોતીયું મારે પહેરાવવું છે અને તે લેવા માટે મેં નોકરને અહીંથી મોકલ્યો છે

પણ ઠાકુરે સ્નાન કરી લીધું તો પણ તે નોકર આવ્યો નથી માટે તમે તે આપો."

"મને મનમા ને મનમાં વિચાર આવ્યો કે, ધન્ય મારા દયામય ઠાકુર, તમે ભક્તોની ઇચ્છા કેવી રીતે પૂર્ણ કરો છો તે કોણ જાણી શકે!" આવો વિચાર કરતા કરતા મેં સરતદાદાના હાથમાં ઠાકુરને પહેરાવવા લાવેલું ધોતીયુ આપ્યુ અને કહ્યું કે, "દાદા, લ્યો આ હું ઠાકુરને માટેજ લાવ્યો છું. સરતદાદા હસતે મુખે લઈ ગયા, અને ઠાકુરને પહેરાવ્યુ."

"ઠાકુરનાં પૌત્રી સ્નેહમયી મુષ્માસુંદરી (મેનકુ).ના શુભ લગ્ન પ્રસંગે મને બોલાવ્યો અને જણાવ્યુ કે, બાબા, તમે સોનામુખી આવો ત્યારે તમારી મોટર પણ લેતા આવશો. ઠાકુરના આદેશ પ્રમાણે મોટર મોકલવા હું તૈયાર થયો. પણ તેજ દિવસે મારા ડ્રાઈવરને રક્તામાશયનો રોગ થયો. હું નીરૂપાય થયો અને વિચાર કર્યો કે પ્રભુની આજ્ઞા પાલન કરી શકાશે નહિ, પણ પ્રભુ ઇચ્છાથી ડ્રાઈવર અણધારી રીતે સારો થઈ ગયો, અને મોટર મોકલી આપી. આ સિવાય એક બીજી મોટર આસનસોલથી સોનામુખી ગઈ હતી, પણ તેનું મશીન બગડી જવાથી તે કામમાં આવી નહિ, પણ પ્રભુ ઇચ્છાથી મારી મોટર જ કામમાં આવી. ઉપરની ઘટના જે લખી છે તે તો સાધારણ ઘટના છે. મારા ઉપર ઠાકુરની કેટલી કૃપા છે, તે બીજા અનેક

કાર્યોમાં હું જોઈ રહ્યો છું પણ તે અત્યારે કહી શકું તેમ નથી. આવો પ્રેમ, આવો સ્નેહ બીજે ક્યાંય મળવા સંભવ નથી. ઠાકુર આવા ઉજ્જ્વળ પ્રેમની પતાકા લઈ અમારી સામે ઉપસ્થિત થયા છે. "બાબા, નામ કર, અને સઘળાંઓને આવી રીતે ચાહતા શીખ: પ્રેમના બદલાની ઈચ્છા રાખ્યા વિના નિષ્કામ પણે સહુના ઉપર સ્નેહ કર" આ અમારા ઠાકુરની શિક્ષા છે. આ અમૂલ્ય શિક્ષાનો અનુભવ થવા છતાં હું આચારમાં ઉતારી શકતો નથી. પરંતુ દયામય ઠાકુરનાં સબંધમાં આવ્યા પછી મને સૌ ચાહે છે. એ હું નિઃસંશય પણે કહી શકું છુ. પ્રભુ! "મને એવી સદ્બુદ્ધિ આપો કે હું સર્વસ્વ ભૂલી તમારા શ્રી ચરણ કમળમાં ચિત્ત જોડી તમારૂં મધુમય નામ રટીને ધન્ય થાઉં. હે પ્રેમ અવતાર ઠાકુર હરનાથ મારી આ અભિલાષા પૂર્ણ કરો." પ્રભુ હરનાથની દીવ્યશક્તિનાં અનુભવો અખૂટ છે. અનુભવ મહાસાગરના ઉપલા બિન્દુરૂપી અનુભવો આપી અમે વીરમીએ છીએ!!

# પ્રકરણ ૩૭મું.

## ભૂતલપરથી ઠાકુર હરનાથના સ્થૂલ દેહનું પ્રયાણ.

પોતાનો માનવદેહ છોડવાની વાતો ઠાકુર હરનાથ ભક્તલોકોને બે અથવા વધુ વર્ષ થયાં કર્યા કરતાં હતા. ઈ.સ. ૧૯૨૫ ના શ્રીજગન્નાથ પુરીમાં હીરક જન્મમહોત્સવ પ્રસંગે આ વાત જનતાને પોતાના સંદેશામાં જણાવી હતી.

તેઓએ રાયથી તે રંકસુધીના દરેક ધર્મ, જાતી તથા વર્ગના મનુષ્યોને પ્રભુ નામ સ્મરણની મહત્વતા બતાવી અપૂર્વ વિશ્વ પ્રેમ જાગૃત કરવા પોતાના શારીરીક સુખને ન ગણકારતાં હજારો માઈલો મુસાફરી કરી અનેક સંસારી જીવનો સંસાર સુખમય કર્યો અને તેમના દુઃખો પોતે સ્વીકારી તેમને તેનાથી મુક્ત કરી દૈવીસુખ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બનાવ્યા. જુદાજુદા જીવોનું સંગઠન કરવા તેઓએ પોતાની ઉત્તર અવસ્થામાં સૌને મોજશોખ કરાવી આનંદમાં રાખી શ્રીવૃંદાવનના ગોપાલનો ભાવ તેમનામાં ઉતાર્યો. ઠાકુરશ્રીના જન્મ ઉત્સવમાં જેઓએ પોતાની હોજરી આપી છે

તેઓને ખાત્રી થઈ છે કે ઠાકુરશ્રીના સંસર્ગમાં રહેવાથી દુનિયાદારીની જંજાળોમાંથી મન કૃષ્ણ પ્રેમમાં સહેલાઈથી પરોવાય છે. હજારો માઇલની ચાલુ મુસાફરીથી તેમની પ્રકૃતિ લથડી હતી પરંતુ ભક્તોના પ્રેમાળ સ્વભાવને લઈને તેઓ પોતાના દેહ ઉપર અદ્દભુત કાબુરાખી સૌને રાજી રાખતા.

ઠાકુરના મનમાં તોફાન જાગ્યું. તેમને દુનિયા પ્રત્યે અરૂચિ ઉત્પન્ન થઈ. છેલ્લા દશ વર્ષથી તેઓએ પોતાના જાત સુખ અને સગવડતાની પરવા કર્યા વગર ભારતભૂમીની લાંબી મુસાફરીઓ કરી જનતાના મન ઉપર શ્રીકૃષ્ણ પ્રત્યે અનુપમ પ્રેમ અને જીવ દયાની વાતો ઠસાવી. પરંતુ જનતાનો મોટો ભાગ શ્રીકૃષ્ણનો પ્રેમ અને દયાની વાતો બાજુ રાખી પોતાના દુઃખો દૂર કરવા હરહંમેશ તેમને વિનંતી કર્યા કરતા!!

ઠાકુરના કેટલાક કહેવાતા મિત્રો અને સંબંધીઓ તેમની વિશ્વ ખ્યાતિની ઇર્ષ્યા કરવા લાગ્યા. તેઓ તેમને પોતાના ઉન્નતિ માર્ગમાં એક કંટક રૂપે ગણવા લાગ્યા અને તેઓની કીર્તિ કલંકિત કરવા તેઓના વિરોધ પક્ષ સાથે જોડાઇ તેમનું વ્યક્તિત્વ ભૂતળ પરથી દૂર કરવા અનેક પ્રયાસો કરતા હતાં. તેઓના કેટલાક અંતરંગ ભક્તોને આ વાતની જાણ થતાં તેઓએ ઠાકુરને આ વાત કહી પરંતુ તે વાતને તેઓએ હસી કાઢી.

ઇ. સ. ૧૯૨૬ના એપ્રિલ માસમાં ઇસ્ટર પ્રસંગે મિદનાપુર જીલ્લાના રાધાનગરમાં હરનાથ આશ્રમનો વાર્ષિક ઉત્સવ ત્યાંના ભક્ત લોકોએ ઉજવ્યો અને ત્યાંના ભક્તોના ભાવભીના આગ્રહને વશ થઈ અસ્વસ્થ પ્રકૃતિ છતાં ઠાકુર તે પ્રસંગે ત્યાં પધાર્યા.

આ સમયે મદ્રાસ પ્રાંતના વૈષ્ણવ લોકોમાં એક દઢ માન્યતા પ્રચલિત થઈ હતી કે ચૈતન્ય મહાપ્રભુ ઠાકુર શ્રીહરનાથ સ્વરૂપે ભૂતલ પર સોનામુખીમાં અવતીર્ણ થયાં છે અને તેઓના પ્રસાદ અને ચરણ રજના સ્પર્શથી મનુષ્યની અહીક આધિ, વ્યાધિ અને ઉપાધિઓ દૂર થાય છે. તેઓ સર્વને તેમના દર્શન માટે તીવ્ર ભાવના થઇ. તપાસ કરતાં આ પ્રભુ રાધાનગરના ઉત્સવમાં પધારનાર છે એ ખબર મળતાં વૈષ્ણવ મંડળી પોતાના કુટુંબ સહિત રાધાનગર ગઈ. ઉત્સવના બીજે દિવસે આ ભક્તો પ્રભુ હરનાથના દર્શન કરવા આવ્યા. સૌને તેમનો પ્રસાદ તથા ચરણરજ મળે તે માટે તેઓએ તેમને પોતાના નિવાસ સ્થાને પધરાવી દિવસમાં પંદર સોળ વાર ઉત્તમ ભોજન વાનીઓ આગ્રહથી જમાડી સૌ તેમનો પ્રસાદ લેતાં. રાધાનગરમાં ચાર દિવસના મુકામથી ઠાકુરની પ્રકૃતિ વિશેષ બગડી. આવી સ્થિતિમાં તેઓ સોનામુખી સીધાવ્યા.

સોનામુખીમાં ઠાકુરની પ્રકૃતિ વધુને વધુ બગડવા લાગી. રાધાનગરના કેટલાક અંતરંગ ભક્તોને આ બિમા-

રીની ખબર મળતાં તેઓના દેહને કોઈ પણ જાતની અલવલ ન આવે તે માટે એકવીસ દિવસનો એક મહાયજ્ઞ કર્યો. આ યજ્ઞ ખલાસ થયા બાદ ત્યાંના ભક્તોને ઠાકુરનો એક પત્ર મળ્યો, જેમાં તેઓએ લખ્યું હતું કે શ્રીકૃષ્ણે તેમની પ્રાર્થનાના બળે તેમનો આ દુનિયાનો મુકામ લંબાવ્યો છે. આ ખબરથી ભક્તો બહુ રાજી થયા પરંતુ તેમનો આનંદ ટુંક સમયનો હતો. ઠાકુરનો મુકામ ફક્ત છ મહિનાનો હતો.

દિન પર દિન ઠાકુરના મનમાં શાંતિ અદશ્ય થતી જતી હતી. ઉપરાંત તેમને હરસનો વ્યાધિ સખ્ત ઉપડ્યો હતો. આથી તેમનો ચહેરો ફિક્કો પડવા માંડ્યો અને શરીરમાં અશક્તિ થવા માંડી. તેઓને શાંતિ મળે તે માટે એક ભક્તે હાઉરામાં એક ઘર ખરીદ્યું અને તેમાં જોઈતો ફેરફાર કરી તે ઘરનું નામ "હરબાંશ" રાખ્યું. ઇ. સ. ૧૯૨૭ની તા. ૪થી મેના દિવસે (અક્ષય્ય તૃતીયા) તે ઘરમાં તેઓને પધરાવવાનો નિશ્ચય કરી તેને એક ભક્તને તેઓને લેવા માટે સોનામુખી રવાના કર્યા. આ ભક્તે સોનામુખીમાં ઠાકુરને હરસની અસહ્ય પીડાથી પીડાતાં જોયાં, પણ હાઉરાના ભક્તની ભાવભીની ભાવનાને વશ થઈ ઠાકુર તેની સાથે હાઉરા પધાર્યા. અક્ષય્ય તૃતીયાના દિવસે બપોરના સમયે ઠાકુર પ્રસાદ લેવા બેઠા ત્યારે મોંઢામાં એક કોળીયો મૂકતાં જ તેઓ બેભાન થઈ ગયા. ભક્તોએ તેમને બિછા-

નામાં સુવાડ્યા. થોડા સમય બાદ ઠાકુરને બિછાનામાંથી બેઠાં થતાં જોઇને ભક્તોના આનંદનો પાર રહ્યો નહિ. શ્રીકૃષ્ણ અને તેમનો પ્રેમ સૌ ઉપર કેટલો બધો છે તે સંબંધી તેમના પ્રવચનથી સૌ આનંદ મુગ્ધ થયા અને થોડા વખત પહેલાં તેઓ બેભાન થયા હતા તે વાત સૌ વિસરી ગયા.

તા. ૫મી મેને દિવસે ઠાકુર કલકત્તે પધાર્યા. ત્યાં તેઓનો મુકામ ૫૪, માણેકતોલા સ્ટ્રીટમા રાખવામાં આવ્યો. આ નિવાસ્થાનમા ત્રણ દિવસનો એક મહાન ઉત્સવ ઉજવવામાં આવ્યો જે વખતે તેઓના દર્શન માટે લોકોની મોટી મેદની ભેગી થઈ.

તા. ૬ઠ્ઠી મેના દિવસે ઝીખરા ગામના ભક્તો ઠાકુરને પોતાના ગામ લઈ જવા માટે ઉપલા સ્થળે આવ્યા. કલકત્તાથી ઝીખરા જવાનો રસ્તો ઘણો વિકટ હતો અને ત્યાં મોટર બસમાં જતાં એક તંદુરસ્ત માણસ પણ હેરાન થઈ બિમાર પડતો. તા. ૮મી મેના દિવસે ભક્તોને પ્રસન્ન રાખવા ઠાકુર ઝીખરા સવારના દસ વાગે પહોચ્યા તેઓના પધારવાના સમાચાર આજુબાજુના ગામડામાં ફેલાયાથી ઘણાં લોકો તેઓના દર્શન માટે આગળથી આવી ગયા હતા. એક રાત ત્યાં રહી ઠાકુર બીજે દિવસે કલકત્તે પધાર્યા.

તા. ૧૨મી મેના દિવસે ઠાકુરની તબિયત કલકત્તામાં ફરી બગડી. સૌ સાથે તેઓ રાતના સમયે ભોજન લેવા

બેઠાં, પરંતુ ભોજનનો પહેલો ગ્રાસ મોમાં મૂકતાં તેમને છાતીમાં દુખાવો ઉપડ્યો અને તેઓ દુખાવો દબાવવા છાતી ઉપર બંને હાથ ફેરવી રહ્યા. ભક્તોએ તેમને ભોજન ગૃહમાંથી ઉઠાડી બિછાના ઉપર સુવાડ્યા. ભોજનગૃહની બધી બત્તીઓ બુઝવવામાં આવી. એકઠાં થયેલા લોકો ઘરમાંથી બહાર નીકળી ગયા. એક માણસ ડૉકટરને બોલાવવા દોડ્યો. ઠાકુરે પાસે ઉભેલા એક ભક્ત પાસે ઠંડુ પાણી પીવા માંગ્યું. ઠંડુ જળ પીધા પછી છાતી પર આઈસબેગ મૂકવા માંગણી કરી. અડધો કલાક પછી ડૉકટર આવ્યા અને ઠાકુરને તપાસતાં ડૉકટરને તેમનો શ્વાસ રૂંધાઈ ગયેલો લાગ્યો અને નાડીનું હલન ચલન બંધ પડી ગયેલું લાગ્યું. ડૉકટરના કહેવા પ્રમાણે ભક્તોએ તેઓને જાગૃતિમાં લાવવા માટે બહારના ઉપચારો કર્યા. સૌ ભક્તોને મનમાં ખાત્રી હતી કે તેઓ એકાએક સ્ફુર્તિમાં આવી જશે. ઠાકુર સ્ફૂર્તિમાં આવી ગયા. જે હોલમાં તેઓ હતાં ત્યાંની બત્તીઓ ચાલુ થઈ અને બહાર ઉભેલી માનવ મેદની હોલમાં આવી બેસી ગઈ. પોતાના રિવાજ પ્રમાણે ઠાકુરે વાર્તાલાપ શરૂ કર્યો. આ વાર્તાલાપથી કોઈને પણ એવો ખ્યાલ આવ્યો નહિ કે થોડા સમય પહેલાં તેઓનો દેહ મૃત્યુના મુખમાં હતો. એક ભક્ત ઠાકુર માટે મીઠાઈ લાવ્યો હતો અને તેણે મીઠાઈને એક ખૂણામાં રાખી. ઠાકુરની નજર આ મીઠાઈ ઉપર પડતાં તે મીઠાઈ પોતે મંગાવી

અને હાસ્ય વિનોદથી એકઠાં થયેલાં ભક્તોમાં વહેંચી દીધી.

ઠાકુરની તબીયત આમ વારંવાર બગડી આવતી હોવાથી ભક્ત લોકોને તેઓ માટે ઘણી ચિંતા થવા લાગી. બારા નગરમાં એક બગીચામાં તેઓને થોડા દિવસ આરામ માટે લઈ જવા નક્કી થયું અને તેમાં રહેવા માટે તેઓએ પોતાની સંમતિ આપી. બીજે દિવસે સવારે તેઓનો વિચાર બદલાયો. તેઓ બોલ્યા કે તેમનો સ્થૂલ દેહ સોનામુખીના તત્ત્વોથી બન્યો છે માટે ત્યાંજ તે મુક્ત થાય તો તેઓ તેના ઋણમાંથી મુક્ત થાય.

તા. ૧૪મી મે ની સવારની ટ્રેનમાં ઠાકુરે કલકત્તા છોડયું. ઠાકુર ઉપલી ગાડીમાં બેસી સોનામુખી પધારે છે તેની ખબર મિદનાપુરના ભક્તોને પડતાં તેઓએ ઠાકુરને આગ્રહથી મિદનાપુર ઉતાર્યા. ઠાકુર અત્રે એક રાત રહી બીજી સવારે તા. ૧૬મીના દિવસે સોનામુખી જવા માટે ત્યાંથી ઉપડયા. તેઓ સોનામુખી રાતના પહોંચ્યા. હવે તેમને બધું અરૂચિકારક લાગ્યું અને સુખ અને શાંતિ અદ્રશ્ય થયાં. તેમને પોતાનો સ્થૂલ દેહ આપત્તિકારક લાગ્યો. સોનામુખીથી પાંચ માઈલ દૂર આવેલા માચડોબા ગામમાં તેઓ સીધાવ્યા. આ સ્થાનમાં તેમને જે આરામ અને શાંતિ મળતાં હતાં તે તેઓને ત્યાં લાગ્યા નહિ. તેમનું હૃદય આગથી ભભૂકી ઉઠયું હતું. માચડોબાથી એક

પત્ર તેઓએ પોતાના એક ભકતને લખ્યો જેમાં જણાવ્યું કે, "ભાઈ, મને શું થયું છે તે હું જાણતો નથી. હું અજાણ્યામાં અજાણ્યા તરીકે માલમ પડું છું. મારી સ્ત્રી, છોકરાઓ અને બીજાં સગાંસંબંધિઓ મને અપરિચિત લાગે છે. મારી આજુબાજુના લોકોને હું ઓળખતો નથી. મારૂં જીવન મને ભારરૂપ લાગે છે. કૃષ્ણની શી ઇચ્છા છે તે જાણી શકાતી નથી."

તા. ૨૩મી મેની સવારે માનસિક અને શારીરિક અસ્વસ્થતામાં ઠાકુર માચડોબાથી સોનામુખી આવ્યા. તા. ૨૫મી મેની સવારે ઠાકુરે બેઠાં બેઠાં પોતાના યુવાવસ્થાના કેટલાક સાથીઓ સાથે વાર્તાલાપ કર્યો. આસરે દસેક વાગે તેઓએ પોતાના છ સાત અંતરંગ ભક્તોને પત્ર લખ્યા. આ સર્વ પત્રનો સાર નીચે દર્શાવ્યા મુજબ હતોઃ—

"મૃત્યુ મારી સન્મુખ દેખાય છે. વખતની કોઈ પણ ઘડીએ મને બોલાવી લે. મારી શારીરિક શક્તિ હવે ક્ષીણ થઈ છે. હવે સૌને કહેજો કે મને તેઓ પત્ર લખે નહિ; કોઈને પણ જવાબ આપવાની મારામાં શકિત નથી. ઘણા વખતથી પત્ર લખવાની મને આદત હોવાથી મારો હાથ વિરમતો નથી. આ ગતી હવે ક્યારે વિરમશે તેની મને ખબર નથી તેમ છતાં કોઈએ મારે માટે ચિંતા કરવી નહિ."

પત્રો લખ્યા બાદ ઠાકુર ઓરડાની બહાર આવ્યા.

તે વખને બપોરને સમય હતો. તેઓએ પોતાના નોકરને સ્નાન કરવા તૈયારી કરવા કહ્યું. હંમેશની રીત પ્રમાણે નોકરે તેઓના શરીરે તેલનુ મર્દન કર્યું અને માથામાં સુગંધી તેલ નાંખ્યુ. સ્નાન બાદ આસરે બે વાગે ઠાકુર ભોજન કરવા માટે હંમેશની માફક ગાદી ઉપર બેઠા. ભોજનનો પહેલો ગ્રાસ લેતાજ તેઓને છાતીમા દુખાવો એકદમ ઉપડ્યો ભોજનગૃહમાથી ઉઠી તેઓ પથારીમા સૂઇ ગયા. લગભગ બે કલાક સુધી તેઓ બેચેન રહ્યા ચાર વાગે તેઓ બિછાનામાથી બેઠા થયા. રાતના આઠ વાગે તેઓએ પોતાના હાથે દૂધ અને સાબુદાણા પીધાં અને પાનબીડી ખાવા માટે માંગી. ઠાકુર પોતે કષ્ટથી શ્વાસ લે છે અને પાન ખાવાથી તેમને ગળામા રૂધામણ થશે તેવા વિચારથી માતુશ્રી દેવીના બહેન તેઓ પાસે હતા તેમણે ઠાકુરને પાન ન ખાવા માટે વિનવ્યા થોડીજ મીનીટમાં તેઓની ડોક છાતી તરફ ઢળી. આવી રીતે અડધો કલાક સુધી ડોક રહી. તેમના નાના પુત્ર કૃષ્ણદાસે તેમને પૂછ્યુ, "બાપુ, ડોક તમો નીચે કેમ રાખી છે? તમારી તબિયત બહુ બગડી છે?" જવાબમા ઠાકુરે કહ્યુ, "મારી તબિએત બહુ સારી છે." તેઓએ ડોક ઉંચી કરી પરંતુ તે ફરી છાતી તરફ ઢળી. કૃષ્ણદાસે તેમને પાછું પૂછ્યુ, "બાપુ, ડોક કેમ નીચે રાખો છો?" જવાબમા તેઓ બોલ્યા, "બેટા, તમોએ મને ડોક સીધી રાખવાનું

ખાસ ખાટલો તૈયાર કરી તેના ઉપર સુવાડ્યો અને તેમને એક રેશમી ચાદર ઓઢાડી. ઠાકુરના દેહને વાજતે ગાજતે અગ્નિકુંડ ઉપર લઈ ગયા. રસ્તે જતાં તેમના વિરોધ પક્ષનાં લોકોએ તે વખતે મીઠાઈની દુકાનો બંધ થઈ ગઈ હતી તે ઉઘડાવી મીઠાઈ ખરીદી લોકોમાં વહેંચી!!

ઠાકુરનો ખાટલો અગ્નિકુંડ ઉપર રાખ્યો. લોકોએ દેહને રાખવા માટે ચિતા ખડકી અને ગાર્ડન હાઉસના ઓરડામાં ભરેલા સુખડના લાકડાં બ્હાર કાઢી તેમાં ગોઠવ્યા. દેહને ચિતામાં ઉધું સુવાડી તેના ઉપર બીજા સુખડના લાકડા ગોઠવી ઠાકુરના મોટા દિકરા અનુકૂળચંદ્રને દેહને અગ્નિ લગાડવા લોકોના આગેવાનોએ સૂચવ્યું. ઠાકુરના દેહને ચિતામાં રાખવા માટે ખાટલામાંથી બ્હાર કાઢવામાં આવ્યું ત્યારે દેહના અવયવો એક તંદુરસ્ત જીવંત માણસ જેવા કોમળ હતા અને તેમના શરીરમાંથી એક દિવ્ય જ્યોતિ બ્હાર નીકળી રહી હતી. આ દૃશ્યથી વિરોધી પક્ષના મનમાં ધાસ્તી ઉઠી કે જો ઠાકુર સચેત થઈ જશે તો તેમની બાજી ઉંધી થઈ જશે; તેથી તેઓએ ઝટપટ અનુકૂળચંદ્ર પાસે નિશ્ચેતન દેહને અગ્નિ લગડાવી ચિતા ઉપર ખૂબ સુગંધી વસ્તુઓ રાખી. ચિતા ખૂબ સળગી ઉઠી. બળતી ચિતામાંથી સુવાસ ઘણા માઈલો સુધી પસરી રહી. ચિતામાં ઠાકુરના સમાધિસ્થ શરીરને પદ્માસન આકારમાં વિરોધ પક્ષના આગેવાનોએ જોયું. આ દ્રશ્યનો

## પ્રકરણ ૩૯મું.

### ઠાકુર હરનાથનો મધુર રસ

કવિરાજ ગોસ્વામી લખી ગયા છે કે:—

"પ્રભુ મારા, પોતે આચરી, ધર્મ જીવોને શીખવી ગયા છે."

તે પ્રમાણે હરનાથ મનુષ્ય હો, અથવા અવતાર હો, પણ તેમણે યુગધર્મને ઉપયોગી ધર્મ કર્મનુ પાલન કર્યું હતું. જગતનાં જીવોનાં કલ્યાણ માટે તેમનુ આખું જીવન નિર્માણ થયુ હતું. ગુરૂ કોને કહેવા? તે માટે

अज्ञानतिमिरांधस्य ज्ञानांजनशलाकया ।
तत् पदं प्रदर्शितं येन तस्मै श्रीगुरवे नमः ॥

અર્થ—જે જ્ઞાનરૂપી અંજન સળીથી અજ્ઞાન રૂપી અંધકારને દૂર કરી શ્રીભગવાનના ચરણ દર્શન કરાવે છે એવા ગુરૂને નમસ્કાર હો.

તેવા પુરૂષનેજ નીચા નમી પ્રણામ કરવા એ કર્તવ્ય છે. હરનાથ મનુષ્ય હો, અવતાર હો, નિત્યાનંદ હો, અથવા ગૌર નિતાઈના એકીકરણે અવતીર્ણ થઈ મનુષ્યના લોચનને ગોચર થયા હો; જ્ઞાનમાર્ગના અનુયાયી થઈને તે બાબતમાં વિચાર કરવાનું આપણને કંઈ પ્રયોજન નથી. કારણ કે તેઓ પોતેજ ઉપદેશામૃતના વર્ણનથી માનવ માત્રનાં કલ્યાણનો માર્ગ બતાવી ગયા છે. તે માટે તેમને ગુરૂ સમજી તેઓનાં ચરણનું શરણ લેવામાં કોઈને

કાંઈ હરકત નથી. આગમ, પુરાણ; શાસ્ત્ર; તંત્ર ઈત્યાદિનો નિર્ણય કરવા જુદા જુદા ઋષિ મહર્ષિઓ એકઠા થયા છતાં નિર્ણય થઈ શક્યો નહિ; ત્યારે " મહાભારતના " વનપર્વમાં લખવામાં આવ્યું છે કેઃ—

वेदा विभिन्नाः स्मृतयो विभिन्नाः
नासौ मुनिर्यस्य मतं न भिन्नम् ।
धर्मस्य तत्त्वं निहितं गुहायां
महाजनो येन गतः स पंथाः ॥

અર્થાત્—વેદો વિભિન્ન થઈ ગયા છે, સ્મૃતિઓ વિભિન્ન થઈ ગઈ છે. કોઈ મુનિ એવા નથી કે જેનો મત વિભિન્ન નથી. ધર્મનું તત્ત્વ ગુહામાં ઢંકાઈ ગયું છે. માટે મહાજન લોક જે પંથે ગયા તે સહિસલામતીવાળો માર્ગ છે.

હવે મહાજન કોને કહેવા? એ પ્રશ્ન રહે છે. ટીકાકાર તેનો એવો અર્થ કરે છે કે, 'મન્વાદિ.' તેનું ઉદાહરણ શ્રીમદ્‌ભાગવતના છઠ્ઠા સ્કંધમાં અજામિલની કથામાં યમના વાક્યમાં આપવામાં આવ્યું છેઃ—

प्रायेण वेद तदिदं न महाजनोऽयं
देव्या विमोहितमतिर्बत माययाऽलम् ।
त्रय्यां जडीकृतमतिर्मधुपुष्पितायां
वैतानिके महति कर्मणि युज्यमानः ॥६। २५॥

અર્થઃ—ભગવાનનાં ગુણો, કર્મો તથા નામો ગાવાથી મનુષ્યોનાં પાતક જ માત્ર નાશ પામે, એમ સમજવું નહિ,

પરંતુ મોક્ષ પણ મળે છે. કારણ કે અજામિલ પાપી હતો તો પણ તેણે મરતી વેળાએ, 'અરે નારાયણ' એમ ઘાંટો પાડીને પુત્રને બોલાવ્યો, તેથી તે પાપ રહિત થઇને મોક્ષ પામ્યો હતો. પરંતુ ભગવાનની માયાથી જેઓની બુદ્ધિ સંપૂર્ણ રીતે મોહિત થયેલી છે, અને પુષ્પની પેઠે ઉપરથી મનોહર લાગતા અર્થવાદોથી ભરેલા વેદ વાદોના આગ્રહને લીધે જડ બુદ્ધિવાળા તથા વેદનાં મોટા કર્મમાં જોડાયલા ઋષિઓ ભગવાનના નામનો મહિમા ઘણું કરીને જાણતા નથી; તેથી તેઓ બીજાં મોટાં પ્રાયશ્ચિત બતાવે છે. આ પ્રમાણે વિચાર કરીને બુદ્ધિશાળી લોકો સર્વ પ્રકારે અનંત એવા ભગવાન વિષે જ ભક્તિ કરે છે.

ભાગવતના સિદ્ધાંત પ્રમાણે ઠાકુર હરનાથને પણ મહાજન માની શકાય. ઠાકુર હરનાથે જે ધર્મનો ઉપદેશ આપ્યો છે, તે ધર્મ કેવો છે તે ધર્માધર્મના લક્ષણથી જાણી શકાય છે. તેનું લક્ષણ નીચે મુજબ છેઃ—

अहिंसालक्षणो धर्मो हिंसा अधर्मलक्षणम् ॥

**અર્થાત્**—અહિંસા એ ધર્મનું લક્ષણ છે, અને હિંસા એ અધર્મનું લક્ષણ છે; આ પ્રમાણે મહાભારતમાં કહેલું છે.

विहितक्रियया साध्यो धर्मः पुंसां गुणो मतः ।
प्रतिषिद्धं क्रियासाध्याऽसुरगुणोऽधर्म उच्यते ॥

એ પ્રમાણે ધર્મ દીપિકામાં કહેલું છે.

ઠાકુર હરનાથે જગદ્દવાસીઓની સામે જે ધર્મનો પ્રચાર કર્યો છે તેનું તત્ત્વ ઉપરના શ્લોકનાં અક્ષરે અક્ષરમાં પ્રત્યક્ષ દેખાય છે. ભક્તિને માર્ગે મનુષ્ય માત્રનાં પ્રાણમાં પ્રેમ અને પ્રીતિની સ્થાપના કરવી એ ઠાકુર હરનાથનો મુખ્ય સિદ્ધાંત હતો. માનવ માનવને ચાહવાથી પ્રેમના સુક્ષ્મ તાંતણે અરસ્પરસનું હૃદય સાંધી શકાય તો શ્રી ભગવાનને મેળવવાનું કામ સહજમાં સાધ્ય કેમ ન થઈ શકે? **બિલ્વમંગળ ચિંતામણીના** પ્રેમ બંધનમાં બંધાઈ ગયા હતા તેથી જ તેઓ ભગવાનનો અતુલનીય પ્રેમ પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થયા હતા. તેઓના શબ્દોમાં:—

> चिंतामणिर्जयति सोमगिरिर्गुरुर्मे
> शिक्षागुरुश्च भगवान् शिखिपिच्छमौलिः ।
> यत्पादकल्पतरुपल्लवशेखरेषु
> लीलारसेश्वररसं लभते जयश्री : ॥

ચિંતામણી સ્વરૂપ સોમગિરિ નામે મારા ગુરુ અને મોર મુગટ ધારી ભગવાન શ્રીકૃષ્ણ મારા શિક્ષા ગુરુ એ ઉભય જયયુક્ત થાઓ. તેઓના ચરણરૂપ કલ્પવૃક્ષના નખાગ્રમાં મારી મતિ રસેશ્વરની લીલા યુક્ત બનો, અર્થાત્—હું શ્રી બિલ્વમંગળની જયશ્રી પ્રાપ્ત કરૂં.

આ શ્લોકના રચનાર શ્રી બિલ્વમંગળ પ્રથમ જીવનમાં વ્યભિચારી અને મંદસ્વભાવના હતા. ચિંતામણી નામે એક વેશ્યાને તેમણે રાખી હતી. એક વખત તે

વેશ્યા તરફથી અપમાનિત થવાથી તેમનામાં તત્ત્વજ્ઞાનનો ઉદય થયો. ટીકાકાર કહે છે કે, આ વેશ્યાને તેઓએ ગુરૂ તરીકે સ્વીકારી હતી. ઉપરના શ્લોકમાં 'ચિંતામણી' શબ્દ દ્વીઅર્થી છે. તે શબ્દથી વેશ્યા અને ભગવાન ઉભય અર્થ સમજાય છે.

આથી જણાય છે કે મનુષ્ય મનુષ્યને પણ સાચા પ્રખર પ્રેમથી ચાહે તો ભગવાનને મેળવી શકાય છે. એ વાત સત્ય છે. શાન્ત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય, ઐશ્વર્ય અને માધુર્ય–આ છ રસ શ્રીકૃષ્ણ ચરિત્રમાં આપણે જોઈ શકીએ છીએ. આ છ રસમાનાં એક રસના પણ આપણે જો અધિકારી થઈએ, તો પણ પ્રભુની કૃપા નિશ્ચય મેળવી શકીએ.

આ છ રસમાં માધુર્ય રસ તો અવર્ણનીય છે. શ્રીકૃષ્ણની વૃન્દાવન લીલા આ માધુર્ય રસને લઈ શાસ્રોમાં વર્ણવામાં આવી છે. આ માધુર્ય રસમાં મુગ્ધ (પાગલ) થઈ શ્રી રાધા કહે છે કેઃ—

"તારૂં સ્વરૂપ રૂપ નીરખી, વહે છે નયનથી અશ્રુધાર,
સ્પર્શ કરતાં અંતર અગ્નિદાહ, જીવનરંગ એક રંગ ધાર
હે માધવ! શું કહીએ તુજને, પ્રેમ આગથી દગ્ધ બની છે રાધા!
જેમ દીપકમાં બળી મરે છે પતંગી,
કહેતા ન કહેવાયે વિરહ વેદના સજની!
જાણે વિષ આશાવ જવાલા ક્ષણ ક્ષણ તલપે,
ક્ષણ ક્ષણ જલપે રોમરોમ, વીંધે છે મદન બાણની જાળ!

કાલિંદી તટ કદમ વટ સ્મરતાં, નયને ઝરે છે વારિ,
ગોવિંદદાસ કહે છે હે માધવ, જઈ ભેટો રાધાને,
નહિ તો નહિ જીવે એ કિશોરી!"

આવાં માધુર્ય રસને પ્રાપ્ત કરવાનું પ્રથમ પગથીયું પ્રેમ છે. ઠાકુર હરનાથ આવા પ્રેમ ધર્મનું ઉજ્વલ નિશાન ભક્તોની સામે ધરી તેઓનાં ચિત્તનું આકર્ષણ કરવા સમર્થ થયા છે. શ્રીહરનાથ હંમેશા પ્રેમ લક્ષણા ભક્તિનો પ્રચાર કરતા. પ્રેમ એજ દરેક ધર્મનું મૂળ છે, જીવનનું અમૃત છે. પ્રેમથી જગતને વશ કરી શકાય તો પ્રભુ તો પ્રેમના જ ભૂખ્યા છે. પ્રેમથી પ્રભુને વશ કેમ ન કરી શકાય?

## પ્રકરણ ૪૦મું:

### પ્રેમાવતાર પાગલ હરનાથ.

હરનાથનું જીવન પ્રેમથી ભરેલું હતું. તેઓ નાનાપ્રાણીથી લઈ મોટા મનુષ્યોને પ્રેમથી વશ કરતા હતા. પ્રેમ અને ધર્મ અભેદ વસ્તુ છે. એવી કોઈ ભાષા નથી કે જે વડે તે સમજાવી શકાય. કામના વિરહને બાળી નાખ્યા પછી પ્રેમ થાય છે. કામ અને પ્રેમ બંનેનું લક્ષણ જુદું જુદું છે. જેમ લોઢું અને સોનું ધાતુ હોવા છતાં તેના સ્વરૂપ જુદાં જુદાં છે. 'દેહ સુખની ઇચ્છા' તે કામ કહેવાય છે, અને આત્મસુખની ઇચ્છા એ જ કૃષ્ણમાં પ્રેમ કરવાની ભૌતિક

ઇચ્છા છે, અને કૃષ્ણસુખનો અર્થ ફક્ત શુદ્ધ પ્રેમ છે. લોકધર્મ, વેદધર્મ, દેહધર્મ અને સર્વકર્મ તેમ જ લજ્જા, ધૈર્ય, દેહસુખ, વગેરે સકામ ઇચ્છાને માટે સેવન કરવામાં આવે છે. ઉપર જણાવ્યાં તે બધાં સ્વજન, પરજન વગેરેને તજીને મારણ તાડન સહન કરીને જે કૃષ્ણભજન કરે છે તેમ જ કેવળ કૃષ્ણના સુખ માટે જ પ્રેમનું સેવન કરે છે, એને કૃષ્ણ ઉપરનો દૃઢ અનુરાગ કહેવાય છે. જેમ ધોયેલા વસ્ત્રમાં એક પણ ડાઘ હોતો નથી, તેમ કૃષ્ણપ્રેમમાં જરા-પણ કામ થતો નથી. અર્થાત કામ અને પ્રેમ વચ્ચે ઘણો તફાવત છે. "કામ અંધકાર છે, અને પ્રેમ નિર્મળ પ્રકાશ છે."

આવા પ્રેમને પ્રાપ્ત કરવાનું મૂળ વિશુદ્ધ ભક્તિ છે.

શ્રીકૃષ્ણની આહ્લાદિની શક્તિ તે રાધારાણી કે જે આ પ્રેમભક્તિની પ્રગટ મૂર્તિ છે. રાધારાણી સખીઓની સાથે કુંજમાં બેઠાં છે, અને કૃષ્ણની સામે સુબલ વગેરે સખાઓ ક્રીડા અભિનય કરી રહ્યા છે. તે વખતની ક્રીડામાં શ્રીકૃષ્ણની મધુર મૂર્તિનું દર્શન રાધાજીને એવું થયુ કેઃ—

"કાનમાંથી હૃદયમાં પ્રવેશી આકુલવ્યાકુલ કરી દીધો
સુજ પ્રાણને."

રાધિકાની આ વ્યાકુળતા મૂર્છામાં પરિણમી. આ મૂર્છા હટાવવા માટે સખીઓએ અનેક ઉપચાર કર્યા, પરંતુ

કોઈ ઉપાયે એ મૂર્છા ટળી નહિ. પણ છેવટે સુબલે જ્યારે શ્રીમતી રાધાના કાનમાં શ્રીકૃષ્ણના નામનું અમૃત રેડયું, ત્યારે તેમની મૂર્છા વળી.

"જ્યારે કાનમાં પ્રવેશ પામ્યું નામ કૃષ્ણનું,
ત્યારે મૂર્છાથી મુક્તિ મળી, આંખે આંખ મળતાં;
દુઃખ સર્વ દૂર થયાં કહે ચંડીદાસ,
ચેતન મળ્યું. વૃષભાનુ બાલાને સચેત થયા,
અંગ મરોડી ઉઠી બેઠા થઈ રાધિકા;
જોતાં મધુર કૃષ્ણ મૂર્તિ ગઈ સર્વે દુઃખ જ્વાળા."

આ ભક્તિના નવ પ્રકાર છે.

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

ભક્ત પ્રહ્લાદ, નારદ આદીએ આ ભક્તિને સ્વીકારી છે. આ નવધા ભક્તિ ઉંચ પ્રકારની વિશુદ્ધ ભક્તિ કહેવાય. પરંતુ અમો જે પ્રેમભક્તિ કહીએ છીએ, તેની સાથે આ નવધા ભક્તિને બહુ સંબંધ નથી. જે ભક્તિ દાસ્ય ભાવથી વિભૂષિત છે તે આ પ્રેમભક્તિથી વિભિન્ન છે. પ્રેમ એ આ નવધા ભક્તિની બહાર છે. પ્રેમભક્તિમાં તો ફક્ત કૃષ્ણનો પ્રેમ જ હોય છે. તે પ્રેમ કેવો હોય છે, તે અમો નીચે આપીએ છીએ.

"કૃષ્ણ વર્ણ છે, કોમળ કુસુમ છે, એવું મધુર કૃષ્ણરૂપ
પલક પડે જો નયને,

તો છૂટે સકલ કામ, તજે કુળ લાજ ભય તમામ તરફડી
મરે કૃષ્ણ અનુરાગે."

"મખી મારૂં કહ્યું માનીને ફરી જોઈશ મા નયન ખૂણેથી કૃષ્ણ વર્ણને."

કાલીયા ભૂષણ કાળા મનમાં ગુંથી મનમાલા,
જપતા જપતા પ્રાણ ગયા, બળી રહી છું વિરહ જવાળે."

આવા પ્રેમમાં પાગલ થવાથી જ બાહ્ય જ્ઞાન લુપ્ત થઈ જાય છે. સંસારના કોઈપણ પદાર્થની વાસનાનું અસ્તિત્વ તે વખતે રહેતું નથી. આત્મસમર્પણની આવી ઉન્મત અવસ્થા થતાં સઘળું ભૂલી જવાય તેમાં આશ્ચર્ય શું છે? શ્રીમતી રાધાના મુખથી મિલન સંભોગના સુખનો ખ્યાલ નીચેની પંક્તિઓથી આવશે.

"હે બંધુ હું શું કહું તમને, જીવને મરણે જન્મોજન્મે;
તમે પ્રાણનાથ છો એક મારા!
તમારે ચરણે મારા પ્રાણને બાંધું છું પ્રેમ ફાંસીથી,
સઘળું સમર્પી અનન્ય ભાવે થઈ રહી છું તવ દાસી"!!

આ પ્રેમનું નામ તે કૃષ્ણપ્રેમ છે. પ્રેમ એ જ કૃષ્ણ ભક્તિની પરાકાષ્ઠા છે. આવો પ્રેમ કરનાર રાધારાણીએ જ્યારે સાંભળ્યુ કે, તેમના પ્રાણવલ્લભ તેઓને ત્યજીને મથુરા જાય છે ત્યારે પ્રથમ તો તેણે તે વાત સાચી માની નહિ. તે મનમાં વિચારવા લાગી કે, "જેનું રૂપ મારો વિશ્વાસ છે, જેનું રૂપ મારો આહાર છે, જેના મોહન

મધુર રૂપનું ધ્યાન એ જ માઈં ચૈતન્ય છે. તે શું મને તજીને મથુરા જાય છે કે ?" એમ કહી હાથ જોડી કહેવા લાગી, "આ હૃદય - ચોરી હે શ્યામ શું મથુરા ચાલ્યા જશો ?"

પરંતુ છેવટે સાંભળ્યું કે ખરેખર હૃદયેશ્વર શ્રીકૃષ્ણ તજીને મથુરા ચાલ્યા ગયા હતા, તે વખતે રાધાજી સર્વસ્વ ત્યાગવા તૈયાર થયાં. રાધાજી કહે છેઃ—

"મુંડાવીશ માથાના કેશ, ધરીશ હું યોગીની વેશ,
સખી જો નહિ આવશે શ્યામ મારા;
આ મારૂં નવયૌવન ચિંતામણી જેવું રતન,
થઈ ગયું છે કાચના જેવું;
ગેરૂઆ વસ્રો ધરીશ અંગે, કાચના કુન્ડલ પહેરીશ કાને,
યોગીની વેશે જાઈશ હું તે દેશે, જ્યાં ગયા છે નિષ્ઠુર હરિ;
મથુરા નગરે પ્રતિ ઘેર ઘેર શોધીશ, હું તેને જઈ દ્વારે દ્વારે,
કદી મળશે જો એ ગુણનિધિ, કોઈને ઘેર બાંધીશ હું વસ્ત્રથી
તેને હું ત્યારે.
મારા પ્રાણ બંધુ બાંધી લાવીશ હું, જો કદી પાછા નહિં આપે મને,
તો તજીશ હું મારો પ્રાણ, અને નારી હત્યા દઈશ એને શિરે."

કિન્તુ "બાંધી લાવીશ." એટલા શબ્દો બોલતાં શ્રીમતીને દારૂણ કષ્ટ ઉત્પન્ન થયું. કારણ કે મારા તરફથી મારા પ્રાણપતિને આટલું દુઃખ હું કેમ આપું ? એવો વિચાર આવતાં ફરી કહે છેઃ—

"ફરી વિચાર આવ્યો મનમાં કેમ બાંધી શકું શ્યામને,
એ બંધાયા છે શ્યામ આપ મેળે."

ત્યાર પછી તેમનું દુઃખ શાન્ત થયું, અને સખીએ કહ્યું કે, "હું કૃષ્ણને બાંધી તારી પાસે લાવું ?" દારૂણ વિરહ વ્યથા સહન કરવા છતાં રાધાએ સંમતિ આપી નહિ, પણ તે સખીને પોતાની પાસેથી બહાર કાઢી મૂકી અને કહ્યું કેઃ–

"બોલીશ નહિ સખી એવા શબ્દો મુજ પાસે,
હું મરીશ પણ બાંધીશ નહિ એ શ્યામને;"

આનું નામ તે પ્રેમ. આ પ્રેમ તે ભક્તિનું છેલ્લામાં છેલ્લું પરિણામ છે. આવા પ્રેમીને નવધા ભક્તિનું શું કામ હોય ? ભક્તિના બદલામાં જે જીવો આ મધુર રસમાં અને આવા પ્રેમમાં ડુબી ગયા છે તેઓની પાસે ત્રિલોકનું રાજ્ય પણ શું હિસાબમાં છે ? તેને મોક્ષનું શું કામ છે ? તેને સાલોકય મુક્તિનું શું કામ છે ? જે સાચો પ્રેમી છે તે મોક્ષ મુક્તિ કે ત્રિલોકના રાજ્યને ચાહતો નથી. આવો દીવ્યપ્રેમ તે બોલવાની વસ્તુ નથી, પણ કેવળ અનુભવવાની વસ્તુ છે. આવા પ્રેમનો અનુભવ જેણે કર્યો છે તેઓ કહે છે કેઃ—

"આ પ્રેમમાં કામની જરા ગંધ નથી, રહેછે મસ્ત એક અનુરાગમાં,
એકાંત સેવે, નિસંગ થઈ, પલેપલે પ્રેમ અનુરાગ ઉછળે,
નિષ્કામ થઇને સધા રતિ લઇને, નિત્ય એકાન્તમાં એકાન્તને
માણે છે નીરરવે."

"ત્યારે તેની દેહ શક્તિ શૂન્ય થાય છે,
અને જાણે છે તે પ્રકૃત સુખને."

આવા પ્રેમને વશ થઈ, ગૌરાંગ પ્રભુએ ગૌરાંગ લીલામાં આવા પ્રેમની લીલાઓ કરી હતી.

"રાધા, રાધા કહી રડતા હતા ગૌર હરિ મારા,
રાધા, રાધા કહી બંસી બજાવતા હતા એ પ્યારા."

આ ગૌરાંગ લીલાનો કેટલોક ભાગ બાકી રહ્યો હોવાથી હજુ એ વાર તેઓને અવતાર લેવાની જરૂર હતી. તેમાંનો અપૂર્ણ ભાગ પૂર્ણ કરવાને માટે પરમ દયાલુ રાધાભાવ ધારણ કરી પ્રેમમય ઠાકુર શ્રીહરનાથરૂપે આવ્યા.

ઠાકુર હરનાથના ભક્તો ઠાકુર પાસેથી જે ધર્મનું તત્ત્વ જાણી શક્યા છે, તેના મૂળમાં પ્રેમ અને ભક્તિ સિવાય બીજું કંઈજ ન હતું. જીવે દયા, નામે રુચિ, અને વૈષ્ણવ સેવન, એ ઠાકુર હરનાથનો પ્રવર્તિત ધર્મ છે. તેઓએ ભક્તોને જે ઉપદેશ આપ્યો છે, તેના મૂળમાં બીજરૂપે પ્રેમ અને ભક્તિનું તત્ત્વ રહેલું છે. સંસારમાં રહી, સંસારનાં દરેક કાર્યો કરવા છતાં, "પ્રભુને ભૂલશો નહિ, પ્રભુનું નામ જપ્યા કરો" એ તેમનો અમૂલ્ય ઉપદેશ છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહ્યું છે કેઃ—

"कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥"

પાગલ હરનાથ અથવા શ્રીઠાકુર હરનાથના ઉપદેશામૃતનું બીજ મૂળતત્ત્વ પણ ઉપરના ગીતાવાક્ય પ્રમાણે છે. તેઓએ દરેક ઠેકાણે કહ્યું છે કેઃ—

"આ સંસારમાં મારી જ્યાં જ્યાં દૃષ્ટિ પડે છે, ત્યાં ત્યાં મને માતાનો પુત્ર તરફનો પ્રેમ જોવામાં આવે છે. મને લાગે છે કે, જો આ જગતમાં માનો પ્રેમ ન હોય, તો આ સંસાર એક પલક પણ ટકી શકે નહિ. જેમ પાણી વિના પાક (અનાજ) થઈ શકતો નથી, તેમ માતૃસ્નેહ વિના આ સંસાર રહી શકતો નથી."

આ રહસ્ય સમજાવવા માટે ઠાકુર લખે છે કેઃ— "જળનો સ્વભાવ નીચાણમાં વહેવાનો છે. ક્ષણવાર પણ તે સ્થિર રહી શકતું નથી. છતાં જો તે જળને ઘડામાં ભરી રાખવામાં આવે તો તે સ્થિર રહી શકે છે. તેવી જ રીતે મન એ ચંચળ વસ્તુ છે, પણ તેને જો પ્રભુ-નામરૂપી ઘડામાં ભરવામાં આવે તો તે સ્થિર થઈ જાય છે. મનને ચલિત કરવાવાળી બે વસ્તુઓ છે. કામિની અને કાંચન. આ બે વસ્તુમાં કામિની મુખ્ય છે, માટે મનને જો સ્થિર કરવું હોય તો આ બે મોટા ભક્ષકના સંગથી દૂર રહેવા પ્રયત્ન કરજો. શું તમે જાણતા નથી કે, મોટી નદીના કિનારે કૂવો ખોદેલો હોય તો નદીનાં પાણીની વધઘટ સાથે કૂવાના પાણીમાં વધઘટ થાય છે અને વખતે નદી કૂવાનાં પાણીને સૂકાવી પણ નાખે છે. માટે કહું છું

કે, મોટી નદીરુપ સ્ત્રીઓ છે, તેઓથી દૂર રહેવુ એ સહીસલામતવાળું છે. જો મનને મજબુત ઘડામા પૂરી રાખશો તો સ્ત્રીરૂપી મોટી નદીમાં રહેવા છતાં પણ તમને કંઇ હરકત આવશે નહિ. ઘડાને જળથી ભરીને પછી નદીમાં મૂકવામાં આવે તો નદીનુ પાણી વધવા છતાં તે વધશે નહિ, અને ઓછું થવા છતા તે ઓછું થશે નહિ તે હમેશાં ભરેલો જ રહેશે. માટે કહુ છું કે, સાપની સાથે રમવુ હોય તો સાપને વશ કરવાનો મંત્ર શીખી લેવો ઉચિત છે.'

સંસારનુ રહસ્ય સમજાવતા ઠાકુર કહે છે કેઃ—

"આ જગતમા જે કંઈ દેખાય છે તે બધુ ચાર દીનની ચાંદની' જેવું છે. આજ છે, અને કાલ નથી એટલા માટે જેઓ આ જગતના મનુષ્યને પ્રાણથી અધિક ચાહે છે, તેઓ પરિણામે ઠગાઈ જાય છે. કેટલાક માણસો પોતાનાં પુત્ર પુત્રીને ચાહવામાં પોતાના આત્મસુખને પણ ભૂલી જાય છે. છેવટે તેઓ ત્યો દઈ ચાલ્યા જાય છે, અને પરિણામે રડવા માટે તેઓને ચાહ્યા હતા, એમ લાગે છે. કોઈ સ્વામિને, કોઈ સ્ત્રીને, અને કોઈ બીજાને ચાહવા જતાં પરિણામે ઠગાઈ જાય છે. આ સંસાર નિત્ય રહેવાનો છે, પણ આ સંસારમા હું જેને મારૂ માનું છું તે હમેશા રહેવાનું નથી જ, અને સ્થિર પણ નથી."

ઠાકુરે આવી રીતે સાચા પ્રભુમા પ્રેમની વૃદ્ધિ કરવા વૈરાગ્યનો પણ ઉપદેશ આપેલો છે. પરમ

દયાલુ શ્રીઠાકુર હરનાથે પ્રેમ અને ભક્તિના ઉપદેશથી કેવો સહજ અને સુગમ ધર્મ બતાવ્યો છે તે તેઓના ઉપદેશામૃતનું પાન કરવાથી જ અનુભવ થઈ શકે છે. ઠાકુર હરનાથના તત્ત્વનું નામ પ્રેમ અને ભક્તિ છે આ પ્રેમ અને ભક્તિ જેને પ્રાપ્ત થઈ છે, તેને આ જગતમાં કોઈપણ વસ્તુની અપેક્ષા રહેતી નથી. આ પ્રેમ વૃક્ષનું બીજ એ શ્રદ્ધા છે. રાધાજીના મુખનાં શબ્દો કવિ આલેખે છે કે:–

"જમીન ખેડી, પ્રયત્ન કરી, રોપ્યું પ્રેમનું બીજ,
વૃક્ષ થયું, ફળ લાગ્યાં, ને આવ્યું મૃત્યુ નીજ.
હે સખી આ પ્રેમ તરૂ રોપીને,
દિવસ રાત જળ સીંચતા;
હું અભાગિણીનો જન્મ વીતી ગયો."

હે પરમપ્રેમી દયાલુ ઠાકુર! અમારા હૃદયમાં ક્યારે પ્રેમ તરુ ઉગશે, ક્યારે હું તમારી કૃપાથી:—

"પ્રેમ નગરમાં ક્યારે વસું હું,
ક્યારે બાંધું હું પ્રેમનું ઘર.
રહું પ્રેમમાં, જીવું પ્રેમમાં,
પ્રેમ વિના બધું છે પર;
પ્રેમ ઘર ને કમાડ પ્રેમના,
સ્નેહની સાંકળ જોડ;
પ્રેમ ઓરડા પ્રેમ પરસાળ,
ક્યારે બાંધીશ હું અજોડ;

પ્રેમ પલંગે પ્રેમ ગાદલાં,
પ્રેમ ઓસીકાં સાજ;
પ્રેમ કેલી અને પ્રેમ ક્રીડાથી,
શીખવો પ્રેમ રસરાજ;
પ્રેમ જળથી સ્નાન કરીશ,
પ્રેમ અંજનેથી આંજીશ આંખ;
પ્રેમ પટકુળ પ્રેમ પટોળા,
સજીશ પ્રેમના સાજ;
પ્રેમ ધર્મ છે પ્રેમ કર્મ છે,
પ્રેમે આપીશ પ્રાણ;
પ્રેમ નથડી નાકે પહેરી,
ધરીશ હૃદય પ્રિય પ્રાણ;
અંજન પ્રેમનું, મંજન પ્રેમનું,
પ્રેમ મૃગમદ લેપન અંગ;
પ્રેમ સાગરમાં રમશું તરશું,
કહે દ્વિજ ચંડીદાસ અભંગ."

હે પ્રેમરસના પારસમણિ! પ્રેમમય ઠાકુર! આવો શુભ દિવસ સર્વના ભાગ્યમાં ક્યારે આવશે?

असितगिरिसमंस्यात् कज्जलं सिंधु पात्रे ।
सुरतरुवरशाखालेखिनी पत्र मुर्वी ॥
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं ।
तदपि तव गुणानां ईश पारं न याति ॥

(સંપૂર્ણ)

# પરિશિષ્ટ. ૬

## જન્મપત્રિકાદ્વારા પ્રભુના અવતારોનું રહસ્ય.

ઠાકુર હરનાથ સાધુ હો, મહાપુરૂષ હો, અવતાર હો, જે હો તે હો. પરંતુ તેઓ એક પરમ શક્તિશાળી વિભૂતિ હતા, તે વિષે બે મત હોઈ શકે નહિ. હરનાથની અસાધારણ દિવ્યશક્તિના પ્રભાવનો ઘણા ભક્તોને પ્રત્યક્ષ અનુભવ થવાથી તેઓ તેમના એકાંતિક પ્રેમી થઈ રહ્યા હતા. શ્રીયુત હરિદાસ વસુમલ્લીક નામના એક ભક્તને મોઢેથી સાંભળવામાં આવ્યું છે કેઃ– હરનાથનો ફોટો બેઓ સાથે વાતો કરે છે. આવું સૌભાગ્ય ઘણા ભક્તોને પ્રાપ્ત થયું છે. હરનાથના આવા અદ્‌ભુત કાર્યોથી અનેકને આધ્યાત્મિક પ્રેરણા મળી છે.

હરનાથ મનુષ્ય હો કે દેવતા હો, તેની ચર્ચા કરવી અસ્થાને છે. પરંતુ તેમની જન્મકુંડલી સાથે ભગવાન શ્રીરામચંદ્ર, શ્રીકૃષ્ણચંદ્ર, શ્રીચૈતન્યચંદ્ર, શ્રીરામકૃષ્ણ પરમહંસ તથા શ્રીવિવેકાનંદની જન્મપત્રિકા સરખાવવાથી જ્યોતિષની દૃષ્ટિએ જાણી શકાશે કે, હરનાથ કોણ હતા? વાંચકગણની જાણ માટે અહિં થોડીક જન્મકુંડળીઓનું વર્ણન કરીએ છીએઃ—

**શ્રીરામનો જન્મ સમયઃ—**

ત્રેતાયુગમાં ચૈત્ર સુદ ૯ ગુરૂવાર પુષ્ય નક્ષત્રમાં, ઈષ્ટ ઘડી ૧૫ પલ ૧૬ સમયે પૌરાણિક મત, સમય ૮૬૭૧૦૨.

**શ્રીરામચંદની જન્મ કુંડલી.**



ચં. ગુ. લગ્ન સ્થાનમાં હોવાથી ઉચ્ચ આદર્શ શક્તિ ધારણ કરવાવાળા, પિતાવિહોણા, અને ઓરમાન-માતાની પીડાવાળા થાય.

ચં. ગુ. કે.—મહાપુરૂષ અને તેજસ્વી તથા શુ. ગુ. ચં. મર્યાદાપાલક થાય.

શ. ભૌ. સૂ. ગુ. ચં. રા. શુ. કે.—મહાન્ આદર્શવાદી, રાજેશ્વર, ચીરાગ્રણી અને શત્રુનો નાશ કરનાર થાય.

**શ્રીકૃષ્ણનો પ્રાકટ્ય સમયઃ—**

જન્મઃ—શ્વેત વારાહ કલ્પમાં, વૈવસ્વત નામના મન્વન્તરમાં ૨૮મા દ્વાપર યુગના ૮૬૩૯૦૦ વર્ષ ગયાં ત્યારે

અને કલિયુગનાં ૧૦૦ વર્ષ બાકી રહ્યાં ત્યારે વિરોધિ નામના સંવત્સરમાં, દક્ષિણાયનના સૂર્યમાં, વર્ષાઋતુમાં, શ્રાવણ વદ ૮ બુધવાર ઘટી ૫૦ પળ ૪૪, રોહિણી નક્ષત્ર ઘડી ૫૨ પળ ૫૧ જન્મ નક્ષત્રમાં, વજ્રયોગ ઘડી ૫૩ પળ ૨૦ સમયે.

શ્રીકૃષ્ણની જન્મકુંડલી.




ચં. બુ. મં.–૩ ગ્રહો ઉચ્ચના હોવાથી જગતનું કલ્યાણ કરાવે.

સૂ. બુ. શુ. શ. ગુ.–પાંચ ગ્રહો સ્વગ્રહી હોવાથી રાજાઓ પણ તેમના ચરણને વંદન કરે. રાજયોગ હોવા છતાં રાજ્યનો સ્વીકાર કરે નહિ. શનિ અને સૂર્ય સામસામા આવવાથી ૧૧ વરસ સુધી માતા-પિતાનો વિયોગ અને સહુ દુષ્ટોનો સંહાર કરાવે.

૧૨–મે કેતુ હોવાથી કારાગૃહમાં જન્મ થાય.

જ્યોતિષ શાસ્ત્રના રચનારા તથા વેદવેત્તા ગર્ગાચાર્યે શ્રીકૃષ્ણ તથા બલભદ્રના દ્વિજ જાતિના સંસ્કાર કરતી વખતે નંદરાયજીને એકાંતમાં કહ્યું કેઃ—"યુગેયુગે અવતાર ધરનારા તમારા આ નાના પુત્રના શરીરના શ્વેત, રક્ત તથા પીત એમ ત્રણ વર્ણ છે. હમણાં તે કૃષ્ણવર્ણ અવતર્યા છે, તેથી તે 'શ્રીકૃષ્ણ' નામે કહેવાશે. તમારા આ પુત્રના ગુણ તથા કર્મોને અનુસરતાં ઘણાં નામ અને રૂપો છે. ગોવાળિયાઓ તથા ગોકુલને આનંદ આપનારો આ બાળક તમારૂં કલ્યાણ કરશે. અને તમો આ બાળકવડે પરિશ્રમ વિના સર્વ સંકટોને તરી જશો. જે મહાભાગ્યશાળી મનુષ્યો આના ઉપર પ્રીતિ કરશે તેઓનો શત્રુઓ પરાભવ કરી શકશે નહિ. તમારો પુત્ર ગુણ, લક્ષ્મી, કીર્તિ તથા પ્રભાવમાં નારાયણના સરખો છે.

**શ્રી ચૈતન્ય મહાપ્રભુનો જન્મઃ—**

શકે વર્ષ ૧૪૦૭ ફાગણ મહિનાની પૂર્ણિમાએ સાંજના વખતે. અંગ્રેજી તા. ૧૮-૨-૧૪૮૫.

દેહ વિલય-સંવત્ ૧૫૯૦ અષાડ મહિનો, અંગ્રેજી તા. – –૧૫૩૩ની સાલમાં ૪૫મા વર્ષે શ્રીજગન્નાથમાં લીન થઈ ગયા.

## શ્રીચૈતન્ય મહાપ્રભુની જન્મકુંડલી.




રવિ, બુધ, શુક્ર, રાહુ-૭મા સ્થાનમાં હોવાથી વૈરાગ્યમાં મનવાળા,

ગુ. મં.-પાંચમા સ્થાનમાં હોવાથી દૈવીવિદ્યાના ચિંતવનમાં લીન રહેતા હોવાથી નિંદા અને નિંદ્ય વાતોની દરકારવગરના અને પરમ ધ્યેયની કોશીશ કરવાવાળા થાય.

ચં. કે.–૧લા સ્થાનમાં હોવાથી લગ્નબાદ ત્રણ ચાર વર્ષ પછી સ્ત્રીનો ત્યાગ કરનાર થાય.

શ.–૪થા સ્થાનમાં હોવાથી મહાન્ પુરુષ થાય. નામસ્મરણ કર્યા કરે અને ઈષ્ટદેવનું ધ્યાન ધર્યા કરે.

**શ્રીરામકૃષ્ણ પરમહંસનો જન્મ સમયઃ—**

શકે ૧૭૫૬ ફાગણ સુદ ૨ બુધવાર સૂર્યોદયાત્ ઈષ્ટ ઘડી ૧ અને પલ ૫૬, અંગ્રેજી તા. ૧૭-૨-૧૮૩૬.

મહા પ્રયાણ—ભાદ્રપદ સુદ ૧, અંગ્રેજી તા. ૧૬-૮-૧૮૮૬.

કુલ ૫૦ વર્ષ ભૂતલ પર બીરાજ્યા.

શ્રીરામકૃષ્ણની જન્મકુંડલી.




બુ. શુ. સૂ.—પ્રથમ સ્થાને હોવાથી મહાન્ વિચારક, પ્રસિદ્ધ યશવાળા, તેજસ્વી, યોગનિષ્ઠ, અને તત્ત્વજ્ઞાની થાય.

**શ્રીવિવેકાનંદસ્વામીનો જન્મ સમયઃ—**

ઇ. સ. ૧૮૬૩ તા. ૧૨મી જાન્યુઆરી સંવત્ ૧૯૧૯, શાકે ૧૭૮૪ના પૌષ માસ કૃષ્ણપક્ષ ૭ને સોમવારે મકરસંક્રાંતિનો મહાપુણ્ય પર્વદિવસ હતો.

મહા પ્રયાણઃ—ઇ. સ. ૧૯૦૨. કુલે ૩૯ વર્ષ ભૂતલ પર બીરાજ્યા.

**શ્રીવિવેકાનંદ સ્વામીની જન્મકુંડલી.**




લગ્નમાં સૂ. શુ. અને બુ.—મહાન્ વિચારક, તેજઃ પુજવાળા, દિવ્ય પથપ્રવર્તક, ભક્તોને તારનાર, સર્વતીર્થયાત્રી, યોગસાધક, તત્ત્વદર્શક, અને તાર્કિક પંડિત થાય.

લ્મા સ્થાને શુ. ચં. શ.—નિર્મળમતિ, શાસ્ત્ર પારદ્રષ્ટા, યોગનિષ્ઠ, આધ્યાત્મિક તત્ત્વાન્વેષી, અને મહાન્ પ્રતિભાસંપન્ન થાય.

## શ્રીઠાકુર હરનાથનો જન્મ સમયઃ—

જન્મઃ—વિક્રમ સંવત્ ૧૯૨૧ના અષાડ સુદિ ૮ ઘડી ૩૪ પળ ૭ શનિવાર. હસ્તનક્ષત્ર ઘડી ૩૨, પળ ૨૯. પરિઘયોગ ઘડી ૪૩, પળ ૧૭ જન્મયોગ, વિષ્ટિકરણ. જન્મરાશિ કન્યા. જન્મ સમય સૂર્યોદયે ક. ૫ મી. ૨૪ સે. ૩૩ સમયે, અંગ્રેજી તા. ૧-૭–૧૮૬૫.

મહા પ્રયાણઃ—ઇ. સ. ૧૯૨૭ની તા. ૨૫મી મે શનિવારે રાતના સમય ૯ કલાકે. કૂલ ૬૨ વર્ષ ભૂતલ પર બીરાજ્યા.

### શ્રીઠાકુર હરનાથની જન્મકુંડલી.




ગ્રહફલઃ—રાજયોગ, સન્યાસ યોગ તથા પ્રબળ ભક્તિયોગવાળા, નાના પ્રકારની સિદ્ધિ–વિભૂતિયુક્ત, ઘણા સેવકવાળા, ઉદાર મતવાદી, વૈષ્ણવોના ઉપાસક, મિથુન લગ્ન અને કન્યારાશિ તથા લગ્નમાં સ્વગૃહી બુધ હોવાથી સર્વથી શ્રેષ્ઠ છતાં નવીન સંપ્રદાયને સ્થાપશે નહિ, કિન્તુ પુરાતન ભાવને નવજીવન આપશે..

## परिशिष्ट. २

॥ श्रीकृष्ण : ॥

# श्रीहरनाथजन्मचरितम्

( प्रणेता. वे शा. सं. यशवन्त नीलकण्ठ कवीश्वर. )

आर्या—श्रीहरनाथकथामृत सुखविल भवतापतप्तजनतेला ॥
भावेंत वर्णावि, त्याजुनि धुतस्तविलकां सुजनतेला ॥१॥

आर्या—बंगाल प्रान्त बांकुरा मंडल ॥ तालुका, विष्णुपूर निर्मल ॥
तेथूनि जें अतिशय जवळ ॥ सोनामुखी गांव तें ॥२॥

श्लोक—तस्मिन सदाचाररतः सुशील: ॥
श्रीविष्णुपूजारतचित्तवृत्तिः ॥
दारिद्र्यपीडापरिपीडितोऽपि ॥
तुष्टः स तस्थौ जयरामनामा ॥३॥

आर्या—व्यवहारी धन न सतां होती जे क्लेश ते न सांगवती ॥
आप्तेष्ट मित्र करिती तेवि अनादर घडे जसा गवती ॥४॥

श्लोक—श्रीमत्कृष्णकृपाप्रसादवशतस्तद्गेहिनी सुंदरी ॥
देवी नाम यथार्थमेव समभूत्तस्याः कृतेश्चाकृतेः ॥
सर्वे नागरिकाश्च तं सुकृतिनं साक्षात्शिवं मेनिरे ॥
तद्भार्यामपि पार्वतीमिति विदुर्दृष्ट्वा तयोर्वर्तनम् ॥५॥

श्लोक—वेदोपाध्यायवंशेऽस्मिन् यत्तुल्यः सुकृती पुमान् ॥
न बभूव पुरा कश्चित् नैव चाग्रे भविष्यति ॥६॥

अंजनीगीत—
दारिद्रे जयराम गांजिला । माय छळी सापत्न तयाला ॥
सपत्नीक मग तेथुनि गेला । मातुल नगरीसी ॥७॥

आर्या—त्या येलेडाग्रामीं मातुल गेहीं सभार्य ते वसती ॥
निज कार्यदक्ष निरुपाधिक ते स्त्री पुरुष तुष्टतर
दीसती ॥८॥

श्लोक—साधुः कश्चिदुपागतः स नगरं श्रीकृष्णभक्तः स्वयं ॥
शालिग्राम शिलां निरीक्षितुमसौ प्रत्यार्च्य प्राविशत् ॥
दृष्ट्वा तां जयराम सन्निधिगतां मूर्ति जगौ योगिराट् ॥
प्रत्यक्षं भगवानयं यदुपतिः श्रीकृष्णदेवस्थिति ॥९॥

साकी—सेवाधर्म स्वीकारुनि जयराम उदर निर्वाहा ॥
करुनि सुखे सकलत्र राहिले लेउनि सुपर्णवाहा ॥१०॥

ओवी—ऐसा गृहस्थाश्रम भोगिती । पुत्रत्रय लाभले दंपती ॥
परी दैवाची विचित्र गती । अल्पायुषी झाहले ते ॥११॥

श्लोक—एवं महात्मनस्तस्य दुःखशोकभयप्रदः ॥
समयो निरगादग्रे दिष्टमिष्टमागतम् ॥१२॥

पद—जगदीश दयेची दृष्टि, झाहली सुधामय वृष्टि ॥ध्रु॥
मर्मताप झाले शांत हर्षला सुंदरी कांत ॥
दारिद्र्य पावले अंत, जन वदति तया श्रीमन्त ॥
परिनिरहंकार स्वांत जयराम-खरे ते संत ॥

आर्या—सेवक जन मग जाती सर्व कपाटें करुनिया बंद ॥
जायसती ही गेहीं राहतो एक संत सानंद ॥२८॥
पंच चामर जाहला समय प्रभात निघे सती शिवमंदिरा ॥
काढुनी कुलुप खुले करि द्वार सांगुनि चाकरा ॥
आंत जाऊनि पाहतां दिसला न साधु तसी धुनी ॥
विस्मिता परतें गृहीं मग खिन्न मानसी होउनी ॥२९॥

पद—घडला संताचा अपमान म्हणुनी दुःखकरी ॥ध्रु॥
वाटे मजला होउनि संत । आला असेल गौरीकान्त ॥
कळतां पतिला हा वृत्तान्त । करितिल हंत खेदमनीं ॥३०॥

आर्या—या परि बोलुनि पडली मूर्छित वाटे तिला न आराम ॥
तो आले कार्य करुनि गावाहुनी भक्तराज जयराम ॥३१॥

श्लोक— मूर्छापनोदार्थ—कृतोपचाराम् ॥
दासी जनाङ्कार्पितगात्रभाराम् ॥
दृष्ट्वा स कांतां गुणगौरवाढ्यां ॥
तस्याः समीपं स्वयमाजगाम ॥३२॥

श्लोक—जगाद जयरामोऽसौ स्वगेहं कश्चिदागतः ॥
विलोकितस्त्वया साधु रूपसद्गुणसंयुतः ॥३३॥

ओवी—ऐकूनि ऐसें पतिवचन । सुंदरी देवी उघडी नयन ॥
उठूनि वंदी पतिचरण । म्हणे सज्जन कोठें तो ॥३

आर्या—जयराम वदे स्वप्नी पाहियला संत तो मला बोले ॥
[illegible] गौरीप्रयोगें संतुष्ट मी म्हणुनी डोले ॥३

आर्या [illegible] जागरी [illegible]

श्लोक.— योगी वदे तूं मम सत्य माता
भिक्षा मलादे वसरी स्वहाता
मी पुत्र येते स्वमनांत ठेवी ॥
देई मला आश्रय पूर्ण देवी ॥१९॥

ओवी—साध्वी वदे जोडुनी हात । वास कैसा मिळेल घरांत ॥
आपण थोर संत महन्त । जे उचित ते करावें ॥२०॥

आर्या—संत वदे तरि देई आज्ञा शिवमंदिरी वसायास ॥
देवी म्हणे उचित हें आम्हाला यांत काय आयास ॥२१॥

श्लोक—श्रुत्वेति वचनं साधुराजगाम शिवालयम् ॥
सानंद सादरं दृष्ट्वा तं देवं प्रणनाम सः ॥२२॥

छंद—लाविली धुनी वसुनी आसनी । नाम मंत्रही वदत आननीं ॥
तेथ येउनी सुंदरी सती । मधुर वदतसे करूनिया नती ॥

आर्या—काय तुम्हाला भिक्षा देउं । मागा मनी न कोपावे ॥
नेहीराहुं न दिले हें कोपनिदान सर्वलोपाचे ॥२४॥

वृ.— उवाच साधुःपतिदेवतां तां ॥
प्रातस्त्वया संविहितोऽस्ति पाकः ॥
रूपं सुधास्वादयुतं पवित्रं ॥
तथैव ता गोघृतपक्वपोलिकाः ॥२५॥

चा.— पंचाधिक बीस हजार ॥ रूपयाचा खर्च उदार ॥
फरि करर्यि शाकरागार

चा. प —देखिले न भूसुर कटि ॥१३॥

ओवी—प्रासाद तुल्य आत्मसदन । धनधान्य वसन वाहन ॥
आणीक दास दासीजन । आनंदाने राहती ॥१४॥

आर्या—अभ्यागत कोणीही येतां सत्कार होतसे नित्य ॥
ऐसे गृहस्थ धर्म व्रत पालन तारनार हेसत्य ॥१५॥

आर्या—कोणे एके दिवर्सी बाबु जयराम कालिका नगरी ॥
गेले असतां घडला वृत्तांत विचित्र हर्ष पूर्णधरीं ॥१६॥

गद्य— अथ कदाचित् सकलजनतानंदसंदोह-
वितरणदक्षिणे, प्रत्यालयं, प्रज्यलितदलित
दीपिकाप्रकाशधवलितदिग्वलये,
शीतमंदप्रचलितवातानीतसुमनसौगंध्य-
मये, सायंतनसमये, द्वारि दौवारिकजन-
परिवारितोऽपि सदनान्तः संप्रविष्टः
सविस्तरश्रम इव सजलजलदगिरिविशेष-

श्लोक:— योगी वदे तूं मम सत्य माता
भिक्षा मलाही पसरी स्वहाता
मी पुत्र येसे स्वमनांत ठेवी ॥
देई मला आश्रय पूर्ण देवी ॥१९॥

ओवी—साध्वी वदे जोडुनी हात । घास कैसा मिळेल घरांत ॥
आपण थोर संत महन्त । जे उचित ते करावें ॥२०॥

आर्या—संत वदे तरि देई आज्ञा शिवमंदिरी वसावास ॥
देवी म्हणे उचित हे आम्हाला यांत काय आयास ॥२१॥

श्लोक—श्रुत्वेति वचनं साधुराजगाम शिवालयम् ॥
सानंद सादरं दृष्ट्वा तं देवं प्रणनाम मः ॥२२॥

छंद—लाविली धुनी यसुनी आसनी । नाम मंत्रही वदत आननीं ॥
तेथ येउनी सुंदरी सती । मधुर वदतसे करूनिया नती ॥

आर्या—काय तुम्हाला भिक्षा देऊं । मागा मनी न कोपावे ॥
गेहीराहु न दिले हे कोपनिदान सर्वलोपावे ॥२४॥

श्लोक— उवाच साधुःपतिदेवतां तां ॥
प्रातस्त्वया संविहितोऽस्ति पाकः ॥
सूपं सुधास्वादयुतं पवित्रं ॥
तथैव ता गोघृतपक्वपोलिकाः ॥२५॥

आर्या—तेआणुनि मजपाशे तद्भोजन करुनि तृप्त होइन मी ॥
साश्चर्य सती आणुनी देई ते अन्नतत्पदास नमी॥२६॥

ओवी—भोजने झाली त्याची तृप्ती । संत पहुडले भूमी वरती ॥
इकडे सेवक जन करिती । शेजारती प्रभूची ॥२७॥

चा.— पंचाधिक वीस हजार ॥ रूपयाचा खर्च उदार ॥
करि करवि शकरागार

चा. प —उबिले न भूसुर कहि ॥१३॥

ओवी—प्रासाद तुल्य आत्मसदन। धनधान्य वसन वाहन ॥
आणीक दास दासीजन। आनंदाने राहती ॥१४॥

आर्या—अभ्यागत कोणीही येतां सत्कार होतसे नित्य ॥
घेसे गृहस्थ धर्म व्रत पालन तारनार हेसत्य ॥१५॥

आर्या—कोणे एके दिवसीं बाबु जयराम कालिका नगरी ॥
गेले असतां घडला वृत्तांत विचित्र हर्ष पूर्णघरीं॥१६॥

गद्य— अथ कदाचित् सकलजनतानंदसंदोह-
वितरणदक्षिणे, प्रत्यालयं, प्रज्वलितलसित
दीपिकाप्रकाशधवलितदिग्वलये,
शीतमंदप्रचलितवातानीतसुमनसौगंध्य-
मग्ने, सायंतनसमये, द्वारि दौवारिकजन-
परिवारितोऽपि सदनान्तः संप्रविष्टः
सचिरदरप्रभा इव सजलजलदनिविशेष-
सुनीलप्रभ, रुचिरतरस्वशरीरकांतिपुर-
षिविर्जितपवशरो धूर्जटिरिवोपरि प्रबद्ध
जटाजूटः, करपुटमिषिष्टभिक्षाभाजनः
स सज्जनः सुंदरीदेवीपुरतः समेत्य नमः
शिवायेति वदन् स्वस्थः सन्नवलस्थौ ॥१७॥

साकी—चकित भई तब मनमें साध्वी पगपर शीस नमावे ॥
बोलत मधुरा बानी साधो प्रभो कैसे तुम आवे॥१८॥

श्लोक— योगी वदे तूं मम सत्य माता
भिक्षा मलादे पसरी स्वहाता
मी पुत्र येसे स्वमनांत ठेवी ॥
देई मला आश्रय पूर्ण देवी ॥१९॥

ओवी—साध्वी वदे जोडुनी हात । वास कैसा मिळेल घरांत ॥
आपण थोर संत महन्त । जे उचित ते करावें ॥२०॥

आर्या—मंत वदे तरि देई आज्ञा शिवमंदिरीं वसायास ॥
देवी म्हणे उचित हें आम्हाला यांत काय आयास ॥२१॥

श्लोक—श्रुत्वेति वचनं साधुराजगाम शिवालयम् ॥
सानंदं सादरं दृष्ट्वा तं देवं प्रणनाम मः ॥२२॥

छंद—लाविली धुनी वसुनी आसनीं । नाम मंत्रही वदत आननीं ॥
तेथ येउनी सुंदरी सती । मधुर वदतसे करूनिया नती ॥

आर्या—काय तुम्हाला भिक्षा देउं । मागा मनी न कोपावें ॥
गेहीराहु न विले हें कोपनिधान सर्वलोपावे ॥२४॥

श्लोक— उवाच साधुःपतिदेवतां तां ॥
प्रातस्त्वया संविहितोऽस्ति पाकः ॥
रूपं सुधास्वादयुतं पवित्रं ॥
तथैव ता गोघृतपक्वपोलिकाः ॥२५॥

आर्या—तेआणुनि मजवाचे तद्भोजन करुनि तृप्त होइन मी ॥
साश्चर्य सती आणुनी देई ते अन्नतत्पदास नमी॥२६॥

ओवी—भोजने झाली त्याची तृप्ती । संत पहुडले भूमी वरती ॥
इकडे सेवक जन करिती । शेजारती प्रभूची ॥२७॥

आर्या-सेवक जन मगजाती सर्व कपाटे करुनिया बंद ॥
जायसती ही नव्हीं राहतो एक संत सानंद ॥२८॥
पंच यामर जाहला समय प्रभात निघे सती शिघमंदिरा॥
काढुनी कुलुप खुले वरिदार सांगुनि चाकरा ॥
आंत जाऊनि पाहतां दिसला न साधु तसी धुनी ॥
विस्मिता परते गृही मग खिन्न मानसी होउनी ॥२९॥

पद—घडला संताचा अपमान म्हणुनी दुःखकरी ॥ध्रु॥
वाटे मजला होउनि संत । आला अमेल गौरीकान्त ॥
फळतां पतिला हा वृत्तान्त । करितिल ईत खेदमनी ॥३०॥

आर्या—या परि बोलुनि पडली मूर्छित वाटे तिला न आराम ॥
तो अले कार्य करुनि गावाहुनी भवराज जयराम॥३१॥

श्लोक— मूर्छापनोदार्थ—कृतोपचाराम् ॥
दासी जनार्ङ्कार्पितगात्रभाराम् ॥
दृष्ट्वा स कान्तां गुणगौरवाढ्यां ॥
तस्याः समीपं त्वरमाजगाम ॥३२॥

श्लोक—अगाद जयरामोऽसौ स्वगेहं कश्चिदागत. ॥
विलोकितस्त्वया साधु रूपसद्गुणसंयुत. ॥३३॥

ओवी—ऐकुनिहि पतिवचन । सुंदरी देखी उघडी नयन॥
उठुनि वंदी पतिचरण। म्हणे सज्जन कोठें तो ॥३४॥

आर्या—जयराम वदे स्वप्नी पाहियला सतसो मना बोले ॥
त्वद्वार्यी कृत गौरवयोगें सतुष्ट मी म्हणुनी डोले ॥३५॥

आर्या—माझा निवास होइल तुमच्या ...स्नांत जा घरी त्वरित ॥

ते देखतां सकलजन झाले विस्मित सुखाति-
शय भरित ॥३६॥

ओवी—घरी घडले वर्तमान। तें पतीसी केले निवेदन॥
या परी जाता कांही दीन। सती गर्भिणी जाहली॥३७॥

ओवी—अट्टासे पासष्ट सन। मास जुलै दिनांकतिन॥
आंग्लरीत्या कालमान। यापरी वर्णिले ग्रंथान्तरी॥३८॥

आर्या—मनुजाक्षि जलधि युग ब्रह्मशके पंचमीतिथी होती॥
आषाढ कृष्ण पक्षी प्रकटे हरनाथ हे स्वयंज्योती॥३९॥

श्लोक—विलोक्य पुत्रं कमनीयगात्रं सुलक्षणं श्रीहरनाथसंज्ञं॥
प्रहर्षितौ मोदभरेण दंपती, वितेनतुः पुत्रमहोत्सवं तौ॥४०॥

कवीश्वरीपाभिधेन नीलकंठतनूभुवा॥
लिखित यशवंतेन हरनाथकथानकम्॥४१॥

॥ इतिश्री ॥



# પરિશિષ્ટ ૩.

## श्रीहरनाथाष्टकम्

(१)

भक्तजनार्चित-पाद-सरोजं काम्य-मनोहर-मूर्तिविराजम् ।
श्रीजयरामसुतं भवपोतं तं प्रणमामि श्रीहरनाथम् ॥

(२)

सर्वजनेप्सित-सिद्धि-विधानं दीनजनार्तेः शान्ति-निधानम् ।
पातकि-पातकमुच्छमयन्तं तं प्रणमामि श्रीहरनाथम् ॥

(३)

कुसुम-कुमारी-सेवित-चरणं नर-तनु-गुप्तामरमहिमानम् ।
सतत-कृष्ण-कथा-रस-तत्त्वं तं प्रणमामि श्रीहरनाथम् ॥

(४)

स्वर्णमुखीजलधीन्दुसदृक्षं दीनदयालुतया सुरवृक्षम् ।
साधक-कुञ्जरमेकमनन्तं तं प्रणमामि श्रीहरनाथम् ॥

(५)

इन्दु-विनिन्दित-सुन्दर-तुण्डं काश-विकाश-सुशोभित-मुण्डम् ।
सज्जन-पालक-दुर्जन-दण्डं तं प्रणमामि श्रीहरनाथम् ॥

(६)

सन्तत-भक्त-कृपापर-चित्तं गूढ-महाव्रतमव्यय-तत्त्वम् ।
मङ्गल-दान-सदोद्यत-हस्तं तं प्रणमामि श्रीहरनाथम् ॥

(७)

खर्वित-दुर्जय-रिपुकुल-गर्वं घ्नन्तं भजतां कलुष मर्वम ।
प्रोज्झित-चेतनधर्म-सनाथं तं प्रणमामि श्रीहरनाथम् ॥

(८)

भ्रान्त-भवार्णव-पान्थ-सुमित्रं संसृति-ताप-निवारण-छत्रम् ।
प्रेम-सुधाझर-समप्लुत-चित्तम् तं प्रणमामि श्रीहरनाथम् ॥

निष्किञ्चन-कृत स्तोत्रं यः पठेद् भक्तिभावतः ।
हरनाथपदे भक्तिं स लभेन्नात्र संशयः ॥

